આપ[redacted]ત્રિકા

જેમને

પાઘડી કે ટોપી

બંધ બેસતી થાય

તેમને

સપ્રેમ અર્પણ.



એક બીજમાંથી ફણગો ફુટે છે, અને પરમાત્માની ઇચ્છા હોય તો ફણગામાંથી નાનું કે મોટું વૃક્ષ પણ થાય છે. '*નકો નગરીઓ*' નું બીજ દોઢ દાયકા મોર વાવ્યું, અને સ્હેજ ફણગો ફુટયો, ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તે વિશેષ ફાલશે.

ભૂતકાળમાં જન્મેલો '**નકો નગરીઓ**' વર્તમાન-કાળમાં જાગે છે, અને જુએ છે; એટલુંજ નહીં પણ ભવિષ્યકાળમાં પણ જરી ડોકીઉં કરે છે.

ગઇ કાલનો જમાનો આજે નથી; આજનો જમાનો આવતી કાલે નથી. આજે નવું તે કાલે જુનું થાય છે. નવા આચાર અને નવા વિચારવાળાનું જુના આચાર વિચાર સાથે ઘર્ષણ થાય છે. આમ પૃથ્વી જ્યાં લગી પરિભ્રમણ કરશે ત્યાં લગી આ ઘટમાળ પણ ચાલ્યા કરશે.

'**નકો નગરીઓ**' નું કાંડું એકવાર હાથમાં લીઓ. તમને જુના અને નવા જગતમાં ફેરવશે; અનેક પાત્રો ઓળખાણ પડાવશે; અનેકવિધ મર્માળ આનન્દના

દેખાડશે. પરિણામે તમારા પડખાંની એક પણ પાંસળી ન ઉછળે તો—તેને ધબ દેતે ધક્કો મારજો; પણ જો ઉછળે તો—! તેને કરકમળમાં લઇ સ્નેહથી સાચવજો—સંભાળજો.

હાસ્યના પુસ્તકને આથી બીજી કઇ પ્રસ્તાવના હોઇ શકે !

રાજકોટ.
નાળિયેરી પૂર્ણિમા,
સંવત ૧૯૯૨.

ઓલિયા-જોશી

# અનુક્રમણિકા




| | પ્રકરણનું નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પૂર્વાવસ્થા.... | ૧ |
| ૨ | જાગૃતિ કાળ | ૧૪ |
| ૩ | હૉલમાં .... | ૨૬ |
| ૪ | દરદીને બિછાને | ૩૬ |
| ૫ | નવા જુની | ૪૫ |
| ૬ | મ્યુઝયમમાં | ૫૫ |
| ૭ | પાર્લામેન્ટ કે પાંજરાપોળ !.... | ૬૯ |
| ૮ | સંસ્કારી-લગ્ન | ૯૨ |
| ૯ | મેકાર્થી સાહેબની મીમાંસા | ૧૦૯ |
| ૧૦ | નાતના વંડામાં | ૧૨૧ |
| ૧૧ | વકીલની ઓફીસે.... | ૧૪૦ |
| ૧૨ | ન્યાય મંદિરમાં દ્વંદ યુદ્ધ .... | ૧૫૩ |
| ૧૩ | આ શું ?.... | ૧૭૨ |
| ૧૪ | મોંના ! વાત માંડવી પડશે ? | ૧૮૧ |
| ૧૫ | સમયના પ્રવાહમાં | ૧૯૨ |
| ૧૬ | શેઠ મોટાનું સર્વ મોટું | ૨૦૬ |
| ૧૭ | એકજ ઉખ્કો .... | |

| | | |
|---|---|---|
| ૧૮ | સરલાબેનનું આશ્ચર્ય .... .... .... | ૨૩૫ |
| ૧૯ | સરલાનો સચોટ રદીઓ .... .... .... | ૨૫૩ |
| ૨૦ | વોય મા! ભૂત!.... .... .... .... | ૨૬૨ |
| ૨૧ | હરપ્રસન્ન હોસ્પિટલમાં .... .... .... | ૨૭૮ |
| ૨૨ | નક્ક નગરીઆની સન્નિપાત સૃષ્ટિ યાને મોનજી શેઠને સંદેશો .... .... | ૨૯૮ |

નકો—નગરીઓ.



મોનજી શેઠ

નકો—નગરીઓ.

“ હું ! મોના ! ”

| | | |
|---|---|---|
| ૧૮ | સરલાબેનનું આશ્ચર્ય .... .... .... | ૨૩૫ |
| ૧૯ | સરલાનો સચોટ રદીઓ .... .... .... | ૨૫૩ |
| ૨૦ | વોય મા! ભૂત!.... .... .... .... | ૨૬૨ |
| ૨૧ | હરપ્રસન્ન હોસ્પિટલમાં .... .... .... | ૨૭૮ |
| ૨૨ | નક્કી નગરીઓની સન્નિપાત સૃષ્ટિ યાને મોનજી શેઠનો સંદેશો .... .... | ૨૯૮ |

# નકો-નગરીઓ

યાને

# જુની આંખે નવા ચશ્મા.

## પ્રકરણ ૧ લું.

---

### પૂર્વાવસ્થા.

---

# નડો-નગરીઓ

## યાને

## જુની આંખે નવા ચશ્મા.

## પ્રકરણ ૧ લું.

---

### પૂર્વાવસ્થા.

---

ઓગણીસમી સદીના કાઠીઆવાડનો ઇતિહાસ અવલોકશું, તો મત્સ્યકલિયુગ પ્રવર્તતો હોય એમ જણાય છે. બળીઆના બે ભાગના સિદ્ધાંત અનુસાર બળવાન રાજ્ય નાના રાજ્યને કચરતું તેની કોઇ દાદ ફરીયાદ ન સાંભળતું. પેશ્વાઇ ઘોડા ખંડણી વસુલ કરવા નીકળતા ત્યારે ગમે તેમ લુંટફાટ ચલાવતા. લુંટારા અને બારવટીઆનો દોર દમામ ભારે હતો. તેવામાં કર્નલ વોકરે કાઠીઆવાડના ભોમ-ભૂમીઆઓ સાથે કોલ કરાર કર્યા, અને એજન્સીની સ્થાપના થઇ. ત્યારથી રફતે-રફતે શાંતિ ફેલાવા લાગી.

તે સમયે પાકા રસ્તા નહોતા, ત્યારે રેલ્વેનું તો પુછવુંજ કયાં? ગાડા માર્ગે સઘળો વ્યવહાર ચાલતો. એજન્સીનું પાટનગર રાજકોટ તે સમયે એક ગામડા જેવું હતું. આખું ગામ ગઢની અંદર વસી ગયેલું હતું. બેઠી બાંધણીના કચીઅર મકાનો, દુકાનો, આડીઅવળી ગલીઓ, અને ઠેરઠેર ઉકરડા જોવામાં આવતા. એટલું છતાં બદ-હજમી અને ક્ષય આદિ રોગથી સમાજ અજ્ઞાત હતી. તે સમયે મોંઘવારીનું કમિશન બેસાડવાની પણ જરૂર નહોતી, કારણ અનાજની બીલ્કુલ ખોટ નહોતી. રાલી કે વોલકર્ટ બ્રધર્સને કોઇ ઓળખતું નહોતું. એક કોરીનો ઘડો એક મીઠું તેલ મળતું. ઘેર ઘેર ઢોર હોવાના કારણસર ઘી દુધ પણ પેટમાં પુષ્કળ જતું.

સાર્વભૌમ મહારાણી શ્રી વિકટોરિયાના રાજ્યા-રોહણની માંગલિક ક્રિયા જે પ્રસંગે વેસ્ટ મિનિસ્ટર-આબેમાં થતી હતી, તેજ વખતે રાજકોટની એક શેરીમાં આવેલ વણિકના ઘરમાં થાળી વગડી, અને આપણા નકાભાઇનો જન્મ જાહેર થયો. નકાની માને ચાર છોકરાં થયાં, પણ વરસવરસના થઇ ગુજરી ગયેલા. કંકુ માશીના કહેવા પ્રમાણે નકાની માને શોકયનો વળગાડ હતો તેથી ઘેર ભુવા બોલાવી ખોડિયાર માતાને માનસ્યાં; દુધ ઘીની બાધા રાખવામાં આવી; અને તે બાધાનું

પરિણામ નકાનો જન્મ હોય એમ ખાત્રી થઇ. ખોટનો દીકરો ઇશ્વર પાછો ન લઇ લ્યે માટે પોતાની માલીકી તજી ઇશ્વરનેજ ખોળે રાખવામાં આવે તો બાળકનું આયુષ્ય વધે, એવી આસ્થાથી સામાન્ય રીતે તેને ભીખારી રાખવામાં આવે છેઃ બે ચાર વરસ સુધી આડોશી પાડોશી તથા સગાં સબંધી બાળકને માટે જોઇતા વસ્ત્રો પુરા પાડે; તેજ રીતે આપણા આ બાળકને પણ ભીખારી રાખવામાં આવ્યું. સત્યેન્દ્રરાવ—વિઘ્નહરરામ—પ્રસન્નમનશંકર—હેવા જડબા-ફાડ નામો તે કાળમાં કોઇને પસંદ નહોતા, પણ ટોગો—ઇટો—નોગી જેવા જપાનીઝ સ્ટાઇલના પુંજો—નાથો—ઘેલો—કચરો—ભુરો એવા સંક્ષિપ્ત નામો તે વખતની સમાજમાં પ્રચલિત હતા. તેજ પ્રમાણે આપણા આ બાળકનું ઓળી-ઝોળી '**નકો**' નામ પાડવામાં આવ્યું.

બળીઆ, અછબડા, શીતળા, મોટી ઉધરસ વગેરે પીડામાંથી એક પછી એક પસાર થઇ આપણો નકો લગભગ પાંચ વરસની ઉમરે પુગ્યો. તે સમયે છોકરા છોકરીના દેખાવમાં ઝાઝો ભેદ નહોતો. બંનેના નાક વીંધાવવામાં આવતાં; બંનેના હાથ પર છુંદણા પડાવવામાં આવતાં; છોકરીઓના કાનમાં વાળિયું, તો છોકરાના કાનમાં મરકી તંગલ; છોકરીના હાથમાં કડાં, તો છોકરાના હાથમાં સાંકળાં; છોકરીના પગમાં ત્રોડા કડલી, તો

છોકરાના પગમાં પણ તેવોજ શણગાર જોવામાં આવતો. ફક્ત છોકરીને માથે કુંચલી, તો છોકરો ત્રણ વરસનો થયા પછી કુંચલી જેવી ઘુઘરીવાળી ટોપી કાઢી માથું ઉઘાડું રાખવામાં આવતું, તેટલોજ તફાવત કહી શકાય. એકવાર એક તેલીઓ બાવો ફળીમાં અહાલેક જગાવતો આવ્યો, ત્યારે આપણો નકો નાના મોટા દાગીના સહીત પણ વસ્ત્ર રહીત રમતો હતો, તેને મમરા ખવરાવવાને બ્હાને બાવો ફોસલાવી લઇ જવાનું કરતો હતો; પણ નકો બાવાના ચીપીઆથી ભડકીને ભેંકડો તાણવા મંડયો, એટલે બાવો ગુપચુપ ચાલ્યો ગયો, નહીતર નકાનું વૃત્તાંત ટુંકેથી પતી જાત.

સાત વરસ સુધી નકો નાગો પુગો રમ્યો ભમ્યો, બાદ આઠમે વરસે વિજયાદશમીને દિવસે તેને પરાણે શીવા પંડયાની નિશાળે ભણવા બેસાડવામાં આવ્યો. જેમ તેમ કરતાં લાકડાની પાટી ઉપર ધુળ નાખીને સવળો એકડો ઘુંટતાં શીખ્યો. બાદ લેખાં બારાખડીમાં બીજે વરસે પાવરધો થયો, અને ત્રીજે વરસે ચીઠ્ઠી પત્રી લખતાં આવડયું એટલે નકાભાઇની વિદ્યાર્થી અવસ્થા પુરી થઇ. મહેતાજીનું લવાજમ લોટ તથા સીધું બાદ કરતાં રોકડી બાર કોરી ચુકવીને અગીઆરમે વરસે નકાને ઉઠાડી લેવામાં આવ્યો. નકાનાં બાપની જોકે પાણુકોરૂં, વેચવાની

દુકાન હતી, તોપણ નકાના ચોથી પેઢીએ વડવા મહાજનમાં બેસતા, એટલે નકાના કુટુંબની આબરૂ ઉંચી ગણાતી; જેથી નકાનો જન્મ થયો ત્યારથીજ કન્યાની માગણીઓ પુષ્કળ આવવા લાગી; અને ત્રીજેજ વર્ષે તેનું સગપણ કરવામાં આવ્યું. કન્યા નકા કરતાં એકાદ વર્ષ મોટી હતી, એટલે નકો નિશાળેથી ઉઠયો ત્યારે કન્યા લગભગ બાર વર્ષની થયેલ. જેથી કન્યાના માવતરને હવે ચટપટી થવા લાગી, અને તુરત લગ્ન નક્કી થયાં. ગામના લોકોએ ફુલાવી ફટાવી નવનાતનું ખરચ પણ કરાવ્યું.

અગ્યાર વર્ષની અડપલી વયે નકાભાઇએ ગૃહસ્થાશ્રમમાં પ્રથમ પગલાં માંડયાં.

[નોટઃ—સમાજનું બંધારણ રોમન પદ્ધતિ પર હતું. નોખનોખા કુટુમ્બની એક વ્યક્તિ ગણાતી. એવી અનેક વ્યકિતઓ મળી 'નાત' કહેવાતી. કુટુમ્બનો મોટેરો [*Pater–familias*] તેજ કુટુમ્બનો સર્વસત્તાધીશ ગણાતો. નાતની પાર્લામેન્ટમાં પણ તેજ બેસતો. એવા દશબાર મોટેરા સભ્યોનું મંડળ તે 'મહાજન' યાને નાતની કાર્યવાહક–કમીટી કહેવાતી. એ કુટુમ્બેશની હાજરીમાં કુટુમ્બનો કોઇપણ સભ્ય, પછી તે સાઠ કે પાંસઠ વર્ષની વયનો હોય, તોપણ બાળક સમાન લેખાય; એટલે તેને ઝાઝું બોલવાનો કે ચાલવાનો હક નહીં. સ્ત્રીવર્ગની તો ફકત જંગમ મિલ્કત [*Chattel*]માંજ ગણતરી હતી. જંગમ મિલ્કતને જેમ વાપ

નહીં, તેમ સ્ત્રીવર્ગ પણ જીવ્હા છતાં વાચારહીત પ્રાણી હતું. જંગમ મિલ્કત જેમ કિંમતી તેમ તેને ચોર કે લુંટારાના ભયથી દાટી રાખવામાં આવે, તેમ આ વાચારહીત પ્રાણીને પણ ગુપ્ત રાખવાની ખાસ કાળજી રાખવામાં આવતી. આવી સ્થિતિમાં ગૃહસ્થાશ્રમ કેવો આનંદમય ચાલતો હશે તે તો નકાભાઈ અત્યારે હયાત હોત તો કહી શકત]

ગૃહસ્થાશ્રમને હજુ વરસ દિવસ પુરૂં ન થયું, ત્યાં તો નકાની વહુને માથે તડપીટ પડવા માંડી. નકાની વહુને છાણાં થાપવામાં પુરી કુશળતા ન હોવાના કારણસર એકવાર ચાર કલાક ઘંટીની શીક્ષા કરવામાં આવી. પરણ્યા છતાં નકાનું મન—સાતતાલી—હુડતત્તી તથા મગમાટલી—માંજ હતું. તેનામાં હજુ સુધી પ્રૌઢપણુ ન જણાયાથી તેને રૂપચંદ શેઠની શરાફી દુકાને ઉમેદવાર તરીકે રખાવવામાં આવ્યો. દુકાન સાફસુફ કરવાનું અને પીત્તળની દીવી અને દ્દવાત માંજવાનું કામ તેને સોંપવામાં આવ્યું. તેમાં તે કુશળ થયો, એટલે બીજે વરસે શેઠના ઘરનું શાકપાન અને પરચુરણ ચીજની ખરીદીનું કામ સોંપાયું. શેઠને કાંઇક વિશ્વાસ બેસવાથી તેને આવરા ખતાવહીના નામા માંડવાનો ઉંચો હોદ્દો આપવામાં આવ્યો. જેથી ઉમેદવાર તરીકે એક બીજો છોકરો નામે '**સોનો**' દાખલ થયો.

દરમ્યાન નકાની ઓરતને સિમંતનું મુહૂર્ત આવ્યું. નાતનું જમણ તો થવુંજ જોઇએ. રૂપચંદ શેઠે એકસો એક

કોરીની મદદ આપી, અને આ શુભ અવસરે નાત જમી. નાતના પ્રતાપે કન્યા અવતરી જેનું નામ 'ઝકલ' પાડવામાં આવ્યું. મનુષ્ય જીવન એક સરખું સુખમય ભાગ્યેજ ચાલતું હશે. નકાને માથે અણધારી આફત આવી પડી. તેના બાપને પીઠ ઉપર એક ગુમડું થયું જે વધતું ચાલ્યું. ઘેલા વાળંદ પાસે તેનું ઓપરેશન કરાવ્યા છતાં આરામ ન થયો; તેમાંથી રતવાનું રૂપ પકડયું, અને છેવટે તેનું મોત નીપજ્યું. સારે કે માઠે પ્રસંગે નાત તો જમવા માટે તૈયારજ હોય છે. નકાની આર્થિક સ્થિતિ બહુ સારી નહોતી. દુકાનમાં સો બસો કોરીનો માલથાલ ઉપરાંત ઘરનું એક ઘર અને કાંઇક દાગીના હતા; તોપણ તેના કુટુમ્બની આબરૂ મોટી ગણાતી, એટલે મહાજનના શેઠીઆઓએ આગ્રહ કર્યો કે નકાના બાપનું તો ગામ ખરચ થવુંજ જોઇએ. ફકત રૂપચંદ શેઠ કાંઇક વિરૂદ્ધ હતા. કુટુમ્બની લાજ રાખવા માટે ઘરના બે ત્રણ દાગીના રૂપચંદ શેઠને ત્યાં ઘરેણે મૂકી અને કંઇક રકમ એ શેઠ પાસેથી અંગ ઉધાર લઇને નકાના બાપનું ગામ ખરચ ઉજવવામાં આવ્યું. મહાજને નકાને પાઘડી બંધાવી. નાતના વંડામાં ગામ જમતું હતું, અને મહાજનના જણો પીરસવામાં હતા. તેવામાં નાથો પુલાણી અને ટભો તોલીઓ એ બે જણા ગોળ પાપડીની ભરેલી સુંડલીઓ પોતપોતાને ઘેર છુપી રીતે મોકલાવતા હતા, તે નકાના જોવામાં આવ્યું,

એટલે નકે ચોરી પકડી, અને હો-હા થઇ. માજન એટલે બેઠું હતું ત્યાં નકે ફરીયાદ કરી. એ બંને જણા માજનના અગ્રેસર ગણાતા કુટુમ્બના હતા; જેથી પુલાણી અને તોલીઆ કુટુમ્બના તમામ જણો ભેગા થઇ ગયા, અને સામા નકાને દમ ભરાવવા માંડયા.

[ ખુલાસો:—કુટુમ્બના નામો જુદી જુદી રીતે પડતાં (૧) કુટુમ્બના મુળ પુરૂષ ઉપરથી જેમકે:—ફુલાના વંશના-ફુલાણી; ખોધાના વંશના-ખોધાણી; સંધાના વંશના-સંધાણી; અડવાણી-લાલવાણી-સારંગવાણી વગેરે (૨) ધંધા ઉપરથી જેમકે:—દેવામાં પાંત્રીસ શેર અને લેવામાં પીસતાળીશ શેરના મણનો તોલ વાપરવામાં કુશળ માટે-તોલિયા; હિંગ, મરચું, મીઠું વગેરે વેંચે તે-ગાંધી; સોના રૂપાના સાચા ખોટા સીક્કા પારખવાનું કામ કરે તે-પારેખ; મેતાગીરી કરે તે-મેતા; ઢેઢને વ્હોરાવે તે-ઢેઢી વગેરે. ]

લોકો જમતા જમતા ઉભા થઇ ગયા, અને ઠીક પડયું તે પક્ષમાં ભળી રાડારાડ કરવા મંડયા. બોલાચાલીમાંથી ધક્કા મુક્કીમાં દૃશ્ય ફેરવાઇ ગયું. માજનના આવા ખાનદાન કુટુમ્બ માથે નકાએ ખોટું આળ મુકવાથી ત્યાંને ત્યાં તેનો સવા-પચીસ કોરી દંડ લેવામાં આવ્યો ત્યારે શાંતિ પ્રસરી. નાતે ખાધું ન ખાધું અને જમણવારનું કાર્ય પુરૂં થયું.

સત્તર વર્ષની વયે નકા માથે કુટુમ્બનો ભાર આવી પડયો. પોતાના બાપની દુકાનનો વહીવટ તેણે સંભાળ્યો.

રૂપચંદ શેઠના કરજની ફીકર હતી. નકાએ હિમ્મત ધરી વેપાર વધારવા તરફ લક્ષ દોર્યું જામનગર તે વખતે વેપારનું સારૂં સ્થળ હતું. રેશમ તથા કીનખાબની કારીગીરી આખા કાઠીઆવાડમાં પંકાતી. તેવા ઉંચા બરનો માલ સંઘરવાની નકાની શક્તિ નહોતી. પાણકોરાનો તો વેપાર ચાલતો હતો. તદૂઉપરાંત નગરનું બત્રીસું, કંકુ, અને સાડલા મંગાવી વેચવા માંડયાં. નગરની બનાવટનો એ માલ નકાને ત્યાં ખાસ મળતો, જેથી નકાને સૌ 'નકો-નગરીઓ'-ના નામથી ઓળખવા લાગ્યા. પુલાણી તથા તોલીઆ શેઠોની દુકાનો નકા નગરીઆની સામેજ હતી. નકાની સાફ દાનતથી ગ્રાહકો વધતાજ ગયા, તેમ તેમ પુલાણી અને તોલીઆ-વાળાની ઇર્ષ્યા પણ વધતી ગઇ. એ વરસમાં નકાએ રૂપચંદ શેઠનું કરજ ભરી દીધું.

એવામાં બજારમાં વાત ચાલી કે હિન્દુસ્થાનમાં સીપાઇ લોકોએ બળવો કર્યો છે, અને કંપની સરકાર ભારે મુશ્કેલીમાં આવી પડી છે. નકા નગરીઆની દુકાને એક પુરૂષ તથા ઓરત ચડી આવ્યા. ઓરતે નગરના સાડલા જોવા માંડયા. 'કેવા છો?' એમ નકાના ઉત્તરમાં 'ખ્રીસ્તી છીએ' એમ પેલા પુરૂષે જવાબ વાળ્યો. બજારમાં બળવાની જે ગપ ચાલતી હતી તે વિષે નકાએ પૂછતાં મોટો બળવો જાગ્યો છે, અને પોતાના સાહેબની પલટણ કાઠીઆવાડમાંથી

તુરતજ ઉપડી જવાની છે, પોતે સાહેબનો બુટલર હોઇ સાથેજ જવાનો છે-એમ તે ખ્રીસ્તી ગ્રાહકે નકાને સમાચાર જણાવ્યા.

ટભો તોલીઓ દુકાન બહાર ઉભો રહીને આ વાત સાંભળતો હતો, તેણે ખ્રીસ્તીને પૂછ્યું કે-'આ ઓરત કોણ છે?' 'તારે શું કામ છે?' ખ્રીસ્તીએ ગુસ્સાથી સામો સવાલ કર્યો. ટભો ત્યાંથી નાથા પુલાણીને ત્યાં ગયો, અને બંને જણા બહાર આવીને બજારમાં માણસો સાંભળે તેમ કહેવા લાગ્યા કે-' આ ઓરત તો સામલા ઢેઢની સગી છે.' 'ચલાવ બદમાસ'-નકા નગરીઆની દુકાનેથી માલ ખરીદી પોતાની ઓરત સાથે નીચે ઉતરીને રસ્તે પડતાં ટભા તથા નાથાને પોતાની લાકડીનો ઠોંસો ચખાડી સાહેબના બુટલરે શાલ પામરી ઓઢાડી.

ટભા તોલીઆ અને નાથા પુલાણીએ હવે વધારે જોર-શોરથી બોલવા માંડયું કે —'વાણીઆ થઇને ચાસન ઢેઢને દુકાનમાં બોલાવે ત્યારે તો બાકી શું રહ્યું? આતો પૃથ્વી રસાતાળ જવા બેઠી.' આંખના પલકારામાં માણસોનું ટોળું તરત ભેગું થયું. એક જણ કહે કે-નકાની આખી દુકાન અભડાણી છે માટે સદાબરી બાળી મૂકો. બીજો કહે કે-નકાનું શરીર અભડાયું છે માટે તેનું ખોળીયું ઉતરાવી નાખો. જોતજોતામાં નાતના વંડામાં પુલાણી તથા તોલીઆના

જણોએ ગામ ભેગું કર્યું. નકાને બોલાવવા માણસ મોકલ્યું. નકો આવ્યો. પણ બધા કહે કે નકો અભડાયો છે, નકો વટલાયો છે, માટે હવે તેને દુર કરો. કોઇ કહે—'નકો મુળથીજ ઢેડનું પાણકોરૂં લ્યે છે ત્યારે છાંટ લેતો નથી'. કોઇ કહે કે—'એ ઢેઢડી સાથે નકાને કાંઇક આડો વ્યવહાર છે.' નકાએ આ આરોપનો સાફ ઇનકાર કર્યો, અને તે ઢેડ છે એવું તેના જાણવામાં નહોતું એમ બચાવ કર્યો. એ બાઇ ઢેડ છે તેની આપણે ઢેડની નાત પાસે ખાત્રી કરાવવી જોઇએ, એવી રૂપચંદ શેઠે સુચના કરી. પણ આવી બાબતમાં તોલીઆ કે પુલાણી બોલ્યા તે તો—'*Presumptio-juris-et-de-jure-*' યાને વેદ-વાકયજ ગણાય—એમ કાયદા પ્રમાણે અનુમાન કર્યા સિવાય છુટકો નહીં; જેથી તે મુદ્દાની વાત પર કોઇએ લક્ષ આપ્યું નહીં, અને શોરબકોર વધવા માંડયો. 'નાત બાર કરો' —'નાત બાર કરો'— એવી ગર્જનાથી આખો વંડો ધ્રુજી ઉઠયો. કેવળ ઇર્ષ્યાથી આ આરોપ મુકાય છે એવી નકાની દલીલ હવામાંજ ઉડી ગઇ. દંડ મુકવાની રૂપચંદ શેઠની દરખાસ્ત પણ રદ ગઇ; અને તાત્કાલિક નકા નગરીઆ તથા તેના આખા કુટુમ્બને નાત-બહાર મુકવાનો માજને ઠરાવ કર્યો.

નકો નગરીઓ આવો જહાંગીરી ઠરાવ સાંભળી હેબતાઇ ગયો. 'નાતે મરવું નાતે તરવું' એ સિવાય

બીજો છુટકો નહોતો; નાત ઉપર બીજી કોઇ સત્તા પણ નહોતી. નકો જેમ તેમ વંડા બહાર નીકળ્યો, ત્યાં રસ્તા ઉપર છોકરાઓ—'નકો ઢેઢ-નકો ઢેઢ'--કહી બળતામાં ઘી હોમવા લાગ્યા. નકાનું મસ્તક ફરી ગયું. પોતે કઇ દિશાએ જાય છે, તેનું ભાન પણ ન રહ્યું. નકો સમજતો હતો કે પોતાના ઘર તરફ પોતે જાય છે, પણ તેનું વિધિ વાસ્તવિક તેને નદી ઉતારી ઉગમણી દિશા તરફ લઇ જતું હતું. તેના હાથમાં લાકડીના પરોણા સિવાય અત્યારે બીજો તેનો કોઇપણ સાથી નહોતો. ખેતર વાડી વોંકળા વગેરે ચીરી નકો આડે માર્ગે દોઢેક ગાઉ નીકળી ગયો. રસ્તામાં એક મોટો સર્પ તેના પગ પાસે થઇને ચાલ્યો ગયો, તેનું પણ નકાને ભાન ના રહ્યું.

પ્રભાકરના કિર્ણો જે આડી લીટીએ હતા, તે હવે સીધા થઇ ગયા; અને જોતજોતામાં સૂર્ય મોલડીની પેલે પાર ઉતરી ગયો; અને આખું રાજકોટ તિમિરથી આચ્છાદિત થઇ ગયું. તે વખતે આપણો નકો નગરીઓ પીરની ટેકરીવાળા ડુંગરમાં લથડીઆં ખાતો હતો. તેને શ્રમ પુરો લાગ્યો હતો. દિશા બીલ્કુલ સુઝતી નહોતી. મોઢે ફીણ આવી ગયા હતા. ત્યાં—' બચ્ચા કોન હયે '—એવો ગેબી અવાજ નકાને કાને આવ્યો. નકો ચમકયો. ' બચ્ચા કોન હયે '— એમ ફરીને ધ્વનિ સાંભળ્યો. નકાએ આસપાસ

નજર કરી તો કોઇ જોગી મહાત્મા દૃષ્ટિએ પડયા. ‘ બચ્ચા કોન હયે ’ — એમ બોલતા જોગીરાજ નકાની નજદીક આવ્યા. ‘ મહાત્મા હું એક દુઃખી વાણિયો છું. મને પાણીની બહુ તરસ લાગી છે. હું મરી જાઉં છું ’.

‘ ચલ બચ્ચા ’—કહી મહાત્માએ નકાનો હાથ પકડી ઉભો કર્યો. લાકડીને ટેકે નકો મહાત્માની પાછળ પાછળ ચાલ્યો. કયાં ગયો તેની તેને સુઝ ન પડી; પણ મહાત્માએ કમંડળમાંથી તેના ખોબામાં થોડું જળ રેડયું, તે નકાએ પીધું. નકાની આંખો ઘેરાવા લાગી, અને તે અઘોર નિદ્રામાં પડયો.



# પ્રકરણ ૨ જું.

## જાગૃતિ-કાળ.

આકાશ રજતમય હતું. રૂપેરીમાંથી સોનેરી આભૂષણ ધારણ કર્યાં. વાયુ મંદમંદ વાતો હતો. કવિઓના કલ્પનારૂપી કારાગૃહમાંથી મુક્ત થયેલી કોકિલા આમ્રવૃક્ષ ઉપર સહર્ષ ટહુકાર કરી પરમાત્માનો ઉપકાર માનતી હતી; અને જે કવિની મઢુલીમાં આ બિચારા પંખીને સતાવવામાં આવ્યું હોય તેનો બોમ્બ વડે નાશ કરવા કુન્જલડીનું વૃંદ એરોપ્લેનના સૈન્યની માફક એક સરખી હારમાં ઉડયે જતું હતું. જોતજોતામાં સૂર્યનારાયણે કુવાડવા તરફથી ડુંગર તરફ ડોકીઉં કર્યું. નકો નગરીઓ જાગૃત થયો.

નકાને પ્રથમ દૃષ્ટિએ તો કેવળ અંધકાર લાગ્યો. પણ આંખ જરા ઠરી તો એક બાંકું દેખાયું, તેમાંથી પ્રકાશ આવતો હતો. તે વડે નકાએ નજર ફેરવી તો પોતે કોઇ ગુપ્ત ભોંયરામાં સુતેલો હોય એમ લાગ્યું. નકાને પોતાની આગલી સ્થિતિનું તુરત ભાન થયું, ત્યારે તેને પોતાનું કુટુમ્બ સાંભળી આવ્યું. પોતાની દુકાન

રેઢી મુકીને નીકળેલ તેની ફીકર થઇ. કોઇપણ પ્રકારે નાતને ફરીને અરજ કરવી, અને ટભા તોલીઆ તથા નાથા પુલાણીની હરામખોરી બહાર પાડવી, એમ મન સાથે દ્રઢ નિશ્ચય કર્યો. તેવા પાકા ઠરાવ સાથે ઉભા થઇ પોતાની લાકડી હાથમાં લીધી, તો તદ્દન ખડખચડી લાગી.

જેમ તેમ કરી નકો ભોંયરાની બહાર નીકળી ટેકરી પર ચડયો; અને આથમણી દિશા તરફ નજર કરી, તો એક સુંદર તળાવ જોવામાં આવ્યું. તળાવ ઉપર એક રમણીય બંગલો ભાળ્યો. ઉગતા ભાસ્કરના કિર્ણોથી તળાવનું સૌંદર્ય વિશેષ ખીલી નીકળ્યું હતું. તળાવની અંદર એક સ્ત્રી પુરૂષનું યુગલ હોડીમાં બેસી આનંદ વિનોદ કરતું હતું. નકો વિસ્મય પામ્યો. ત્યાંથી દૃષ્ટિ જરા આઘી લંબાવી તો કોઇ મોટું નગર જોવામાં આવ્યું. મોટી મોટી હવેલીઓ અને ઉંચા ઉંચા ટાવરો ભાળ્યા; ત્યારે નકાને લાગ્યું કે નક્કી પોતે કોઇ જુદાજ પ્રદેશમાં છે. રખે પોતાની દૃષ્ટિ ભુલવતી હોય એમ શંકાથી નકાએ પોતાની આંખ ચોળવા માંડી, તો ઓર ફેરફાર જોયો. પોતાને દાઢી ઉગી ગઇ હતી, તે પણ વડવાઇ જટા જેવી લાંબી હતી. સાથે હાથ ફેરવ્યો, તો મલખારનું આખું વન ઉગી ગયું હતું. હાથ તથા પગના નખ ગીરના સિંહ જેવા લાંબા તથા તીક્ષણ જોવામાં આવ્યા. શરીરની ત્વચા, પવન કાઢી નાખેલ ફુટબોલ અગર રબ્બરની પીપોડીની મીસાલ કરચ્યે

વાળી લાગી પોતાની પાઘડી તથા કપડાં તો ઉધઇથી ખવાઇ ગયેલ અને તદ્દન જીર્ણ સ્થિતિમાં હતાં. પોતાની લાકડી ખડબચડી હોવાનું કારણ, ઝીણાં ઝીણાં જીવડાંએ અસંખ્ય બાંકાઓ કરી વાસો કરેલ તેજ હતું. આવી વિચિત્ર સ્થિતિ જોઇ નકાને વિશેષ ગભરાટ થયો; અને નક્કી કોઇ દૈવી શકિતએ પોતાનું સ્વરૂપ બદલાવી નાખ્યું છે, અને તેને કોઇ અજાણ્યા પ્રદેશમાં એક રાતમાં મુકી દીધો છે, એમ ચોક્કસ માન્યું. તેવી માન્યતા સાથે પાઘડીના ચીંથરા ખંખેરી, સાથે આડા અવળા આંટા વીંટી, ડુંગરથી હેઠળ ઉતર્યો. ડુંગરની તળેટીમાં એક ભરવાડ પોતાનું વાઘ ચારતો હતો. તેને નકાએ પૂછયું કે—“ભાઇ રાજકોટ કયાં આવ્યું ?”

“આ જોતો નથી, સામું દેખાય છે તે!” એ ઉત્તરથી નકાએ જાણ્યું કે આ પ્રદેશના માલધારીઓ પણ વિચિત્ર લાગે છે, એમ મન વાળી આગળ ચાલવા માંડયું. તળાવ નજીક પહોંચ્યો, ત્યાં એક સુંદર બગીચો ગોળાકારના રસ્તામાં ભાળ્યો. ત્યાંથી આગળ ચાલતાં ઝાડોની ઘટાથી છવાઇ ગયેલ પ્હોળો પાકો રસ્તો જોયો. તે સડકે તેણે ચાલવા માંડયું. આ કયો પ્રદેશ છે તેની નકાને સુઝ ન પડી, એટલે રસ્તે સામું જે મળે તેને રાજકોટનો રસ્તો પુછવા લાગ્યો. તેના જવાબમાં આ સામું દેખાય છે તે— એમ કહી વટેમાર્ગુ ચાલતા હતા. પછવાડેથી–‘ટ્રીં-ઈં-ઈં-ઈંગ’ ત્યનો અવાજ નકાને કાને આવ્યો, એટલે નકે મ્હોઢું વાળીને



એક સાઇકલ સવારના ઝપાટામાં સપડાયું—પાનું ૫૭

જોયું. 'એ બુઢ્ઢા આઘો ખસ'-એવો અવાજ પણ નકાએ સાંભળ્યો; અને આમ તેમ રસ્તા વચ્ચે દોડવા લાગ્યો, ત્યાં એક સાઇકલ નકાના પડખામાં ભટકાણું; અને સાઇકલપર બેઠેલા એક બાનુ નીચે પડી ગયા.

"અલ્યા બુઢ્ઢા! ટોકરી વગાડી અને બુમ પાડી તોપણ ધ્યાન રાખતો નથી? બ્હેરો છે કે શું?" બીજી સાઇકલ પર બેઠેલા ગૃહસ્થે બાનુને ઉભા કરીને પાછા બેસાડતાં નકાને ઠપકો આપ્યો. નકા નગરીઆને પછાટ લાગવાથી કળ ચઢી ગઇ. જેમ તેમ કરી ઉભા થઇ, ચાલતા માણસને પાડી નાખનારને જરા ઠપકો આપવાનો વિચાર કર્યો, ત્યાં તો માણસો ગેબ! એટલામાં એકલો હોવાનું ભાળ્યું. રસ્તા પર નજર કરી તો સાઇકલો સરસરાટ ચાલ્યા જતા હતા. આવું વાહન સ્વપ્ને પણ જોયેલ નહીં, એટલે એ કોઇ દેવભૂમિના માનવો હોય એમ નકાએ માન્યું. પોતે વીસ વર્ષનો જુવાન છતાં તેને બુઢ્ઢાની ઉપમા આપી તેથી બહુ લાગી આવ્યું. ખસુસે પુરૂષ સાથે ઓરતને આ પ્રમાણે ફરતા જોઇને તો તે તદ્દન વિસ્મય પામી ગયો.

"ભાઇ આ શું છે?" આગળ ચાલતાં એક મોટું મકાન, તથા તેમાં ઉંચું ભુંગળું, અને ભુંગળામાંથી વરાળ નીકળતી જોઇ, તથા સાંચાકામનો ખણખણાટ સાંભળી નકાએ રસ્તે ચાલતા માણસને પૂછ્યું.

"એ લોટ દળવાની મીલ છે." એમ કહી પેલો ગૃહસ્થ ચાલવા માંડયો.

"ભાઇ મને કયોની રાજકોટ ક્યાં આવ્યું?" નકાએ તેને ઉભો રાખી પુછવા માંડયું.

"આ રાજકોટ નહીં તો બીજું કયું ગામ છે! તું કોણ છે, ક્યાં રહે છે?"

"હું રાજકોટમાંજ રહું છું; વાણિયો છું."

"તું તો કોઇ ઢેઢ જેવો લાગે છે. વાણિયાનો આવો વેશ હોય નહીં. ચાલ્યો જા. આ ગામ રાજકોટ છે."

નકાને કાંઇપણ સંતોષકારક જવાબ નહીં મળ્યો શું માજનનો ઠરાવ ગામેગામ પ્રસરી ગયો હશે, અને આંહી પણ શું પોતાને ઢેઢ તરીકેજ લેખી ઉડાવતા હશે! નકાએ પોતાના મનને પ્રશ્ન કર્યો. ત્યાં—સામેથી ભું-ભું એવો સુર આવ્યો; પછવાડે ટણીંગ-ટણીંગ—એવો ઝણઝણાટ સાંભળ્યો. 'એક બાજુ એક બાજુ'—એવા અવાજ બંને દિશામાંથી આવ્યા. ત્યાં-એક પોલીસ દોડતો આવ્યો. તેણે નકાને કોરડો મારી, હાથ ઝાલી એક તરફ ખેંચી લીધો, એટલે મોટર તથા વિકટોરિયા પુલ ઉપરથી ચાલ્યા ગયા; અને નકો એ બંનેના અકસ્માતથી બચી ગયો.

"સાલે અંધુ! દેખતા નહીં હયે કયા?" પોલીસે નકાને આવકાર આપ્યો.

"પણ મારો કાંઇ વાંક ?"

"જમણી બાજુ કાયકુ ચલતા નહીં હુયે. તુમ કોન હો! કીધર જાતે હો ?"

"અરે! ભાઇ સા'બ! મારે રાજકોટ જવું છે; ઇ ગામ કયાં આવ્યું! બતાવોને ?"

"યે રાજકોટ હુયે, ચલે જાઓ સીધો સમાલકે."

નકે પુલ ઉપરથી નજર કરી, તો ગામને પાદર આગળ નદી હતી તેજ પ્રમાણે જોઇ. પણ નવીન પ્રકારનો દરવાજો, અને સામે બગીચો એ બધો ફેરફાર તાત્કાલિક શી રીતે થઇ ગયો તેની કાંઇ ગમ ન પડી. જેથી દરવાજા તરફ નહીં વળતાં તેણે પાછું સીધી સડકેજ ચાલવા માંડયું.

આગળ જતાં રસ્તા આડું ફાટક આવ્યું, તે બંધ હતું. લોકો બંને બાજુ ઉભા હતા. ત્યાં 'કાઠીઆવાડ-એકસપ્રેસ' સરસરાટ ચાલી ગઇ, તેના ધડધડાટથી નકો એવો હેબતાઇ ગયો કે લાગલો નીચેજ પટકાઇ પડયો.

"અલ્યા! તુંને ચકરીનું દરદ છે કે શું?" નકાને એક જણે હાથ ઝાલી બેઠો કરતાં પુછયું.

"ના—આ. ભાઇ સા'બ! આ શું ગયું?" કાંઇપણ ખુલાસો નહીં મળતાં લોકો હસતાજ રહ્યા.

કોનોટ હોલ અને વોટસન મ્યુઝીઅમના ચોક પાસે પોંચતાં કાંખમાં અને હાથમાં છાપાનો ઢગલો લઇને એક છોકરો બોલ્યે જતો હતો કેઃ—

'**લડાઇના તાજા તાર—દુશ્મનોની હાર—ગુરખાઓએ કુકરીવતી કરેલો ભારે સંહાર** .......' એ સાંભળી નકો-નગરીઓ બોલી ઉઠયો કે-"હેં-એં! સરકાર હારી ગઇ?"

સર્વે આ વિચિત્ર મૂર્તિને જોઇ હસવા લાગ્યા, ત્યાં એક પોલીસ નકાનો હાથ પકડી લઇ જવા માંડયો.

"માબાપ મારો કાંઇ વાંક?" નકો કરગરવા લાગ્યો.

"ચલાવ યુ ગદ્ધા!" કહી પોલીસ તેને પરબારો સબ ઇન્સ્પેકટર પાસે લઇ ગયો; અને સલામ ભરી આલબેલ આપી કે-આ શખ્સ સરકાર વિરૂદ્ધ ખોટા ખબર ફેલાવે છે.

નકો નગરીઓ આવો આક્ષેપ મુકાતો સાંભળી તદ્દન દિગ્મુઢ બની ગયો. "મેં કાંઇપણ ખોટી ગપ ફેલાવી નથી પણ ઓલો છોકરો રાડું પાડતો હતો."

"સાહેબ! એ તો લડાઇના તાજા તાર વેચતો હતો." કોન્સ્ટેબલે કીધું.

"તાર ક્યાં હતા? કાગળના કટકા હતા." લોખંડના કે વાળાના ગુંચળાનાજ તાર કહેવાય એમ બીચારો નકો સમજી પોલીસને ખોટો પાડવા લાગ્યો.

"તમે શું કહેવા માગો છો? સરખું બોલો." સબ ઇન્સ્પેકટરે લગાર દમ ભરાવ્યો.

"માબાપ! હું તો સરકાર સામે જે બળવો સીપાઇ લોકોએ કર્યો છે તે વિષે પુછતો'તો. સરકાર ઘણું જીવો, અને સીપાઇઓને સારી બુદ્ધિ આપો."

"કઇ સરકાર?"

"કંપની સરકાર."

"શહેનશાહ જ્યોર્જનું હાલ રાજ્ય ચાલે છે એટલી પણ તમને ખબર નથી? તમે કોણ છો? ક્યાં રહો છો? નામ શું?"

"હું વાણીઓ છું. રાજકોટમાં રહું છું. મારૂં નામ નકો નગરીઓ."

સબ ઇન્સ્પેકટર જાતે હિન્દુ અને રાજકોટનોજ રહીશ હતો. તે કાર્યમાં ઘણોજ ચંચળ અને સ્વભાવે દયાળુ હતો. તેમણે પ્રથમ આન્ડામાન ટાપુમાં મોકલાવેલ કેદીઓની આગલી પાછલી ફાઇલ ઉથલાવી. પણ આ નામનો કે તેવા ચહેરા નિશાન વાળો કોઇ કેદી નીકળ્યો નહીં. એક વૃદ્ધ ભિખારી આગલા ઇતિહાસની વાત કરે છે, તેથી સબ ઇન્સ્પેકટરને સાનંદાશ્ચર્ય ઉપજ્યું; અને નકા નગરીઆ પાસેથી તેમણે આગલું તમામ વૃતાંત જાણી લીધું. જે સત્ય

કોનોટ હોલ અને વોટસન મ્યુઝીઅમના ચોક પાસે પોંચતાં કાંખમાં અને હાથમાં છાપાનો ઢગલો લઇને એક છોકરો બોલ્યે જતો હતો કે:—

**'લડાઇના તાજા તાર—દુશ્મનોની હાર—ગુરખાઓએ કુકરીવતી કરેલો ભારે સંહાર** .......' એ સાંભળી નકો-નગરીઓ બોલી ઉઠયો કે-"હેં-એં! સરકાર હારી ગઇ?"

સર્વે આ વિચિત્ર મૂર્તિને જોઇ હસવા લાગ્યા, ત્યાં એક પોલીસ નકાનો હાથ પકડી લઇ જવા માંડયો.

"માબાપ મારો કાંઇ વાંક?" નકો કરગરવા લાગ્યો.

"ચલાવ યુ ગદ્ધા!" કહી પોલીસ તેને પરબારો સબ ઇન્સ્પેક્ટર પાસે લઇ ગયો; અને સલામ ભરી આલબેલ આપી કે-આ શખ્સ સરકાર વિરૂદ્ધ ખોટા ખબર ફેલાવે છે.

નકો નગરીઓ આવો આક્ષેપ મુકાતો સાંભળી તદ્દન દિગ્મુઢ બની ગયો. "મેં કાંઇપણ ખોટી ગપ ફેલાવી નથી પણ ઓલો છોકરો રાડું પાડતો હતો."

"સાહેબ! એ તો લડાઇના તાજા તાર વેચતો હતો." કોન્સ્ટેબલે કીધું.

"તાર ક્યાં હતા? કાગળના કટકા હતા." લોખંડના કે વાળાના ગુંચળાનાજ તાર કહેવાય એમ બીચારો નકો સમજી પોલીસને ખોટો પાડવા લાગ્યો.

"તમે શું કહેવા માગો છો? સરખું બોલો." સબ ઇન્સ્પેકટરે લગાર દમ ભરાવ્યો.

"માબાપ! હું તો સરકાર સામે જે બળવો સીપાઇ લોકોએ કર્યો છે તે વિષે પુછતો'તો. સરકાર ઘણું જીવો, અને સીપાઇઓને સારી બુદ્ધિ આપો."

"કઇ સરકાર?"

"કંપની સરકાર."

"શહેનશાહ જ્યોર્જનું હાલ રાજ્ય ચાલે છે એટલી પણ તમને ખબર નથી? તમે કોણ છો? ક્યાં રહો છો? નામ શું?"

"હું વાણીઓ છું. રાજકોટમાં રહું છું. મારૂં નામ નકો નગરીઓ."

સબ ઇન્સ્પેકટર જાતે હિન્દુ અને રાજકોટનોજ રહીશ હતો. તે કાર્યમાં ઘણોજ ચંચળ અને સ્વભાવે દયાળુ હતો. તેમણે પ્રથમ આન્ડામાન ટાપુમાં મોકલાવેલ કેદીઓની આગલી પાછલી ફાઇલ ઉથલાવી. પણ આ નામનો કે તેવા ચ્હેરા નિશાન વાળો કોઇ કેદી નીકળ્યો નહીં. એક વૃદ્ધ ભિખારી આગલા ઇતિહાસની વાત કરે છે, તેથી સબ ઇન્સ્પેકટરને સાનંદાશ્ચર્ય ઉપજ્યું; અને નકા નગરીઆ પાસેથી તેમનું આગલું તમામ વૃતાંત જાણી લીધું. તે સત્ય

છે કે કેમ તેની ખાત્રી માટે સબ ઇન્સ્પેકટર જાતે નકો નગરીઓને પોલીસની સંભાળ હેઠળ શહેરમાં લઇ ચાલ્યા.

"ભાઇ આ શું છે?" રસ્તામાં એક સ્થળ પાસે નકો નગરીઓએ ઉભા રહીને પૂછ્યું.

"એ અંત્યજ-સ્કુલ છે."

"એટલે?"

"ઢેઢ ભંગી વગેરે પછાત વર્ગની કોમોના છોકરાઓને ભણાવવાની નિશાળ છે."

"કોણ ભણાવે છે?"

"આંહીના કેટલાક આગેવાન શહેરીઓ અને વકીલોના મુરબ્બીપણા હેઠળ એ સ્કુલ ચાલે છે."

"ત્યારે તો એ બધા નાત-બાર હશે?"

"નાત બહાર? બીલકુલ નહી." સબ ઇન્સ્પેકટરે તાજુબ થઇ જવાબ વાળ્યો.

"માબાપ! મારા જેવો એકલ ડોકલ ઢેઢને અડયો નહોતો છતાં કાંઇપણ ખાત્રી કર્યા વગર નાત બહાર મુકી પાયમાલ કરી દીધો, અને આને કોઇ પુછેજ નહી?"

સબ ઇન્સ્પેકટરને નકો નગરીઓની વાતમાં રસ આવ્યો, તેમ તેમ પોતાના કબજામાં આવેલ શખ્સ વેશધારી નથી એવી તેની માન્યતા વધતી ગઇ.

'આતો મામુજીની દુકાન'—વોરાવાડમાં પ્રવેશ કરતાં એક દુકાન તરફ આંગળી કરી નકો બોલી ઉઠયો. 'આજ મારા રૂપચંદ શેઠની દુકાન'—ચોકમાં આવતાં એક સ્હેજ ઉંચી પણ પ્હોળી દુકાન તરફ દ્રષ્ટિ કરી નકો બોલ્યો. ત્યાંથી જરા દુર એક ઉંચી આંટની દુકાન કે જ્યાં મશિન-પોલિશના દાગીના બનતા હતા, ત્યાં દોડી જઇને નકો કહેવા લાગ્યો—'આ રહી મારી દુકાન.'

આ વિચિત્ર મૂર્તિને પોલીસના પહેરામાં જોઇને રાહદારીઓ તથા દુકાનદારો બધા ટોળે વળ્યા; પોલીસ તેમને વિખેરતો હતો. સબ ઇન્સ્પેકટર નકા નગરીઆને લઇને મહાજનની ઓફીસે ગયો. લોકનું ટોળું તો પાછળ પાછળ હતું જ.

ઓફીસે એક વૃદ્ધ પુરૂષને સબ ઇન્સ્પેકટરે બોલાવ્યો.

"અરે! આ તો મોનો!" તે વૃદ્ધ પુરૂષને જોઇ નકો બોલી ઉઠયો.

મોનજી શેઠ કે જેમણે લગભગ સીત્તેર દિવાળી અને એકોતેર હોળી જોઇ હતી, તે આ દાઢીવાળા પુરૂષને જોઇને ચમકી ગયા.

"ટભો તોલીઓ અને નાથો પુલાણી કયાં છે?" નકા નગરીઆએ મોનજી શેઠને પૂછયું.

" એને ગુજરી ગયા તો પંદર વીશ વર્ષ થયા હશે?" મોનજી શેઠે હેરત પામીને જવાબ વાળ્યો.

" આપણા રૂપચંદ શેઠ કયાં છે?"

આનો જવાબ નહીં આપતાં મોનજી શેઠે સબ ઇન્સ્પેકટરને પોતાને બોલાવવાનું કારણ પુછતાં નકા નગરીઆ વિષે તેમણે ખુલાસો માગ્યો. ત્યારે નકા નગરીઆને નાત બહાર મૂકયો ત્યાં સુધીનો ઇતિહાસ કહી સંભળાવ્યો; અને તેજ દિવસે તે વાવ કે કુવામાં પડી મરણ પામ્યો, એમ બંધ વાળ્યો. નાત-બહાર મૂકયો તે સાલના નાતના ઠરાવના ચોપડા મંગાવી, સબ ઇન્સ્પેકટરે ખાત્રી કરી. પોતે જે જે દુકાનો બતાવી તે તે મુળ તેના કહેવા પ્રમાણેજ માલેકીની હતી તેની પણ મોનજી શેઠથી પુષ્ટિ મળી; અને નકા નગરીઆની તમામ વાત સત્ય ઠરી.

" આજ તમારો નકો-નગરીઓ." સબ ઇન્સ્પેકટરે મોનજી શેઠને કીધું. મોનજી શેઠ તો નકા નગરીઆ તરફ એકી ટસે જોઇ રહ્યા. રૂપચંદશેઠની દુકાનમાં બંને સાથે નોકર હતા તે વખતનો નકાનો ચ્હેરો યાદ કર્યો, તો નકા નગરીઆના કપાળ ઉપર જે મસ હતો તેજ મસ તેજ જગ્યાએ આબાદ જોવામાં આવ્યો. તે પછી તેના કુટુમ્બની ખાત્રી કરવા માટે કેટલાક સવાલો પુછાયા, તેના જવાબ પણ સત્ય મળ્યા. તેની ઓરત ગુજરી ગઇ છે, પણ તેની

દીકરી ઝકલ હયાત છે, એમ મોનજી શેઠ તરફથી નકા નગરીઆએ સાંભળતાં, નકાને ખેદ સાથે હર્ષ થયો.

મોનજી શેઠ આગળથી જઇને ઝકલબાઇને આ શુભ સમાચાર દઇ આવ્યા; અને સબ ઇન્સ્પેકટર નકા નગરીઆને તેની દીકરીને સોંપી આજના કાર્ય માટે મગ્ન થતા પોતાની ઓફીસે ગયા.

ત્રણ વર્ષની બાળકીને બદલે સાઠ વર્ષની વૃદ્ધ બાઇ તે પોતાની દીકરી ઝકલ છે, એમ નકા નગરીઆએ પ્રેમથી ભેટતાં જાણ્યું.

હજામ પાસે દાઢી તથા વાળ બોડાવી નંખાવ્યા; અને સ્નાન કરી, સત્તાવનની સાલના જીર્ણ પણ સ્વદેશી વસ્ત્રોને તિલાંજલી આપી, માન્ચેસ્ટરની બનાવટના આભૂષણ નકા નગરીઆએ ધારણ કર્યા.



# પ્રકરણ ૩ જું.

## હૅાલમાં.

ઝકલબાઇની દીકરી નંદકુંવરને ત્યાંથી તેડું આવ્યું. બાપ દિકરી બંને ત્યાંથી આવેલ રબ્બર–ટાયરના ટાંગામાં બેઠા; અને એક બંગલાના પોર્ચમાં જઇ ટાંગો ઉભો. પિતા પુત્રી બંને ઉતરી હોલમાં ગયા. આવો વિશાળ હોલ અને તેની અંદરનું અવનવી ફેશનનું ફરનીચર જોઇને નકો–નગરીઓ હેરત પામી ગયો. નંદકુંવર યાને મિસીસ સારંગધર સાથે ઝકલબાઇએ પોતાના પિતાની ઓળખાણ પડાવી.

"આટલામાં કોઇ ધુણે છે?" કાંઇ હસવા રોવા જેવો અવાજ નકા નગરીઆએ સાંભળી ચમકીને પૂછ્યું.

"બાપા! એતો બેન ગ્રામોફોન વગાડે છે." નંદકુંવરે ખુલાસો કર્યો. "બેન! સરલા બેન! આંહી આવોને."

તુરત અંદરના ખંડમાંથી એક વીશ વર્ષની તરૂણ બાળાએ હૅાલમાં પ્રવેશ કર્યો. તેણીએ ક્રીમ કલરની સાડી તથા પોલકું પહેર્યું હતું. હાથમાં 'સુન્દરી–સુબોધ' હતું.

"મમી! આજે પાછું હેડ-એક થઇ આવ્યું છે." કહી સરલા બેન સોફાપર ફસડાઇ પડયા.

"બેન! છેલ્લી તમે કઇ બંગડી વગાડતા હતા?" નંદકુંવરે પૂછયું. "એતો બર્નાર્ડ શેપર્ડનું લાફીંગ સોંગ હતું—મમી!" સરલાએ ઉત્તર વાળ્યો.

"આ તમારા નાના થાય. આ આપણી સરલા બેન" નકા નગરીઆ તરફ સરલા બેને દૃષ્ટિ કરી, અને આવા વિચિત્ર પહેરવેશવાળા વૃદ્ધ મનુષ્યને જોઇ તેણી ડઘાઇ ગઇ.

"હેં ઝકલ! આ છોડી આપણી નંદકોરની ભાણેજ થાય છે?"

"ના-બાપા. સરલા બેન નંદકુંવરની દીકરી થાય."

"તંયે-એ મામી મામી કરે છેને! ગગીને કયાં પરણાવી છે?" નકા નગરીઆએ નંદકુંવરને પૂછયું.

"બેનના લગ્ન હજુ હવે થવાના છે."

"શું ગગી હજી કુંવારી છે? કેવડી થઇ?"

"હજુ વીસ વર્ષ પુરાં થયા નથી."

"હેં! આતો જુલમની વાત. અમે તો અગ્યાર વરસના' થઇને પરણ્યા હતા."

"એ બાળ લગ્ન આગલા જમાનામાં હતા. હવે તે રીત તદ્દન નાબુદ થઇ ગઇ છે."

# પ્રકરણ ૩ જું.

## હૉલમાં.

ઝકલબાઇની દીકરી નંદકુંવરને ત્યાંથી તેડું આવ્યું. બાપ દિકરી બંને ત્યાંથી આવેલ રબર-ટાયરના ટાંગામાં બેઠા; અને એક બંગલાના પોર્ચમાં જઇ ટાંગો ઉભો. પિતા પુત્રી બંને ઉતરી હોલમાં ગયા. આવો વિશાળ હોલ અને તેની અંદરનું અવનવી ફેશનનું ફરનીચર જોઇને નકો-નગરીઓ હેરત પામી ગયો. નંદકુંવર યાને મિસીસ સારંગધર સાથે ઝકલબાઇએ પોતાના પિતાની ઓળખાણ પડાવી.

“આટલામાં કોઇ ધુણે છે?” કાંઇ હસવા રોવા જેવો અવાજ નકો નગરીઆએ સાંભળી ચમકીને પૂછયું.

“બાપા! એતો બેન ગ્રામોફોન વગાડે છે.” નંદકુંવરે ખુલાસો કર્યો. “બેન! સરલા બેન! આંહી આવોને.”

તુરત અંદરના ખંડમાંથી એક વીશ વર્ષની તરૂણ બાળાએ હૉલમાં પ્રવેશ કર્યો. તેણીએ ક્રીમ કલરની સાડી તથા પોલકું પહેર્યું હતું. હાથમાં ‘સુન્દરી-સુબોધ’ હતું.

"મમી! આજે પાછું હેડ-એક થઇ આવ્યું છે." કહી સરલા બેન સોફાપર ફસડાઇ પડયા.

"બેન! છેલ્લી તમે કઇ બંગડી વગાડતા હતા?" નંદકુંવરે પૂછયું. "એતો બર્નાર્ડ શેપર્ડનું લાફીંગ સોંગ હતું—મમી!" સરલાએ ઉત્તર વાળ્યો.

"આ તમારા નાના થાય. આ આપણી સરલા બેન." નકા નગરીઆ તરફ સરલા બેને દૃષ્ટિ કરી, અને આવા વિચિત્ર પહેરવેશવાળા વૃદ્ધ મનુષ્યને જોઇ તેણી ડઘાઇ ગઇ.

"હેં ઝકલ! આ છોડી આપણી નંદકોરની ભાણેજ થાય છે?"

"ના-બાપા. સરલા બેન નંદકુંવરની દીકરી થાય."

"તંયે-એ મામી મામી કરે છેને! ગગીને કયાં પરણાવી છે?" નકા નગરીઆએ નંદકુંવરને પૂછયું.

"બેનના લગ્ન હજુ હવે થવાના છે."

"શું ગગી હજી કુંવારી છે? કેવડી થઇ?"

"હજુ વીસ વર્ષ પુરાં થયા નથી."

"હેં! આતો જુલમની વાત. અમે તો અગ્યાર વરસના થઇને પરણ્યા હતા."

"એ બાળ લગ્ન આગલા જમાનામાં હતા. હવે તે રીત તદ્દન નાબુદ થઇ ગઇ છે."

" બાપા ! બેનના વીવા આ વર્ષમાં થશે." ઝકલબાઇએ કીધું. " કોના ઘરની જાન આવવાની છે ? " બુઢાએ પોતાની અસલ રીતે પુછવા માંડયું. પણ તેનો જવાબ મળે તે અગાઉ મિસ્તર સારંગધર હોલમાં દાખલ થયા; અને ઝકલબાઇ તથા નંદકુંવર બીજા ખંડમાં ચાલ્યા ગયા.

" છોકરા ! આ બેટ મુકી દે ! " કહી બેટ નોકરને સોંપી, ઇવનીંગ-હેટ પેગ પર મુકી મિ. સારંગધર સરલાબેન પાસે જઇને બેઠા.

" પપા ! કેટલા સેટ રમ્યા ? " સરલા બેને પૂછયું.

" અરે, આજે તો ક્રિકેટનો મેચ હતો; બહુ મજા આવી. પણ તમે જીમખાને કેમ ન આવ્યા ? "

" પપા ! આ મારા ઝકલ માના બાપ." સરલાબેને નકો નગરીઆ તરફ બતાવીને કીધું.

" હા. જીમખાનામાં મિ. સોહનલાલ સબ ઇન્સ્પેકટરે બધી વાત કહી તેથી જાણું છું. આવો ! " છેલ્લો શબ્દ મિ. સારંગધરે નકો નગરીઆ પ્રત્યે આવકાર રૂપે કીધો.

" પપા ! આજે મને બહુ હેડ-એક છે. એટલે જીમખાને ન આવી."

" જરા મેન્થોલ્ લગાડો અને સ્મેલિંગ-સોલ્ટ સુંઘો. છોકરા ! ગરમ્ ચ્હા લાવ."

" ગગીને શું છે?" નકા નગરીઆએ 'સુંઘો'–'લગાડો'—એવા શબ્દોના આધારે માંદગીનો સાર ખેંચ્યો.

" માથું ચડી આવ્યું છે." મિ. સારંગધરે કીધું.

" ત્યારે જરા ઉંના ઉંના તીખાં વાટીને ભુસોની! કાં ઉંની ઉંની જલેબી મંગાવીને ખવરાવોની!" નકા નગરીઆએ સુતરો ઇલાજ સુચવ્યો. સરલા બેનને આ સાંભળી હસવું આવી ગયું.

" પપા! શ્રીયુત મક્કર સંક્રાંતનું 'કેલામય–જીવન' વાંચ્યું? બહુજ સ્ટાઇલિશ છે." હાસ્યને દાબવા સરલાબેને બીજી યુક્તિ અજમાવતાં સુન્દરી–સુબોધનો એ લેખ મિ. સારંગધરના હાથમાં મૂકયો.

" શું! ગગી ભણી છે?" નકા નગરીઆએ ઇઝી ચેરની નવીન બેઠક પરથી પૂછ્યું.

" હા. મેટ્રીકનો અભ્યાસ ચાલે છે; એકઝામીનેશનની તૈયારી ચાલે છે."

'મેટ્રીક' કે 'એકઝામીનેશન' કરતાં 'તૈયારી ચાલે છે'—એ વાકય નકા નગરીઆને સમજાય તેવું લાગ્યું; અને તૈયારી તો ફક્ત 'માંડવા' અને 'નાતના જમણ'ની જ હોય એમ માન્યું.

“ ગગીને ક્યાં વરાવી છે ? ” પોતાની પ્રપૌત્રિકાના સગપણનો વૃત્તાંત જાણવાની વિશેષ કાળજી હઇ, શી રીતની તૈયારી ચાલે છે તે જાણવા માટે, અને આવા કાર્યમાં પોતાના જેવા પ્રૌઢની સલાહની જરૂર પડશે એમ માની, નકો નગરીઆએ ઉમંગથી પૂછ્યું.

“ મલાકાના આસિસ્ટંટ સેશન જજ સાથે.” મિ. સારંગધરે ટૂંકમાંજ પતાવ્યું.

“ હેં ! મઇકાના જહુરાજ શેઠને ત્યાં ? ” નકાએ કાન ઉંચો કરી પૂછ્યું.

“ મઇકા નહીં પણ મલાકા–સ્ટ્રેટ સેટલમેન્ટ.” મિ. સારંગધરે જરા તાણીને સમજાવ્યું.

“ આપણી આંહીની નાતના છે ? ” ‘ મલાકા કે સેટલમેન્ટ ’નો અર્થ સમજ્યા વગર નકાએ આગળ ચલાવ્યું.

“ એટલે ? ” મિ. સારંગધરે ‘ સુન્દરી–સુબોધ ’માંથી નકો નગરીઆ તરફ દૃષ્ટિ ફેંકીને પૂછ્યું.

“ આપણી નાતના તો ખરા કે નહી ? ”

“ એ દસા વિસા કે ત્રીસા–પચાસાના ભેદ હવેના સમયમાં છેજ નહીં.”

“ હેં–એં–એં ! ” નકો નગરીઓ ઇઝી ચેર પર આડો પડયો હતો તે સળંગ બેઠો થઇ ગયો.

"હા. શ્રીમાળી કે સોરઠીઆ, ઓસવાળ કે પોરવાળ ઓળખવાની કાંઇ ખાસ છાપ છે ખરી? વણિકની એક મ્હોળી વ્યક્તિમાં તમારા વખતના એ નાના નાના તડાંનો અમે સમાસ ગણીએ છીએ."

"ત્યારે શું અરસપરસ બધા કન્યા-વેવાર પણ કરો છો?"

"પ્રત્યેક પિતાએ પોતાની પુત્રીનું હિત લક્ષમાં રાખી, કયાં આપવી તે તેની ઇચ્છાની વાત છે."

"પણ નાતનો કાંઇપણ બંધ ખરો કે નહીં?"

"હમ્બગ! એમાં નાત શું? નાતનો આગલો ઇતિહાસ અમે વાંચ્યો છે અને સાંભળ્યો છે, તે જોઇને અમને તો કમ્પારી છુટે છે. ખુદ તમારો પોતાનોજ દાખલો લ્યો; તે જાગતો-જ્યોત છે. કાંઇપણ તપાસ કર્યા વગર કેવળ સ્વાર્થની ખાતર સમાજના બે ચાર માણસો દોરવાઇ કાંઇ હુકમ કરે, તેને માન આપવા શું આપણે બંધાયેલા છીએ? હિન્દુસ્થાનની અંદર નાત કે જે એક 'Water tight compartment' જેવી છે તેનું બંધન જેમ વહેલું તુટે તેમ હિન્દુસ્થાનની એક નેશન થવાનો સમય નજીક આવે તેમ છે. 'બાસુનું બિલ' કે 'શાસ્ત્રીનું પોસ્ટ પ્યુબર્ટી મેરેજ બિલ" તેજ દિશા તરફ સુધારો છે." નકો નગરીઓ તો ઘુવડની પેઠે સાંભળ્યા કરતો હતો.

"ત્યારે શું નાતના બધા બંધન તુટી ગયા? માબાપ! અમારા વખતમાં તો શ્રાવક-વૈષ્ણવના ઝગડા; શ્રાવકમાં પણ તપા ઢુંઢીઆના ભેદ હતા; ત્યાં કન્યાની લેવડ દેવડની તો વાતજ ક્યાં રહી?" સરલાબેનને આ આગલો ઇતિહાસ સાંભળી ઘણો ત્રાસ છુટયો.

"હવે તો હરકોઇ વણિક બ્રમ્હો થાય, કે દુનિયાના ગમે તે છેડા સુધી જાય, કે આર્યન બધરહૂડમાં ખાય તેની સમાજમાં કશી પણ ચર્ચા થતી નથી." મિ. સારંગધરે સામાજિક સુધારો કેટલો આગળ વધ્યો તે કહી સંભળાવ્યું. પણ આપણા નકા નગરીઆને મન તો આ બધી વાત એક્સ-વાઇ-ઝેડ જેવી લાગી.

"સાહેબજી! મિ. પુલાણી." એક ગૃહસ્થ હોલમાં દાખલ થયા, તેની સાથે મિ. તથા મિસ સારંગધરે હસ્ત-ધુનનની ક્રિયા કરતાં આવકાર આપ્યો.

"કાં! પ્રીતુભાઇને હવે કેમ છે?" મિ. સારંગધરે પૂછ્યું.

"ન્યુમોનિયાનું તો કાઇસીસ ગયું, પણ ડાકટર કહે છે કે તેને પ્લુરસીની શરૂઆત લાગે છે; એટલે ધર્મપોર ચેન્જ માટે લઇ જવાની એડવાઇઝ આપે છે."

"તમારે નાથો પુલાણી શું થાય ?" બીજી વાતચીત કરતાં 'પુલાણી' શબ્દ સાંભળતાં નકા નગરીઆએ ચમકીને પુછયું.

"એ મારા મોટા દાદા થતા." મિ. પુલાણીએ ટુંકમાં જવાબ આપ્યો, અને તે સવાલ પુછનાર વૃદ્ધ પુરૂષ જેના વિષે કલબમાં વાત થયેલ તેજ છે, એમ મિ. સારંગધરે ધીમેથી સુચવતાં, 'ઓ–આઇ–સી' કહી મિ. પુલાણી સ્હેજ મુછમાં હસ્યા.

"આ તમે જોધપર જવાની કેની વાત કરો છો ?" નકો હાલારનું જોધપુર સમજી હજી ઓગણીસમી સદી ચાલે છે એમ માની ઘરવટ લાગણી બતાવવા લાગ્યો.

"જોધપુર નહીં પણ ધર્મપોર; સીમલા પાસે મલબારીનું ટયુબરકયુલર દર્દ માટે સેનીટોરિયમ છે, તેની વાત ચાલે છે." સરલાબેને સમજાવ્યું.

"કોઇ માંદુ છે ?" સરલાના આખા વાકયમાંથી 'દર્દ' શબ્દનો પડઘો નકાભાઇના જ્ઞાનતંતુ પર પડતાં તુરત આગળ ચલાવ્યું.

"હા. અમારા મિત્ર મિ. પ્રીતુભાઇ તોલીઆ સીક છે." મિ. પુલાણીએ હસીને કહ્યું.

"તોલીઓ? ટભા તોલીઆનો કોઇ જણ છે?"

ટભા તોલીઆ વિષે કોઇને માહિતી નહી હોવાથી મેશર્સ પુલાણી અને સારંગધર એક બીજાના ચ્હેરા સામું ટગર ટગર જોઇ રહ્યા.

"શું દરદ છે?" પોતાના સવાલના પ્રત્યુત્તરની દરકાર કર્યાં વગર નકો નગરીઆએ આગળ હાંકયું.

"ફેફસાનો તાવ છે." પ્લુરસી કે ન્યુમોનિયા જેવો ગુજરાતી કોશમાં એકે શબ્દ નહીં હોઇ, મિ. સારંગધરે ગામઠી ભાષામાં સમજાવ્યું.

"તંયે—એમ કયોની કે હુફ્ફળીઓ તાવ છે? એને ચાર પાંચ ડામ પડખે દેવરાવોની કે તરત સુવાણ થઇ જાશે."

મેશર્સ સારંગધર અને પુલાણી કરતાં સરલાને આથી વિશેષ હસવું આવ્યું, છતાં બિચારો નકો નગરીઓ આ હાસ્યનું કારણ સમજી શકયો નહીં. દરમ્યાન નોકર ટ્રેની અંદર ચ્હાની સામગ્રી લાવ્યો.

"ઇ શું છે?" એક કપ સરલાબેને બનાવી નકાના હાથમાં મુકતાં નકા નગરીઆએ શંકાથી પૂછયું.

"તમારે માટે ચ્હા બનાવી છે, લ્યો?"

“ આ તો મોળું મોળું લાગે છે, કાંઇ કવાથ છે ? ” સરલાના ભરૂસા ઉપર નકા નગરીઆએ એક ઘુંટડો લઇ પરભાર્યો પાછો થુંકી નાખતાં ઘોઘરે સાદે પૂછયું.

સરલાએ હસવું દાબવા માટે મોઢા આડો રૂમાલ રાખી, બે ચમચી વિશેષ સાકર તેના કપમાં નાખી; અને નકા નગરીઆએ આંખ મીંચી આ નવીન પીણું ખલાસ કર્યું.



# પ્રકરણ ૪ થું.

## દરદીને બિછાને.

હૉલમાંથી પોતાની દીકરી ઝકલબાઇ સાથે નકો નગરીઓ પાછો ઘેર આવ્યો ત્યારે તેનું મન વિહવળ બની ગયું. કુદરતી હાજત લાગતાં ઝકલબાઇએ સંડાસમાં જવા કીધું. પણ સંડાસની બંધ હવાથી નકો ગભરાઇ એકદમ બહાર નીકળી આવ્યો; અને હાથમાં લોટો લઇ નદી તરફ રવાના થયો. નદીએ જતાં નજર કરી તો ઠેકઠેકાણે માણસો ભાળ્યા. કયાંઇ ધોબી કપડાં ધોતા હતા, કયાંઇ ખત્રી લોકો દેગ ચડાવી રંગવાનું કામ કરતા હતા, કયાંઇ ઘોડા ધમારતા હતા, તો કોઇ સ્થળે બ્રાહ્મણ 'સરાવણાં'ની ક્રિયા કરતા હતા. કયાંઇ પણ એકાન્ત જગ્યા જોવામાં ન આવી, એટલે નદી ઉતરી પૂર્વ દિશા ભણી નકો નગરીઓ ચાલ્યો.

"એલા છોકરાંવ! આ શુ કરો છો?" એક સ્થળે કેટલાક છોકરાઓ ક્રિકેટ રમતા હતા તેની વચમાં પ્રવેશ કરીને નકો પુછ્વા ગયો; ત્યાં પોટ ઉપરથી દડો, જે ઉછળ્યો,

તે નકાના પગમાં ભણિંગ દેતે વાગ્યો, અને નકો ચત્તોપાટ હેઠળ પડી ગયો. છોકરાઓ બધા ખડખડ હસવા લાગ્યા.

“ ઉભા રહેજો હરામખોર ! કાંઇ વાંક વગર જેને તેને પાણાં ફેંકો છો તી ?' કહી નકો ઉભો થઇ છોકરાઓ તરફ દોડવા મંડયો. નકાની પાઘડી પડી ગઇ, તે છોકરાઓ ફુટબોલની પેઠે ઉછાળવા લાગ્યા. નકો બધાની વચમાં ગોળ ચકરડી ફરવા મંડયો. પાઘડી ઉડતી ઉડતી નકા પાસે આવતાં નકાએ ઝીલી લીધી, અને છોકરાઓ–'Well caught–Well caught'–કહી તાળીઓ પાડવા લાગ્યા. ભેંસ ભડકી ઉભી પુંછડીએ ભાગે તેમ નકો એકદમ સુઠીઓ વાળીને નાસવા મંડયો. છોકરાઓ 'હુરીઓ–હુરીઓ' કરતા તેની પાછળ દોડયા. લગભગ તળાવ સુધી નકાને વળાવીને છોકરાઓ પાછા આવ્યા.

નકાને શ્વાસ ચઢી આવ્યો, અને આંખે અંધારા આવી ગયા. એક પત્થર પર તે બેસી ગયો. નકાને જગત ખારૂં ઝેર જેવું લાગ્યું. અર્ધ નિદ્રાવશ સ્થિતિમાં નકાએ માથું ઉંચું કર્યું, તો સામી ટેકરી તરફ તેની દૃષ્ટિ પડી. ટેકરીની સાથે નકાને ‘ મહાત્મા ’ નું સ્મરણ થયું. મહાત્મા પોતાના મનનું સમાધાન કરશે એમ ધારી નકાએ ટેકરી તરફ પ્રયાણ કર્યું.

કલાક વીતી ગયા છતાં નકો નદીએથી ન આવ્યો, જેથી ઝકલભાઇ આકુળવ્યાકુળ થઇ ગયા. જેમ જેમ વખત

વધવા મંડયો, તેમ તેમ ઝકલબાઇની ચિંતામાં પણ વધારો થવા લાગ્યો. પાડોશમાંથી એક છોકરાને બોલાવી નદીએ તપાસ કરવા મોકલ્યો. તે જરાવારે ખબર લાવ્યો કે એટલામાં નકાભાઇનો બીલ્કુલ પત્તો લાગતો નથી, ત્યારે તો ઝકલબાઇની મુંઝવણ વધી. સુર્ય પણ આથમવા લાગ્યો. ઝકલબાઇએ મિ. સારંગધરને ખબર દેવરાવ્યા. મિ. સારંગધર પોતાની ગાડી જોડાવી લાગલા થાણામાં હંકારી ગયા; અને સબ ઇન્સ્પેકટર મિ. સોહનલાલને જાહેરાત આપી. સબ ઇન્સ્પેકટરે પોતાના તાબાના ઘોડેસ્વારોને ચારે દિશાએ તપાસ કરવા મોકલ્યા; એક સ્વારને ટેકરી તરફ પણ દોડાવ્યો. તે પોલીસ ટેકરીએ પહોંચ્યો ત્યારે રાત્રી પડી ગઇ હતી.

'હે મહાત્મા! હે મહાત્મા!' એવો અવાજ ટેકરી ઉપરથી આવતો પોલીસે સાંભળ્યો.

"કોન હયે! નામ કયા?" વખતે ભૂત કે પલીત હોય તો નજીક જવામાં જોખમ ધારી, નીચે ઉભા ઉભા જ પોલીસે પુછવા માંડયું.

"મહાત્મા! એ તો હું! મને કેમ ભુલી ગયા?"

"ઇધર આવ, ઇધર આવ." પોતાનો ઘોડો છુટો મુકીને ઉપર જવાય તેમ નહીં હોઇ, પોલીસે નીચેથીજ બોલવા માંડયું:

'મહાત્મા! મહાત્મા!' ભણતો જરાવારે ટેકરી ઉપરથી કોઇ મનુષ્ય હેઠળ આવ્યો. પોલીસે પોતાના ચોર-ફાનસનું પ્રકાશ ફેકયું, તો પોતે જેની તપાસમાં નીકળેલ તેજ ચ્હેરા નિશાનવાળો શખ્સ છે એમ ઘોડેસ્વારની ખાત્રી થઇ. ત્યારે આપણા નકાભાઇએ જેની શોધ માટે પરિશ્રમ વેઠેલો તે વ્યક્તિ કાંઇ જુદા સ્વાંગમાં છે એમ માન્યું. બંનેના હર્ષના કારણ જુદાજ હતા. પોલીસે વગર વિલંબે પોતાના અશ્વ ઉપર નકા નગરીઆને લઇ, ગુપચુપ ઘોડો મારી મુકયો. નકા નગરીઆએ જાણ્યું કે 'ઉડણખાટલી'માં મહાત્મા પોતાને દેવલોકમાં લઇ જાય છે, તેને બદલે દશ મિનિટમાં થાણું આવ્યું, અને પોલીસે આલબેલ આપી પોતાના હવાલામાં લાવેલ શખ્સને સબ ઇન્સ્પેકટર પાસે રજુ કરી દીધો. મહાત્માને બદલે ત્યાં નકા ભાઇએ મિ. સારંગધરને ભાળ્યા, ત્યારે તેની ખાત્રી થઇ કે પોતે પાછો મૃત્યુ લોકમાંજ આવ્યો છે.

મિ. સારંગધર નકા નગરીઆને પોતાની ગાડીમાં બેસાડી ઝકલબાઇને ઘેર લઇ ગયા.

" એનો ચ્હેરો ગભરાયેલો લાગે છે, કાંઇક દરદ હોવું જોઇએ. હું હમણાંજ સર્જન સાહેબને બોલાવી લાવું છું. તમે હાલ તેને સંભાળથી સાચવજો. જો નાસી ન જાય." મિ. સારંગધર ઝકલબાઇને સુચના આપી ડાકટરને બોલાવવા ગયા.

ઝકલબાઇએ પલંગ ઉપર પોતાના બાપાને સુવાડયા, અને માથે રજાઇ ઓઢાડી. નકા નગરીઆને પરિશ્રમ લાગવાથી જરા આંખ મળી; પણ મચ્છરના ગણગણાટથી નકો પાછો ઝબકી ઉઠયો.

" ઝકલ ! એ ઝકલ ! આ સોજીર [*Soldier*] આપણા ઘરમાં શું કામ આવ્યો ? " નકો નગરીઓ ડાકટરને ઓરડામાં પ્રવેશતાં જોઇ બ્હેબાકળો ત્રાડુકી ઉઠયો.

" It is a wonderful case, Mr. Sarangdhar ! [ મિ. સારંગધર ! દર્દ કંઇક વિચિત્ર લાગે છે ] " ડાકટર કાનમાં સ્ટેથોસ્કોપની ભુંગળી લગાડી નકા નગરીઆના પલંગ નજીક જતાં જતાં બોલ્યા.

"છાટી બટાવ." સરજન સાહેબે નકા નગરીઆને કીધું.

" શું-ઉં-ઉં-ઉં ? " નકાએ સવાલ કર્યો.

" જરા કપડું ઉચું કરો, તમારી છાતી તપાસવી છે. " મિ. સારંગધરે સમજાવ્યું.

" પણ માબાપ ! મારી છાતી કે બગલમાં મેં કાંઇપણ સંતાડયું નથી." નકો એ સાહેબ લોકને હજુ કોઇ સોલજરજ સમજતો હતો, અને, સોલજર તો જાણે લુંટ કરવાજ આવે એવી માન્યતાના આધારે ધ્રુજવા લાગ્યો.

"અરરરર! એ ઝકલ! આ મને મારી નાખે છે." સર્જન સાહેબે લુગડું ઉચું કરી છાતી ઉપર આંગળી વતી પહેલો ટકોરો મારતાં, નકો બુમ પાડતો બેઠો થઇ ગયો.

"બાપા! આ શું કરો છો! સુઇ જાઓ. સાહેબને છાતી તપાસવા દો." ઝકલબાઇએ નકાને પાછા સુવાડતાં કીધું.

"અરે! પણ મારી છાતીમાં કાંઇ નથી." નકાએ સુતા સુતા દીન સ્વરે કીધું.

"બુઢા! મટ બોલો. જરા ડાબે પડખે ઠાવ." સરજન સાહેબે નકાને કીધું.

"ઝકલ આ શું બોલે છે?"

"બાપા તમારૂં ડાબું પડખું બતાવો." ઝકલબાઇએ નકાનું પડખું ફેરવતાં સમજાવ્યું.

ડાબું પડખું જોયા બાદ નકાને જમણે પડખે ફેરવ્યો, અને છેવટે ડાકટરે નકાનું પેટ દાબતાં 'વો–ઓ–ય' એવી નકાએ ચીસ પાડી.

"You see Mr. Sarangdhar! There is nothing wrong with his chest, his lungs are alright. There is nothing wrong with his spleen or bowels. He has only Neurasthenis. It is a sort of idiosyncracy-derangement of

brain. He requires complete rest, otherwise it may develope into lunacy."

"સમજ્યા! સાહેબ કહે છે કે તેને ખાસ કાંઇ દરદ નથી, પણ અમુક પ્રકારનો મગજનો રોગ છે, માટે તેને પુરતા આરામની જરૂર છે; નહીતર તેમાંથી ઘેલચ્છાનું રૂપ પકડશે." મિ. સારંગધરે ઝકલબાઇને સમજણ પાડી.

"તી! શું હું માંદો છું?" નકાએ મિ. સારંગધરના બોલવા ઉપરથી અનુમાન ખેંચ્યું.

"તમે બોલ બોલ નહી કરો." મિ. સારંગધરે નકાને સલાહ આપી.

"ઝકલ મને બહુ ભુખ લાગી છે, 'શીરો' કરી દે." નકો બોલી ઉઠ્યો.

"Sir! He wants *Shiro*. [ સાહેબ! તે શીરો માગે છે.]" મિ. સારંગધરે સર્જન સાહેબને કીધું.

"No-o-o! Don't. I know it is a very heavy thing to digest; I would advise you to give him extract of chickens with brandy. He requires some good tonic. [ બીલ્કુલ નહી! શીરો પચશે નહી. તેને બદલે દારૂની સાથે મુરઘીના ઇંડા આપો. તેને તાકાદની જરૂર છે.]"

"સાહેબ કહે છે કે તેને શીરો ખાવા આપશો નહીં, તે ભારે પડશે." મિ. સારંગધરે ઝકલબાંઇને કીધું.

"ત્યારે હમણાં તેને ભુખ લાગી છે તો શું ખવરાવવું?" ઝકલભાઇએ પુછ્યું.

"Sir! We haven't got extract of chickens and brandy here; what do you prescribe him just now? [સાહેબ! મુરઘીના ઇંડા કે દારૂ અમે રાખતા નથી, તો પછી હમણાં શું ખવરાવવું?]" સારંગધરે પુછ્યું.

"Then give him a cup of hot milk or kanji; Benger's food if available. He requires sound sleep. Give him this dose." સરજન સાહેબે કાગળ ઉપર પ્રિસ્ક્રીપ્શન લખીને આપ્યું.

"હમણાં તેને ઉનું દુધ પાજો અગર તો કાંજી દેજો." મિ. સારંગધરે ઝકલભાઇને સમજણ પાડી.

"Sir! May we give him Soda-water also? [સાહેબ! તેને સોડા-વોટર આપીએ કે કેમ?]"

"Ye-as! I should think so; that would stop nausia. [ખુશીથી આપો, એથી તેની ઉમચ બંધ પડશે]" સાહેબે સલાહ આપી.

"એ ત્રણ સોડાની બાટલી મંગાવીને પણ પાજો; અને હું હમણાંજ દવા તૈયાર કરાવીને મોકલાવું છું તેનો ડોઝ પણ પાઇ દેજો." મિ. સારંગધરે ઝકલભાઇને કીધું.

" Now! Don't disturb this old man." સરજન સાહેબે માથે ટોપી મુકતાં મુકતાં સુચના કરી; નકો નગરીઓ ટગર ટગર જોયા કરતો હતો.

" જુઓ! સાહેબ કહે છે કે અત્યારે તેને બીલકુલ બોલવા આપશો નહી અને મુંગા મુંગા સુવરાવી દેજો." મિ. સારંગધર સર્જન સાહેબ સાથે બહાર નીકળતાં ઝકલબાઇને સલાહ દેતા ગયા.



# પ્રકરણ ૫ મું.



## નવા-જુની.

દુધ, દવા અને સોડાના ઉપરા આપરી ઢીચારાથી બીચારા નકાની જઠર જરા પણ શાંત ન પડી. રાત્રીના બે ચાર વખત નકાએ જુદું જુદું ખાવાની માગણી કરી; પણ ઝકલબાઇને પોતાના બાપની તબીઅતની પુરી કાળજી હતી, એટલે ડાક્ટરની સલાહનો ચુસ્તપણે તેણીએ અમલ કર્યો; અને નકાને જેમનો તેમ પડયો રહેવા દીધો. પરિણામે નકાને રાત્રીમાં નિદ્રા ન આવી, અને આંખ લાલ ઘોલા જેવી થઇ ગઇ.

સવાર થતાંની સાથે ઝકલબાઇ ગરમ ચ્હા બનાવી નકા નગરીઆ પાસે લાવ્યા.

“ઝકલ! હવે હું દવા બીલકુલ નંઇ લઉં.”

“બાપા! આ દવા નથી. આ તો ચ્હા છે. તમને ઠીક પડશે.”

“મારે એ કાંઇપણ પેટમાં નાખવું નથી.

"કાં! નકાભાઇને કેમ છે?" મોનજી શેઠ નકાની માંદગીના વર્તમાન સવારના સાંભળીને તબીઅત જોવા આવી પહોંચ્યા હતા, તેમણે પુછયું.

"કોણ! મોંનો! આવ. આવ."

"માથું કાંઇક ધગે છે ખરૂં." મોનજી શેઠે નકાના મસ્તક ઉપર હાથ મૂકયો.

"એ મોંના! મારૂં માથું યે ધગતું નથી કે છાતી યે તપતી નથી, પણ આ પેટ બળે છે."

"નકાભાઇ! ડાકટરની દવાથી આરામ થઇ જશે, ફીકર કરોમાં."

"અરે! પણ—હું માંદો કયાં છું! તું ઝકલને સમજાવ કે મને શીરો ખાવા આપે."

"ડાકટરે તે ચીજ ખાવાની સાફ ના પાડી છે, આ ચ્હા પીઇ જાઓ." ઝકલબાઇએ પરાણે ચ્હાની રકાબી મોઢા આગળ ધરી.

"હું! મોંના! આમાં તે પેટ શું ભરાય? ત્યારે દહીં રોટલો ખાવા આપોને?"

"નકાભાઇ! એ દહીં-રોટલાનો જમાનો ગયો. હવે 'તો અમે સૌ સવારના આ ચ્હા પીઇએ છીએ.'" મોનજીએ કીધું.

" આ તો ગજબ !" નકો આશ્ચર્ય પામ્યો.

" એમાં અજાયબી શું થાય છે. ઢેઢ ભંગીને પણ એના વિના ચાલતું નથી. એ તો હવે એક જાતનો ખોરાક થઇ ગયો છે. ઠામ ઠામ ચ્હા અને બીડીની દુકાનો થઇ ગઇ છે."

" ત્યારે હોકા પણ લોકો પીએ છે ?"

" કેમ કાંઇ વાંધો ખરો ?"

" મોંના ! કાલ સવારની વાત કાં ભુલી જા. મેંગણી મુકામે માજને હોકાનો તો બંધ બાંધ્યો છે ને ?"

" ઓ-હો-હો-હો ! નકાભાઇ ! તમે પણ કયા જમાનાની વાત છેડી." મોનજી શેઠ હસી પડયા.

" કેમ મોંના ! એમાં હસે છે શું ?"

" નકાભાઇ ! હવે તો હોકો ચીરૂટ બીડી ગમે તે પીયે તેનું કોઇ નામ લેતું નથી."

" અને નાતનો કંઇ પણ બંધ નહીં ?"

" એમાં નાત શું ?"

" ત્યારે શું નાત નીકળી ગઇ ?"

" ના-આ-આ."

" ત્યારે આ સારંગધર મેતો કઇ નાતના છે ?

" બાપા ! તમે બોલ બોલ કરોમાં ! મુંગા પડયા રહો." ઝકલભાઇએ શીખામણ આપી.

" ગગી ! અમે સુવાણે વાત કરીએ એમાં શું ? "

" મોનજી કાકા ! એને ઝાઝું બોલવા આપશો નહીં. ડાકટરે ના પાડી છે. હું કાંજી બનાવવા જાઉં છું." કહી ઝકલભાઇ રસોડામાં ગયા.

" મોંના ! કે'તો ખરો આ સારંગધર મેતો કોણ છે?"

" વાણિયા છે. "

" હોય નહીં, મને તો ટોપીવાળા લાગે છે. "

" એટલે ? "

" વાણિયો હોય ઇતો ચોરણો પછેડી પેરે, માથે પાઘડી બાંધે. "

" નકાભાઇ ! તમે તો હદ કરી. તમને હજી આગલો જમાનોજ યાદ આવ્યા કરે છે." મોનજી શેઠે હાસ્યનું અભિનય કર્યું.

" કાં-આં-આં ? "

" તો ભલા માણસ ! લુગડાં ગમે તેવા પહેરે એથી વાણિયો મટી જાય ? "

" મોંના ! કેમ ભુલી જાછ ! આપણે જરા સરાઇ ઘાટનો ચોરણો પેર્યો'તો, તો માજને શપાટ મારીને કાઢી

નાખ્યો'તો, અને આ સારંગધર મેતો સરાઇ ઘાટનો ચોરણો પેરે, તેને કોઇ બોલતું યે નથી?"

"એ નકાભાઇ! એ ચોરણો ન કહેવાય; એ તો પાટલુન છે. તમને એ પોશાકની નવાઇ લાગે છે, એવી અમને પણ પ્રથમ લાગતી. મારોજ દીકરો પ્રથમ અંગ્રેજી ભણતો, ત્યારે માથે બાબરી રાખતો; તે વખતે હું તેની ટીકા કરતો. ત્યારે છોકરાઓ સામો જવાબ વાળતા, કે અમે જેમ મોઢા આગળ વાળનો ગુચ્છો રાખીએ છીએ, તેમ તમે પછવાડે ઝુલફાં રાખતા તેનું કેમ? એ પ્રમાણે જેમ જેમ નવી ફાશીનના પોશાક છોકરાઓ પહેરવા લાગ્યા, તેમ તેમ ડગલે ડગલે અમે ટીકા કરતા. પણ 'જેવો દેશ તેવો વેશ'—એવી દલીલ સામી થતી ગઇ. મુગલાઇના વખતમાં આપણે તેવો વેશ ગ્રહણ કર્યો, તો અંગ્રેજી રાજ્યમાં વિલાયતનું અનુકરણ પોશાકમાં છોકરાઓ કરે એમાં એનો શો દોષ?"

"ત્યારે શું તારો ગગો અંગ્રેચી પઢ્યો છે?"

"હં-હં-હં-હં! અંગ્રેજી તો હવે કોળી વાઘરી પણ ભણે છે." મોનજી શેઠ હસી પડ્યા.

"હં! મોંના! ત્યારે તો એ બધા સોજીર જેવા થઇ ગયા હશે!"

“ નારે-ના. નકાભાઇ ! આપણામાં પ્રથમ અંગ્રેજી બે ચાર ચોપડી કોક ભણતું, ત્યારે તેને સરકારમાં મોટા હોદ્દા મળવા લાગ્યા, ધીમે ધીમે એ ભણતર વધવા માંડ્યું. અભ્યાસની સાથે તેમના વિચાર કાંઇક સુધરેલા થવા લાગ્યા, ત્યારે અમે સૌ તેવાઓને માથે પ્રહાર કરતા કે—‘ એ તો વંઠી ગયેલા છે.’ પણ અમે બોલનારાજ પાછા અમારા છોકરાઓને અંગ્રેજી ભણાવવા લાગ્યા. કારણ જેવું રાજ તેવી વિદ્યા ભણાવ્યા વગર કયાંઇ આરો નહોતો. ધીમે ધીમે આપણા છોકરાઓ કાલેજમાં પણ ભણવા જવા શીખ્યા.”

“ કાલે ! કાલે શું ?”

“ કાલે નહીં, પણ કૉલેજ. મુંબઇ અમદાવાદ વગેરે સ્થળોએ મોટી નિશાળ છે..”

“ શું-ઉં ! મુંબઇ—અમદાવાદ જાય છે ?”

“ હવે--મુંબઇ અમદાવાદ તો એક દિવસમાં પહોંચી જવાય છે.”

“ મોંના ! શું બોલછ ! અમદાવાદથી આપણા શેઠના આડતીઆ ગફલ કુબેરવાળા હિસાબ કરવા આવે છે તેને તો છ-સાત દી લાગે છે.”

“ નકાભાઇ ! તમે તો પાછી ભૂતકાળની વાત છેડી. એ ગાડાનો જમાનો ગયો. અત્યારે તો ઠામ ઠામ રેલગાડી

દોડે છે. મુંબઇ તો શું! પણ વિલાયત જવું હોય તો બાર તેર દિવસમાં પહોંચી શકાય છે."

"હેં! હેં! વિલાઇત જઇ શકાય છે?"

"આપણામાં ઘણાંય ત્યાં જાય છે, અને ઉંચ્ચી પદવી લઇને પાછા આવે છે. કોઇ બારીસ્ટર તો કોઇ ડાકટર થાય છે."

"અને નાત કાંઇ બોલતી નથી?"

"નકાભાઇ! તમે તો વાત વાતમાં નાતનેજ આડી લાવો છો. પણ તેમાં તમારો વાંક નથી. સૌથી પહેલા જે વિલાયત જતા તેને નાત-બહાર કરતા. શેઠ કરસનદાસ મુળજીને તેની નાતે એ પ્રમાણે જ્ઞાતિ બહાર કરેલા, પણ આપણીજ નાતે હિમ્મત બતાવી આપણા ભેગા જમાડયા. ત્યારથી આપણામાં વિલાયતની વાત તો જુની થઇ ગઇ છે, અને તેના દ્વાર તો તદ્દન ખુલ્લાં થઇ ગયા છે."

"મોંના! મોંના! ત્યારે નાતના બધા બંધ મોકળા થઇ ગયા?"

"નકાભાઇ! નાતનું નામ મુકોની; અમે તો અત્યાર સુધી જોતા આવ્યા છીએ, અને અમને તો લાગે છે કે— નાત હવે જવા બેઠી છે, તેમાં આપણે શું કરશું? ભણેલાઓ કહે છે કે નાતના જમાનાને અનુસરતા ધારાધોરણ બાંધો,

અને કાંઇક આગળ વધો; પણ કોઇ દાદ દેતું નથી. કોઇને નાત-બહાર કરવામાં શુરા પુરા, પણ કોમના કાંઇ સારા કામો કરવામાં કુંભકર્ણ જેવા થઇ જાય. અમથા અને મફતચંદ જેવા માજનમાં બેસે. ધંધો કાંઇ કરે નહી, નાતના નાણાં પચાવવા, ચોરાઉ માલ રાખવા, દીકરીઓના પૈસા ખાવા. આવા અભણ સ્થિતિ વગરના માજનમાં બેસી નાતની ચોવટ ડોળે ત્યાં માજનનો વકકર શું પડે? હવે શું! અગાઉની પેઠે નાત પાસે કાંઇ રાજ છે? અત્યારે તો જરા કોઇ ખોટી રીતે ઉંચો નીચો થાય તો કોર્ટમાં ઘસડાવું પડે તેમ છે."

"હેં! હેં! મા'જન ઉપર વળી કોઇ બીજો રાજા છે?"

"હા. હા. સરકાર દરબારના કાયદા-કાનુનો એવા જબરા છે કે કોઇ કોઇને ખોટી રીતે રંજાડે—પછી ગરીબ હો યા તવંગર—તે બધાને ન્યાયની કોર્ટમાં જવાબ દેવો પડે તેમ છે, ત્યાં માજન તે શી ગણતરીમાં?"

"ત્યારે માજનનું કાંઇપણ માન નહી?"

"માજન તેની હદમાં રહી કામ કરે તો માન મળે, પણ હવે તેની હદજ કયાં છે?"

"બાપા! લ્યો આ દવા." ઝકલ દવાની પ્યાલી લઇને આવી પહોંચ્યા.

"અરે! ઝકલ! હું માંદો નથી છતાં આ બધા ઢોંગ શું આદર્યા છે?"

"નકાભાઇ! ડાકટર તે વળી કોઇ દિવસ સાજાને માંદા ઠરાવે ખરાં કે?" મોનજી શેઠ બોલ્યા.

"પણ તમે આપણા મુળા વૈદ્યને બોલાવીને ખાત્રી કરાવોની! હું જો ખોટું બોલતો હોઉં તો?"

"નકાભાઇ! મુળો વૈદ્ય તો ક્યારનાયે ગુજરી ગયા; હવે તો વૈદ્ય કરતાં ડાકટરનું વજન વધારે પડે છે. તમે દવા પીઇ જાઓ."

"થુ-થુ-થુ- અરે આતો બહુજ ગંધાય છે! શું છે?" દવાના ડોઝનો જરા ઘુંટડો લેતાં નકાએ થુંકી નાખતાં પૂછ્યું.

"બાપા! તમે આમ બાળક જેવી બુદ્ધિ કાં વાપરો?" ઝકલબાઇએ કીધું.

"પણ—સાજા માણસને દવાજ દીધા કરશો! અને ભુખે મારી નાખશો! કાંઇ પેટ પુરતું ખાવાનું નહીં આપો?" નકે જરા ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

"ઝકલ બા! એમ બાપા નહી ચાલ્યા જાય. એ માગે તે થોડું થોડું ખવરાવોની!"

"પણ સારંગધર મેતાએ ના પાડી છે. અને મગજનો રોગ થઇ ગયો છે

"મગજનો રોગ તો થોડું થોડું ફરવા મોકલશો, તો એની મેળે મટી જશે." મોનજી શેઠે કીધું.

"રેઢા મુકાય તેમ નથી. જુઓને નાસભાગ કરે છે."

"તી! શું! હું ગાડો છું?" નકો વચમાં બોલી ઉઠયો.

"નકાભાઇ! તમે મુંગા રહો, તમે તમારૂં દરદ ન કળી શકો. ઝકલબા! સારંગધર મેતાને પુછાવજો. એ જો હા પાડે તો હું એમની સાથે ફરવા જતો રહીશ." મોનજી શેઠ ઉભા થતા થતા બોલ્યાઃ "અને જો ઝકલબા! એને જરા *શીરો* કરીને ખવરાવજો. એ આગલા જમાનાનું માણસ છે, તેને કાંઇ વાંધો નહીં આવે." મોનજી શેઠે ઝકલબાઇને જરા દુર લઇ જઇ સલાહ આપી.

"પણ આપણી નંદકોર કે સારંગધર મેતો એમાંથી કોઇ જાણે તો નાહક મને વઢે તેનું કેમ?"

"કોઇ ગુસ્સે થતું નથી. તમારે તેમની પાસે એ વાતજ શું કામ છેડવી જોઇએ."

મોનજી શેઠની સલાહ પ્રમાણે વર્તવા ઝકલબાઇ કબુલ થયા અને મોનજી શેઠ વિદાય થયા.



## પ્રકરણ ૬ ઠું.

---

### મ્યુઝયમમાં

---

શે. સારંગધરની પરવાનગી મળવાથી નકા નગરીઆને મોનજી શેઠ બહાર ફરવા લઇ ચાલ્યા. દરવાજાની બહાર નીકળી પરામાં જતાં તો નકો માણસોની ઠઠ જોઇને ચકિત થઇ ગયો. કોઇ તરફથી મુખમાંથી નીકળતા 'એક બાજુ'ના અવાજ, અને કોઇ તરફથી હાથ કે પગથી વાગતી ટોકરીના નાદથી નકો ભડકીને ભાગવા લાગ્યો; તેમ કરતાં મોનજી શેઠથી જરા આગળ નીકળી ગયો.

એક સરઘસ ચાલ્યું જતું હતું. મોઢા આગળ ઢોલ, નગારાં, શરણાઇ અને નાનખટાઇ બૅન્ડ વાગતું હતું; તે ટોળામાં નકાએ પ્રવેશ કર્યો.

'શેઠ આઘા ખસો–આઘા ખસો'— એવા કેટલાક અવાજો આવ્યા, પણ બૅન્ડની ચીચીઆરીમાં નકાએ તે સાંભળ્યું નહીં.

"એલા! આ શું છે?" નકાએ સરઘસની સાથેજ ચાલતાં ચાલતાં પુછવા માંડ્યું.

"એ તો પુલેકું છે." એક શખ્સે હસતાં હસતાં જવાબ વાળ્યો. તેણે સફેદ હાફકોટ, સફેદ પાટલુન અને માથે ક્રીસ્ટીની ટોપી પહેરી હતી.

"જાન છે ?"

"હો-ઉ-વે."

"કયા ગામની ?"

"એ-સદરની."

"સરધારની ! ઠીક ઠીક. ત્યાં તો આપણા વેલુ શેઠની ગગીની ભાણેજની નણંદને વરાવી છે."

"ખરી વાત." પેલા ટોપીવાળા જણે રમુજમાં જવાબ વાળ્યો.

"સરધારથી જાન પરોડીએ નીકળી હશે !"

"હા-હા."

"છાણ વધાવી લીધી ?"

"ના-ના."

"ત્યારે છાણ પહેલાં પુલેકું ચડયું છે ?"

"હા-હા."

"પણ ખાંડ તો પીધી ખરી કે નહીં ?"

"ના-ના."

"ત્યારે શું-લગન વધાવવાં બાકી છે ?"

"હા. હા."

"અરે ! આતે કેવો રીવાજ ! આટલો બધો ફેરફાર ક્યારે થઇ ગયો ?"

"પરભુ જાણે."

"એલા ! આ વરરાજાએ હાથમાં તરવાર કેમ રાખી છે ?" નકો વરરાજાના ઘોડા પાસે જઇ વરના હાથમાંથી તરવાર ઉંચકવા ગયો.

"શેઠ આઘા ખસો, આઘા ખસો ! રહેવા દીઓ ! ઘોડો લગાવી દેશે." એમ સરઘસમાંથી કેટલાક જણો કહેવા લાગ્યા.

સરઘસ પીઠા પાસે થઇને ડાબે પડખે જતુ હતું. ત્યાં મોનજી શેઠ, કે જે નકો નગરીઓ પોતાથી વિખુટો પડી ગયેલ તેની શોધમાં આમ તેમ તપાસ કરતાં ઉતાવળે પગલે આવતા હતા, તેની નજર નકો વરરાજાની તલવાર ઝાલવા જતો હતો તે ઉપર પડતાં, દૂરથી બુમ પાડી ઉઠયા– 'એ નકાભાઇ ! એ નકાભાઇ ! આ શું કરો છો ?'

"મોના ! આંઇ આવ તો ખરો. આપણામાં તરવાર રાખવાનો રીવાજ વળી કંયે પડી ગયો ?" નકાએ મોનજી શેઠને જોઇ પોતા પાસે બોલાવવા માંડયો.

“ અરે ! પણ તમે આ કોના ભેળા ચાલ્યા જાઓ છો ? ”

“ જાન-ભેળા. ”

“ અરે ! જાન તો આ ઢેડવાડામાં જાય છે. ”

“ તી ! આ કેની જાન છે ? ”

“ ઢેડની, ઢેડની ! ”

“ હેં-એં-એં !!! નકો મોઢું વ્હોાળું કરી, ડોળા ફાંડી, કેડે હાથ મુકીને બુમ પાડી ઉઠયો. રાહદારીઓ તથા સરઘસવાળા ઢેડ લોકો બધા હસવા લાગ્યા. સરઘસ ઢેડવાડા તરફ ચાલ્યું ગયું.

“ હાય-હાય મોંના ! હું તો સમજતો 'તો કે એ તો વાણીઆની જાન હશે. ”

“ સમજ્યા ! તમારૂં કપાળ ! તમને રેઢા મેલવામાં નવાણું ટકાની ખોટ છે. ”

“ પણ—મોંના ! હવે નાત શું કરશે ? મને મારી નાખશે ? ” નકો ગાભરો બની ગયો.

“ “ કોઇ મારી નાખતું નથી.” મોનજી શેઠે આશ્વાસન આપ્યું.

"મોંના! તું ભલે કહે, પણ મને નાતના ઘા યાદ આવે છે. મને જીવતો નહીં મેલે."

"હવે ચાલો—ચાલો. એમાં શું થઇ ગયું! આપણામાં તો કહેવત છે કે—'સોનું સડે નહીં ને વાણિયો વટલે નહીં'. જરા છાંટ લીધી કે કોઇ મુસલમાનને અડયા, એટલે આભડસેટ ગઇ." રસ્તા ઉપરના નળમાંથી હાથમાં જરા જળ લઇ મોનજી શેઠે નકા ઉપર છાંટતાં છાંટતાં ધિરજ આપી.

"હેં! મોંના! ત્યારે શું વાણિયા ને ઢેઢમાં કાંઇ પરખ નંઇ?" રસ્તે ચાલતાં ચાલતાં નકા નગરીઆએ આશ્ચર્યનું અભિનય કરીને પુછયું.

"નકાભાઇ! હવે તો ઢેડ પણ ટપાલ અને તાર ખાતામાં નોકરી કરે છે. કોઇ કંટ્રાકટ અને વેપારના કામ પણ કરે છે; અને પૈસાવાળા થઇ ગયા છે. જુઓ! એ જાન કરસન ઢેડના દીકરાની છે. કરસન જંગબાર જઇ સારૂં કમાંઇ આવ્યો છે, પછી શું કામ બેન્ડ ન વગડાવે! અને શામાટે લાવો ન લ્યે?"

"અરે! અરે! ઢેઢ પણ વાણિયાની પેઠે આવી રીતે ભર બજારમાં ફુલેકાં ફેરવે, અને માજન કાંઇપણ બોલે નંઇ? વોરાના ફુલેકાં તો આપણે બંધ કર્યાં છે."

"નકાભાઇ! માજનનું કાંઇ હવે રાજ નથી કે પોતા સિવાય બીજી કોમના ફુલેકાં ફેરવવાની બંધી કરી શકે.

એ-હુવે તો ઢેડ પણ ભણવા લાગ્યા છે, અને સરકાર પાસે હક માગવા શીખ્યા છે.”

“ તી ! શું-ઉં ! ઢેઢ આપણાથી ઉંચાં ? ”

“ ઉંચા નીચા તો ધંધાથી ગણાય. ઢેડ જો પોતાનો હલકો ધંધો છોડીને આપણી પેઠે વેપાર કરે તો આ સરકારી રાજ્યમાં હલકો કેમ કહી શકાય ! વાણિયો બાપ-દાદાના કુવામાં ડુબી, ખોટા ગૌરવમાં તણાઇ, નિરૂદ્યમી થઇ અધમ બને, તો તેને ઉંચો કોણ કહેશે ? નકાભાઇ ! જમાનો બદલે તેમ આપણે પણ વિચાર ન ફેરવીએ તો ખપીએ મુર્ખમાં. ”

નકા નગરીઆને આ દલીલ ગળે ઉતરી નહી યુગ શી રીતે બદલ્યો તેનીજ મુંઝવણમાં તે બિચારો અટવાયા કરતો હતો. દરમ્યાન બને જણા એક રમ્ય બગીચાવાળા વિશાળ કમ્પાઉન્ડમાં દાખલ થયા.

“ મોંના ! આ કેના ખોરડાં ? ” નકો કોઇ માજનના શેઠીઆ અગર કોઇ ગરાસીઆની ઇમારત હશે એમ માની પુછવા લાગ્યો.

“ અરે ! આ તો સરકારી મકાન છે. જુબેલી છે. ”

“ આ-હા-હા. કંદોઇઆમાં જલેબી બનાવે છે ? ”

" જલેબી નહીં પણ જ્યુબિલી ! આમાં નવાઇ જેવી ચીજ તથા વસ્તુઓનું સંગ્રહસ્થાન છે. મ્યુઝીઅમનાં પગથીઆં ચડતાં ચડતાં મોનજી શેઠે ખુલાસો કર્યો.

" મારા બાપ! ભરખી ખાશે કે શું!" નકો મ્યુઝીઅમના દરવાજાની બે બાજુએ બે સિંહ જોઇ ભડકીને નાસવા લાગ્યો.

" એ નકાભાઇ! ભાગોમાં ભાગોમાં; એતો બનાવટી સિંહના પુતળાં છે." મોનજી શેઠ નકાને હિમ્મત આપીને પાછા લાવ્યા.

" એ શેઠ! જુતી બહાર નીકાલો." મ્યુઝીઅમના દરવાજા બહાર પટાવાળો બેઠો હતો, તેણે આ બંને ગૃહસ્થોને સ્વાગતનો પ્રથમ આવકાર આપ્યો.

" નકાભાઇ ! પગરખાં આંહી ઉતારો." મોનજી શેઠે નકા નગરીઆને સમજ આપી.

" શું કામ ! કોક ચોરી જાય તો."

" ભાઇ ! કોઇ લુંટવા બેઠું નથી. પટાવાળા ખાસ ચોકી રાખવા તો બેસાડયા છે ને?" મોનજી શેઠે પોતાના પગરખાં ઉતારતાં નકાને કીધું.

નકા નગરીઆને તે વાત રૂચી નહી; એટલે તેણે પોતાના પગરખાં ઉતારી ખુણામાં મુકવાને બદલે, પોતાના ફાળીઆમાં વીટીં લઇ બગલમાં મારી લીધાં.

" મોંના ! આ મલ્લ કોણ છે ? " હોલની અંદર પ્રવેશ કરતાં સન્મુખ એક રોમન પુતળાં તરફ દ્રષ્ટિ પડતાં નકાએ પુછ્યું.

" એ તો વિલાયતી પુતળું છે. "

" માળો–આ ! કેવો પાડા જેવો જાડો, અને તાડ જેવો ઉંચો છે ! મેં તો જાણ્યું કે ભુતડીનો આપણો ભુરો શેઠ નાગો પુગો ઉભો છે, કાં કાળાવડનો કમો કાન કરડીઓ પંજો મારતો ઉભો હશે ! "

" હી–હી–હી--હી ! એ આગલા વખતના ભુરા શેઠ કે કમા કાનકરડીઆ જેવા મજબુત માણસો હવે આપણામાં છેજ કયાં ? અત્યારે તો ચણાના છોડ જેવડા ઉંચા, અને તમારી ટચલી આંગળી જેવા જાડા મનુષ્યો આપણામાં જોવામાં આવે છે. આવા મલ્લ તો અત્યારે વિલાયત તરફ જન્મે છે. "

" વાહ ! મોંના ! ઠાઠ તો સારો કર્યો છે ! " હોલની અંદર આગળ વધતાં જુદા જુદા કબાટોની અંદર અને ટેબલો ઉપર ચિત્રવિચિત્ર ચીજો અને વસ્તુઓની ગોઠવણ જોઇ, નકો હેરત પામી બૂમ પાડી ઉઠયો.

" એઇ ! બુઢ્ઢા ! ગડબડ મત કરો. આસ્તે બોલો. " મ્યુઝીઅમની અંદરના પટાવાળાએ દુરથી સુચના કરી; પણ નકાની કર્ણેન્દ્રિ પર તે શબ્દનો અવાજ પોંચ્યો નહીં.

" માળી-ઇ-ઇ ! કોઠી બહુ સારી. હેં ! મોંના ! આમાં ગોળ કેટલો માય ! " જુદા જુદા કાચની બનાવટના સ્ટોલમાં એક મોટી ચીનાઇ ઘાટની બરણી [ Vase ] ને જોઇને નકો બોલી ઉઠયો; અને બરણીને ઉંચી ઉપાડવા મંડયો.

" એઇ ! ઉસ્કુ હાથ મત લગાઓ. " પટાવાળાએ દોડી આવી નકાને ઠપકો આપ્યો.

" કાં-આં-આં ? "

" નકાભાઇ ! એ તો ફકત જોવાનું છે. મુંગા મુંગા આગળ ચાલો. " મોનજી શેઠ જરા પાછળ હતા તેમણે આવીને સમજ પાડી.

" કેવા છો ? " જુદા જુદા સિક્કાથી ગોઠવેલી કણાટ પાસે એક પારસી ગૃહસ્થ બારીકીથી સિક્કા નિહાળતા હતા તેમના પ્રત્યે નકાએ કીધું. પણ તે ગૃહસ્થનું ધ્યાન સિક્કામાંજ હતું એટલે સાંભળ્યું નહીં.

" વાણીઆ છો કે ઢેઢ ! કહી નાખોની, કે અમને ખબર પડે ! " નકાએ તે ગૃહસ્થની સન્મુખ જઇને જરા ઉંચે અવાજે પુછયું.

" ચલાવ-યુ-સુવર ! ઢેડ કોનને કહેચ ! " તે ગૃહસ્થ નીચી મુંડીએ સિક્કા જોતા હતા તેમની કર્ણેન્દ્રિ પર આ કઠોર અવાજ પડતાં નકા તરફ દ્રષ્ટિ ફેંકીને તેને ઠોંસો મારવા માટે હાથની મુક્કી વાળી. નકો હેબતાઇ ગયો.

"શેઠ સાહેબ, માફ કરો; એને બીચારાને કાંઇ ભાન નથી." મોનજી શેઠ વચમાં પડયા. "નકાભાઇ! તમે બોલ બોલ કરોમાં. મુંગા મુંગા જોયા કરોની ?"

"સા-આ-મેદ [ગાંડો] લાગેચ." મોનજી શેઠના કોલાવાલા ઉપરથી ફરીયાદી માંડવાનો વિચાર માંડી વાળી ઉપલા શબ્દોથી સંતોષ પકડી પારસી ગૃહસ્થે પાછી કબાટના કાચ ઉપર પોતાના નાકની અણી લગાડી દીધી.

"વાહ! મોંના! આતો બધો નગરનો બર લાગે છે." કીનખાબ તથા સોનેરી ભરત કામના સ્ટોલમાં પ્રવેશ કરતાં નકો બોલી ઉઠયો. મોનજી શેઠ જરા બારીકીથી જોવા માટે પાછળ રોકાયા, ત્યાં નકો આગળ વધી જુદા જુદા પોશાક-વાળા સ્ટોલમાં પ્હોંચી ગયો.

"હેં? મોંના! આ કેમ લાગે છે?" ટેબલ ઉપર જુદા જુદા ઘાટની બાંધેલી પાઘડીઓની હાર ગોઠવેલી હતી. તેમાં કાઠીઆવાડી વાંકડી પાઘડી જોતાં પોતાના માથા પરની પાઘડી ઉતારી, ખાલી થયેલ જગ્યાએ મુકી, તે સ્ટોલવાળી પાઘડી પોતાના માથાપર પહેરી તે કેવી શોભે છે તે વીષે નકાએ મોનજી શેઠનો મત માગ્યો.

"યે કયા કરતા હુયે, કયા કરતા હુયે?" પટાવાળો શ્વાસભેર નકા તરફ દોડયો.



“ ગુલાબ શુ ગર્જ્યા! ઢેડ કોનને કેહેછ ”—પાન ૬૩

"આ પાઘડીની કેટલી કોરી બેસે છે?" પટાવાળો પોતાની નજીક આવ્યો તેને નકા નગરીઆએ પુછ્યું.

"અરે! ચલાવ કિંમત પુછને વાલે! મેંને તુમકું પહેલેસે બોલ દીઆ કે તુમ સામાનકું હાથ મત લગાવો, તો ભી તુમ માનતા નહીં હયે! યે તુમારા બાવાકા માલ સમજ લીયા કયા? ચલો, પઘરી છોડદો!" પટાવાળો નકા નગરીઆનું કાંડું ખેંચી હલાવવા લાગ્યો.

"અરે! અરે! પણ—મોંના! એ—મોંના!!" નકા નગરીઆએ એવી જોરથી હાંક મારી કે હોલ ગાજી ઉઠ્યો, અને મ્યુઝીઅમની અંદરના તમાશગિનોનું ધ્યાન નકા નગરીઆ તરફ ખેંચાયું, એટલુંજ નહીં પણ તેનો પડઘો કોનોટ હૉલ અને છેક લેંગ-લાઇબ્રેરી સુધી પહોંચતાં, ત્યાંના કેટલાક લોકો વાતાવરણમાં કડાકો થયો એમ સમજી ધ્રુજી ગયા, અને આકાશ તરફ દ્રષ્ટિ ફેંકવા લાગ્યા.

"એઇ ચુ! તુમ બુમ મત પાડો. યે બગલમેં કયા હયે! ફાંટ ખોલો!" નકાએ બગલમાં ખેસનો વીંટો માર્યો હતો તે પટાવાળો ખેંચવા લાગ્યો.

"મોંના! આ દુકાન તી માલ વેચવા માટે છે, કે જેમે તેને ધમકાવવા માટે રાખી છે?" મોનજી શેઠ કે જે તે અરસામાં આવી પોંચ્યા તેને પુછ્યું.

" એ નકાભાઇ ! આ પાઘડી વેચવા માટે નથી રાખી. પણ ફક્ત જોવા માટે છે. એ જગ્યાએ પાછી મુકી દયો. પટાવાળા સાહેબ ! એને છોડી દયો. એને કાંઇ ગમ નથી."

" નહીં વો ચોર હયે. ઉસ્કુ સાહેબ પાસ લે જાઉંગા."

" સીપાઇ ! એ ગડબડ કયા હોતી હયે ?" બુમ બરાડાથી કયુરેટર સાહેબ ચમકીને ત્યાં આવી પોંચ્યા હતા, તેમણે પુછયું.

" સાહેબ ! યે બુઢ્ઢા બડા ચોર હયે. ઇધર ઉધર સામાનકું હાથ લગાતા થા. યે ઇસ્ટાલમેં ઉનકી જુની પઘરી છોર કર, યે ઇસ્ટાલકી પઘરી પહેર કર ભાગ જાતા થા. ઉનકી બગલમેં કુચ્છ સરકારી માલ સંતાડ દીયા હયે, વો ભી ખોલકે બતાતા નહી હયે."

" સાહેબ ! એ બીચારો ભોટ માણસ છે. એને હાલની દુનિયાનું કશું ભાન નથી." મોનજી શેઠે નકા નગરીઆ-વતી કયુરેટર સાહેબ પાસે બચાવ કર્યો.

" એ ફાલીઆમાં શું સંતાડયું છે ! ખોલીને બતાવો !" કયુરેટરે કીધું.

" તી-ઇ-ઇ ! તમારો કાંઇ માલ નથી !" નકાભાઇ બોલ્યા; પણ મોનજી શેઠે નકાની બગલમાંથી ફાળીયું લઇને તે છોડી બતાવ્યું.

“ આ પગરખાં આમાં કેમ સંતાડયા છે ? ” ક્યુરેટરે સાનંદાશ્ચર્યથી પુછયું.

“ મારાં છે. ” નકે જવાબ વાળ્યો.

“ પટાવાલા ! તુમ ચમડેકા સ્ટાલમેં જાકર તપાસ કરો. વ્હાંકી કોઇ જોડી ગુમ હોતી હુયે યા નહીં ? ”

“ અચ્છા સાહેબ. ” બોલતો પટાવાળો ચામડાના સ્ટોલમાં દોડી ગયો.

“ સાહેબ ! એ પગરખાં એના પોતાના છે. મેં જ્યારે મારા જોડા પગથીઆં પર ઉતાર્યા ત્યારે તેણે ચોરાઇ જશે એવી બીકથી તેના ફાળીઆમાં વીંટી લીધા લાગે છે. ” મોનજી શેઠે ખુલાસો કર્યો.

“ તમે આ દુકાનના શેઠ છો કે મુનીમ ! થડે કેમ બેસતા નથી ? ” નકાએ ક્યુરેટરને પ્રશ્ન કર્યો.

“ સાહેબ ! એ આગલા જમાનાનું માણસ છે. આ જ્યુબિલીને તે હજુ કોઇ માલ વેચવાની પેઢીજ સમજે છે, અને આપને તે પેઢીના શેઠ કે મુનીમ ધારે છે. ” મોનજી શેઠે નકા નગરીઆની ખરી સ્થિતિ જણાવી. ક્યુરેટર સાહેબને હસવું આવી ગયું. દરમ્યાન પટાવાળે આવીને ચામડાનો સ્ટોલ જેમનો તેમ આબાદ છે તેવી આલબેલ આપી.

" આવા અણસમજુ અને અજ્ઞાન માણસને કોઇ દિવસ મ્યુઝીયમમાં હવે પછી લાવશો નહીં. " કયુરેટર સાહેબે નકા નગરીઆને છોડી મુકતાં મોનજી શેઠને સલાહ આપી.

" સાહેબ ! વો ઉલ્લુ જેસા દીખાતા હચે !" પટાવાળાએ નકા નગરીઆને હૉલની બહાર વળાવતાં વિદાયગીરીનું માન આપ્યું.

મોનજી શેઠ નકાનગરીઆને લઇ ગુપચુપ કમ્પાઉન્ડની બહાર નીકળી ગયા. રસ્તામાં જ્યાં ત્યાં થોભવા, અને જેના તેના ખુલાસા પુછવાના બીચારા નકા નગરીઆએ ઘણા હુલ્લા કર્યા, પણ વળી કાંઇ ઓડનું ચોડ થશે એવી ભીતિને લીધે કયાંઇ પણ નહીં રોકાતા, મોનજી શેઠ નકા નગરીઆને કાંડે ઝાલી મુંગા મુંગા ઝકલબાઇને સોંપી આવ્યા; અને ત્યાંથી પોતાને ઘેર સીધાવતાં સરકારી મકાનમાં હવેથી કોઇ દિવસ નકાને નહીં લઇ જવાનું મોનજી શેઠે પાણી મૂકયું.



# પ્રકરણ ૭ મું.

## પાર્લામેન્ટ કે પાંજરાપોળ !!

ઝકલબાઇ, મોનજી શેઠ, તથા મિ. અને મિસીસ સારંગધર તમામને નકા નગરીઆનો મરજ નાબુદ કરવાની પુરી કાળજી હતી; ફક્ત પ્રત્યેકના રસ્તા ભિન્ન ભિન્ન હતા. મિ. સારંગધર માનતા હતા કે ડાકટરના પ્રિસ્ક્રીપશન અને સલાહથી સારવારમાં અર્ધી તસુ પણ ખસી જવાય તો પરિણામ વિપરીત આવે, માટે નકા નગરીઆને ઝાઝું બહાર નહીં કાઢવાના મતમાં તેઓ હતા. મોનજી શેઠનો અભિપ્રાય તેથી જુદો હતો. નકાને ઘી દૂધના ખોરાક ઉપર રાખવાથીજ તનની સાથે મનની પુષ્ટિ મળી જશે એવી તેની માન્યતા હતી. ઝકલબાઇ જોકે પોતાની દીકરી-જમાઇને વશ હતા, તોપણ અંતરથી મોનજી શેઠના પક્ષમાં ભળતા. જેથી મોનજી શેઠની સલાહ પ્રમાણે નકા નગરીઆની હોજરીમાં *શીરા*ના પુષ્કળ થર જામવાથી રફ્તે રફ્તે તેના પગ તથા જીભ્હામાં નવું ચેતન આવવા લાગ્યું.

જયારે જયારે નકા નગરીઆને ઘરની બહાર લઇ જવાનો પ્રસંગ પડતો ત્યારે ત્યારે ફક્ત મોનજી શેઠની દેખરેખ

તળે નકાને બહાર કાઢવામાં આવતા. પણ હમણાં હમણાં મોનજી શેઠને સરલાના લગ્નની તૈયારી અર્થે મિ. સારંગધરને ત્યાં વિશેષ રોકાવું પડતું. એટલે નકાની સાથે દરરોજ સવારે કુદરતી હાજત માટે નદીએ જવામાં ખાંચ પડતી, જેથી તે કાર્ય માટે એક રામજી નામના છોકરાને નોકર રાખવામાં આવ્યો.

એક દિવસ સવારે નકો નગરીઓ રામજીની સંગાથે નદીએ ગયો, ત્યારે ત્યાં અમથાચંદ તથા મફતચંદ શેઠનો ભેટો થયો. લગભગ પોણી ચાર કોડીની વયે પહોંચેલી આ ત્રિપુટી નદીના પટમાં જરા વિશ્રાંતિ અર્થે બેઠી.

"નકા! આ તાડા સાડંગધડ ને મોનજીએ હવે બહુ ઉપાડા લીધા છે હો?" અમથાચંદ શેઠે વાતનો આરંભ કર્યો.

"કાં-આ-આ?" નકાએ પ્રશ્ન કર્યો.

"હેં! નકા! ભલા આપડે કોઇ ડી આપડા ઘડનો હીસાબ બહાડ પાડીએ છીએ?" અમથાચંદે પુછ્યું.

"ના-આ-આ." નકા નગરીઆએ જવાબ વાળ્યો.

"હું-અ! ખડી વાટ! નકા, ટું ટો વહેવાડમાં બઢું હમજછ; સાડંગધડટો હજી છોકડું છે. પણ આ મોંનાને શું થઇ ગયું છે? ઇ કીયે છે કે નાટનો હીસાબ બહાડ પાડો." અમથાચંદ નકા નગરીઆને આસમાને ચડાવવા

મંડયા; "આપડી નાટના કામ ! સો વાટના વિચાડ ! કોઇ છાનું રાખવા જેવું હોય, કોઇ છટું ન કડવા જેવું હોય; કેમ ખડું કે નઈ મફટચંડ ?"

"હા-જ-ટો." મફતચંદે કીધું.

"જો નકા ! માજનને પજવવામાં માલ નઠી. અમને કીયે છે કે ટમે રૂપીઆ ઉચાપટ કડી ગયા છો. માડી સાડી કાંઇ વાટ !"

"એવું હોય તો ચોખવટ કરી નાખોની ?" નકાએ સુચવ્યું.

"માડા ! નાટે નાટનું વડે, ને સુહાભાઇનું વા ને પાણી; એમાં ચોખવટ શું કડવી હોય ! જો તું મોનજીને અને સાડંગધડને હમજાવજે, નહીંટર એમાંઠી સાડું પનીનામ નઈ આવે હો ?" અમથાચંદે બીક દેખાડી.

"કાં-આ ! માબાપ !" નકો જરા ગભરાઇ ગયો.

"તાડા જમાઇને ટાં હમનાંજ વીવા આવવાના છે. પાણો નાખશું, હમજ્યો ?" મફતચંદે નાતશાહી જોર દેખાડયું.

બીચારા નકા નગરીઆને આગલી પાછલી વાતની કાંઇપણ માહીતી નહીં હોવાથી વિસ્મય પામ્યો. દરમ્યાન એક પટાવાળો ત્યાં આવી પહોંચ્યો.

"શેઠ ! આપ કૌન હો ?" પટાવાળાએ પુછ્યું.

" માબાપ! વાણિયા છીએ." અમથાચંદે ધ્રુજતાં ધ્રુજતાં જવાબ વાળ્યો.

" આપ માજનકા શેઠ હો ? "

" હું-અં. શું ! કોઇ માછડાં માંડે છે ? ટેવું હોય ટો કઇ ડેજો. ડયા ધડમનું ટો અમાડું કામ છે. કેમ ખડું કે નંઇ મફ્ટચંડ ? "

" હા-જ-ટો " મફતચંદે ટહુકો કર્યો.

" શેઠ સાહેબ ! મચ્છી કી કુચ્છ બાત નહીં હયે. પિંજરાપોલમેં આપ લોગોકું હમારા સાહેબ બુલવાતા હયે; ચલો મેરી સાથ. "

" પાંજડાપોડમાં ! " અમથાચંદ શેઠ પોતિયાની કાછડી મજબુત કરતાં કરતાં પ્રશ્ન કરવા લાગ્યા.

" અમને બોલાવે છે ? ટમાડા છાબ ? " મફતચંદે શરીરે પનીઉં ઓઢેલું તે ખસી જતાં સરખું કરતાં કરતાં સવાલ કર્યો.

"હા-શેઠ-હા " પટાવાળાએ જરા હસીને જવાબ વાળ્યો.

" પન, હેં ! જમાડાર છાબ ! અમને ટમાડા છાબ શું કામ બોલાવે છે ? " અમથાચંદે ફરીને પુછયું.

" કુચ્છ પિંજરાપોલકી હકીકત પુછને કે લીયે હોગા."

"" મફ્ટચંડ ! શું કડશું ! જાશું કે નંઇ ? " અમથાચંદે મત માગ્યો.

"નકા ! તાડો શું મટ હોય છે ?" મફતચંદે નકા નગરીઆ તરફ ઈંગોળિયું ફેંકયું.

"એમાં વેદ શું ભણવા છે ? થાઓ સાબદા. હું હવે કાંઇ સાબથી બીતો નથી." નકાએ ચટ ને પટ મત આપી દીધો; અને ત્રણે જણા પટાવાળાની સાથે નદી ઉતરી પાંજરાપોળ તરફ રવાના થયા.

પૃથ્વી ઉપર હાલ જે પ્રચંડ યુદ્ધ ચાલે છે, અને જેની અંદર કિંમતી જાનમાલની અસંખ્ય ખુવારી થાય છે, તે કોઇપણ પ્રકારે અટકાવી જગત ઉપર કાયમી સુલેહ શાંતિ કેમ પ્રસરે, તે સંબંધે દેશ પરદેશના તમામ વિદ્વાનો અને સુજ્ઞ મનુષ્યો વિચાર અને વિમાસણમાં પડયા છે; અને પોતપોતાની બુદ્ધિ અનુસાર જુદા જુદા ઉપાયો સુચવે છે. આર્યાવર્ત પણ તેમાં પછાત રહ્યું નથી. ભરતખંડના એક મહાશયે એવો અકસીર ઇલાજ સુચવ્યો, કે હિન્દુસ્થાનમાં જે રીતની માજન અને નાતની સંસ્થાઓ પ્રચલિત છે, તેવી વ્યકિતઓ દુનિયાના શહેરેશહેર અને ગામેગામ સ્થાપન કરવાથીજ અરસપરસના કલહ અને કંકાશ સમુળગા બંધ પડશે, અને સર્વત્ર સુખશાંતિનું સામ્રાજ્ય સ્થપાશે.

આ અમુલ્ય સુચના પ્રખ્યાત અમેરિકન મિ. ફોર્ડના સુલેહ કમિશનના ધ્યાન ઉપર આવતાં, એ માજનની સંસ્થા બાબત જાતે શોધ-ખોળ ચલાવી, બારીક અભ્યાસ કરી, તે

ઉપર રીપોર્ટ કરવા લોર્ડ સુલેહ કમિશને મિ. મેકાર્થી નામના એક અમેરિકનને હિન્દુસ્થાન તરફ રવાના કરી દીધો. મિ. મેકાર્થી મુંબઇ ઉતરી ત્યાંની કેટલીક સ્થાનિક સંસ્થાઓનો જાતે અનુભવ મેળવી, સુરત–ભરૂચ–વડોદરા–અમદાવાદ વગેરે સ્થળોએ બારીક તપાસ ચલાવી, છેવટ આ સ્થળે આવી પહોંચ્યો. કાઠીઆવાડી ભાષા તથા રીતરિવાજથી માહિતગાર દુભાષ્યા તરીકે મિ. રામલાલ નામના એક જમાનાના ખાધેલા જ્ઞાતિપત્રના અધિપતિને સાથે રાખવામાં આવ્યો.

સવારના તળાવ તરફ લટાર મારીને પાછાં વળતાં મેકાર્થી સાહેબે માજનના મુખીઓને રૂબરૂ મળવાની હઠ પકડતાં, મિ. રામલાલ પાંજરાપોળ તરફ સાહેબની મોટર હંકારી લાવ્યા; અને પોતાની સાથેના પટાવાળાને નદીએ જઇ જે કોઇ વાણિયા માજનના શેઠ કહેવાતા હોય તેને બોલાવી લાવવા મિ. રામલાલે હુકમ કરતાં, પટાવાળો ઉપલા ત્રણે શેઠીઆઓને લઇને મિ. રામલાલ પાસે હાજર થયો. પાંજરાપોળની અંદરથી એક જુનું બાંકડું બહાર મંગાવીને મુકવામાં આવ્યું; તે ઉપર ત્રણે શેઠીઆઓને બેસવા રામલાલે કીધું. અમથાચંદ તથા મફતચંદના શરીરમાં સાહેબને જોઇને ધનુર્વાના ચિન્હ દેખાવા લાગ્યા; પણ આપણા નકો-ભાઇ જરા હિમ્મતે બહાદુર હતા

"તમે વાણિયા છો કે ઢેઢ ? તે પહેલાં કહી નાંખો કે અમને ખબર પડે." નકાભાઇએ દીર્ઘ સૂત્ર વાપરી શરૂઆત કરી.

"કેમ ! શેઠ ! વાણિયા છીએ !" મિ. રામલાલે રમુજમાં પ્રત્યુત્તર વાળ્યો.

"What does that gentleman say Mr. Ramlal! [મિ. રામલાલ! તે ગૃહસ્થ શું કહેવા માગે છે ?]" સાહેબે મોટરમાંજ બેસીને પુછવા માંડયું.

"Sir! They want to know whether you are German-American or Anglo-American [સાહેબ! એ પુછે છે કે આપ જર્મન-અમેરીકન છો કે એંગ્લો-અમેરીકન ?]" મિ. રામલાલે સમજાવ્યું.

"Oh! That's why they shiver? Convince these gentlemen that I am not German-American; I am an ally, not an enemy. I should like to be introduced to them first. [અરરર! એટલા માટે આ સદ્‌ગૃહસ્થો ધ્રુજે છે! તેમને ખાત્રી આપો કે હું બીલકુલ જર્મન-અમેરિકન નથી. હું તો મિત્ર છું, દુશ્મન નથી. તેમની મને પ્રથમ ઓળખાણ પડાવો]" સાહેબ બોલ્યા.

"સાહેબ પુછે છે કે આપનું નામ શું ! અને આપનામાં કોઇ માજનના શેઠ છો કે?" મિ. રામલાલે તરજુમો કર્યો.

"અમાડું નામ શેઠ અમઠાચંડ હુલ્લાણી. ટમે હુમજયાને ? માજનમાં અમાડી પેલી ખુડછી છે. આ મફ્ટચંડ પુલ્લાણીની બીજી ખુડછી છે; અને આટો નકો છે. નકા ! ટને માજને આગડ નાટ બાડ કડેલો તે વાટ નંઇ કઉં. મુંઝાઇશમાં !" અમથાચંદ શેઠે બધાની ઓળખાણ પડાવી.

"Sir ! This Gentleman in the middle, by name Mr. Amthachand, is the *Burgo-Master* of this place [ સાહેબ ! મધ્યમાં જે ગૃહસ્થ બેઠેલા છે અને જેમનું નામ મિ. અમથાચંદ છે તે આ શહેરના નગરશેઠ છે. ]"

"Really ! I am very glad to see him. I should like to know the population of his community. [ ખરેખર ! ત્યારે તો તેમને જોઇને મને ઘણો હર્ષ થાય છે. તેમની નાતમાં કુલ કેટલી વસ્તી હશે તે પુછો ]." સાહેબ પોતાની નોટ બુકમાં હકીકત ટપકાવતા પુછવા લાગ્યા.

"સાહેબ પુછે છે કે તમારી પાંજરાપોળમાં ઢોરની સંખ્યા કેટલી હશે ?" મિ. રામલાલે અમથાચંદને પૂછ્યું.

"એનો કાંઇ મેળ છે ! ઢોડ ટો આવે ને જાય." અમથાચંદ શેઠ બોલ્યા.

"પણ કાંઇ અટકળે સંખ્યા કહી ઘોની ! સાહેબને જાણવાની જરૂર છે. હઝાર બે હઝારની સંખ્યા હશે ?" મિં. રામલાલે સુચિત સવાલ કર્યો.

"બે હજાડ મુકો; અને જો છાબ કાંઇ ફાડો દેવાના હોય ટો ટન હજાડ મુકો." અમથાચંદે અલેલ ટપો માર્યો.

"About three thousand, Sir ! [આશરે ત્રણ હઝારની વસ્તી હશે !]" રામલાલે સાહેબને જણાવ્યું.

"Are they all educated ! [બધા કેળવાયેલા છે કે !]" નોટ બુકમાં નોંધ લેતાં લેતાં સાહેબે પુછ્યું.

"સાહેબ પુછે છે કે–તમારી પાંજરાપોળમાં ખોડા ઢોર કેટલાં અને સાજા ઢોર કેટલાં છે ?"

"માડા શેઠ ! પાંજડાપોળમાં ટી વલી સાજા ઢોડ હોય ખડાં કે ! બઢાં ખોડાં ઢોડ છે. લવડડાં ટો અટાણે આવ્યાં ને અટાણે મડી ગયાં. છાબને કહીને ટેનો બંડોબસ્ટ કડાવી ડયો, ટો ટમાડો પાડ."

"એમ નહી ! પણ લગભગ સો ટકા ખોડા ઢોર છે, કે એકાદ ટકો પણ સાજાં ઢોર તેમાં હશે ખરાં ?" મિ. રામલાલે અમથાચંદને ફરીને પુછ્યું.

"આ મફ્ટચંડ જેવાને ન પોસાટું હોય, ને સાંજું ઢોડ મુકી જાય ટેવું કોક સાજું ઢોડ હોય ટો ખડું ને ?"

"Sir! Only one percent of the whole lot is uneducated. [ સાહેબ! વસ્તીનો માત્ર એક ટકોજ અભણ છે]." રામલાલે સાહેબની નોટમાં ઉતરાવ્યું

"Very good. Now Mr. Ramlal! I should like to know the number of members sitting in the Mahajam-Council. [ વારુ. હવે મિ. રામલાલ! તેમને પુછોને કે એ લોકોની મહાજમ-કાઉન્સીલમાં કેટલા સભાસદો બેસે છે? ]"

"સાહેબ જાણવા માગે છે કે તમારી પાંજરાપોળમાં 'આંકેલા-ખુંટીઆ'-ની સંખ્યા કેટલી છે?"

"માડું! છાળટો પાંજડાપોડની બઢી વાટ હુમજટા લાગે છે ને શું? મફ્ટચંડ તને ખબડ હશે કેટલા આંકેલા ખુંટીઆ છે તે?"

"હુમણાં તેર આંકેલા-ખુંટીઆ છે." મફતચંદે કીધું.

"Thirteen members Sir [ માજનની-કાઉન્સીલમાં તેર સભાસદો બીરાજે છે ]."

"Rather ominous number! Are they elected every year! [ એ આંકડો અપશુકનીઓ ગણાય. ઠીક, પ્રતિવર્ષે ચુંટણી થાય છે કે કેમ? ]" સાહેબે સવાલ કર્યો.

"સાહેબ બહાદુર પુછે છે કે એ આંકેલા-ખુંટીઆ સદા છુટા ફરીને જેને તેને ઢીંક મારે છે; કે કોઇ વખત ખીલે બંધાય છે ખરા!"

" હી-હી-હી-હી ! આંકેલ-ખુંટીઆ ટી વલી કોઇ ડીવસ બંઢાય ખડાકે ? ઇટો છુટયા ફરયા કડે. ઠીક માડે ટોર્થ એને કોઇ આંગડી ન અડાડી શકે. ટમે હુમજ્યાને ?" અમથાચંદ શેઠ સાહેબની અજ્ઞાનતા ઉપર હસવા લાગ્યા.

" Sir ! There is no annual election system. It is on the basis of permanent settlement. [ સાહેબ ! વાર્ષિક ચુંટણીનું તત્વ નથી. પણ સ્થિતિ સ્થાપક જેવું ધોરણ છે ]. "

"O-O-Oh ! It is a novel feature. [ વાહ ! આતો વિચિત્ર બંધારણ ! ] " સાહેબ નોટ બુકમાં ખાસ નોંધ લેતા બોલી ઉઠયા— " I should like to see Mr. Ramlal ! whether they have got printed rules and regulations of the council ? [ મિ. રામલાલ ! હું જાણવા માગું છું કે એ કાઉન્સીલના છાપેલા ધારાધોરણ છે કે ? ] "

" સાહેબ પુછે છે કે તમારી પાંજરાપોળમાં ઢોરનું પત્રક રાખો છો ખરા કે ? "

" ઇ-ટો પોલીઆને પુછોની, અમને શું ખબડ પડે ?" અમથાચંદ શેઠે અડાવ્યું.

" એમાં પોલાને શું પુછવું છે ! પટરટ ટો રખાય છે !" મફતચંદ શેઠે ખુલાસો કર્યો.



“ તમારી પાંજરાપોળમાં ખોડા ઢોર કેટલા ? ”—પાન ૧૦૭

"એમાં પુછો છો શું ! ઘની ગાયું છે."

"By all means, Sir ! [હા-જ-તો, સ્ત્રીઓ પણ કાઉન્સીલમાં ચુંટાઇ શકે છે.]"

"O-o-oh !! excellent ! are they all married or virgins also ! [વાહ ! એ તો ઉત્તમ ! એ બાનુઓ બધી પરણેલી છે કે કોઇ કુંવારી ખરી ! ]"

"સાહેબ તમો શેઠને પુછે છે કે એ ગાયો બધી દુઝણી છે કે વગર દુઝણી ?"

"દુઢાલી ગાયો છે, અને વગર દુઢાલી પન ઘની છે."

"Sir ! There are some married and some unmarried also. [સાહેબ ! કેટલીક પરણેલી અને કેટલીક કુંવારી પણ છે.]"

"Mr. Ramlal ! I have read much about *Parda-System.* Is it prevelant here too ! [મિ. રામલાલ ! મેં વાચ્યું છે કે સ્ત્રીઓને ઓઝલમાં રાખવામાં આવે છે. આંહી પણ તે રીવાજ છે કે શું ? ]" સાહેબે નવો મુદ્દો કાઢયો.

"સાહેબ પ્રશ્ન કરે છે કે તમે ગાયોને હંમેશા પુરી રાખો છો, કે બહારનો પવન ખાવા દયો છો ?"

"ઇ શું બોલ્યા માડા છાબ ! અમે ડયા ધડમ ગૌપડતી પાડે કહેવાઇએ, અને ગાયને જડી દુખ ઠાવા દઇએં બડા કે ! ખુશીથી હડે ફડે."

"There is no Parda-System on this side of India, Sir! [ આ દેશમાં ઓઝલનો બીલ્કુલ રીવાજ છેજ નહીં ]."

"Oh! I see! The Society seems to be very much advanced. Mr. Ramlal! I am anxious to know whether there is choice marriage among these people! [ ઠીક! ઠીક. હું સમજ્યો! આ સંસ્થા બહુ આગળ પડતી જણાય છે મિ રામલાલ! આ લોકોમાં સ્નેહ લગ્ન છે કે કેમ તે જાણવા જીજ્ઞાસુ થયો છું. ]"

"સાહેબ જાણવાને આતુર છે કે તમો ગાયોને વેચો છો ખરા કે?"

"હું-અ! ઘડાક હોય ટો વેચવામાં કાંઇ હડકટ નઠી."

"There is free scope in point of marriage, Sir! [ હા. સાહેબ! લગનની બાબતમાં એ લોકોમાં ઉદાર બુદ્ધિથી કામ લેવાય છે. ]"

"Very glad to know that. Is the selection confined to their own place only! [ આ સાંભળીને મને ઘણો હર્ષ થાય છે. એ લગનની ચુંટણી ફકત પોતાના ગામની અંદરજ થાય છે કે કેમ? ]"

"સાહેબ મહેરબાન સવાલ પુછે છે કે તમે ગાયોને તમારા ગામમાં આપો છો કે બહાર ગામ પણ વેચો છો ખરા?"

" ગામમાં ટો બઢા બુકા ચોડ છે, કોઇ ડોકડો ખડચે ટેવા નહી. ઘડાક ટો બહાડ ગામનાજ હોય ટો અમે ટયાંજ વેચી નાખીએ. ટમે હમજયા કેની! અમાડે ટો ડુપૈયાનું કામ. બીજું શું? છાબનો કાંઇ વીચાડ હોય ટો કઇ ડેજો."

" There is no narrow limit, Sir! It is on the basis of free trade. [આવી બાબતમાં હદ સંકુચિત નથી રાખી, પણ ખુલ્લા બજાર જેવી નીતિ ધારણ કરેલી છે.]"

" Really! it's news to me. Mr. Ramlal! I understand that the selection is extended beyond their province; if that is so, you must congratulate these gentlemen on my behalf. [મિ. રામલાલ! ખરેખર! આતો મને પહેલીજવાર ખબર પડે છે. હું એમ સમજું છું કે, તેમના પ્રાંત બહાર પણ લગનની પસંદગી થઇ શકે છે જો તેમ હોય તો આ સદ્‌ગૃહસ્થોને મારા વતી મુબારકબાદી આપો.]' મેકાર્થી સાહેબ શેઠીઆ ઉપર ખુશ થતા બોલ્યા.

" સાહેબ હવે તમારી પાસેથી ચોક્કસ જાણવા માગે છે કે તમે સુરત તરફ પણ વેંચો છો ખરા કે! ખરૂં કહેજો?" મિ. રામલાલ મુબારકબાદી આપવા અર્થે અમથાચંદ શેઠ નજીક આવવા લાગ્યા.

" અમઠા! નખોડ ગયું. પાઘડી ફેડવી બાંઢ! ડાળમાં કાંઇક કાડું છે. આટો કોક પોલીસ લાગે છે. બોલી

છોકડીને આપણે મિંયાગામવાલાને વેંચી, ટેની ટપાસ કડવા આવ્યા લાગે છે.'' મફતચંદે અમથાચંદના કાનમાં કીધું.

"ભાઇસાબ! માડો હાઠ છોડો! અમે વાનીઆ કોઇડી સુરટ વેચતા નથી.'' અમથાચંદ હવે આ લોકોને પોલીસ લેખીને કરગરવા લાગ્યો.

"તમે આટલા બધા ધ્રુજો છો કેમ! ઘડીકમાં કેમ ફરી જાઓ છો! ખરૂં બોલો! કેટલા રૂપીઆ લીધા?'' મિ. રામલાલે અમથાચંદનો હાથ દબાવી પુછવા માંડયું.

"ના, માબાપ! ના. ઇ અમે નઇ. કોક બીજા હશે: અમાડામાં ટો ભાડે બંઢ બાંધ્યો છે. નાટ બાટ મુકી દઇએ.'' અમથાચંદને ટાઢીઆ તાવની ધ્રુજારી છુટી.

"અમથા! શું-ઉં છે! ઢેઢ નીકળ્યો કે!'' નકો નગરીઓ કે જે અત્યાર સુધી ઘોરતો હતો, તે અમથાચંદના છેલ્લા શબ્દોથી એકાએક જાગૃત થઇ ગયો, અને ઉપલો પ્રશ્ન કર્યો.

"ભાઇ છાબ! અમને જાવા ડીયો!'' અમથાચંદ રામલાલની મુઠીમાંથી પોતાની હથેળી છુટી કરવા તજવીજ કરતો હતો.

"અમથા! મુંઝામાં! તને કોઇ નાતબાર નઇ કરે!'' અમથાચંદ અભડાયો લાગે છે એમ બીચારો નકો માની તેને આશ્વાસન દેવા લાગ્યો.

"What is the matter? Mr. Ramlal! [મિ. રામલાલ! શું છે?]" મેકાર્થી કે જે પોતાની નોટ બુકમાં કેટલીક અગત્યની નોંધ ટપકાવવામાં ગુંથાયા હતા, તેણે આ ધડસચડ સાંભળતાં નોટબુકમાંથી માથું ઉંચું કરીને પુછયું.

"Sir! These gentlemen are very modest. They say there is no need of congratulations. I think, Sir! they are expecting some testimonial from you. [સાહેબ! આ સદ્‌ગૃહસ્થો બહુ શરમાળ છે. તેઓ કહે છે કે એમાં મુબારકબાદીની કાંઇ જરૂર નથી, પણ મને લાગે છે કે સાહેબ! આપના તરફથી કાંઇ સર્ટીફીકેટની એ સદ્‌ગૃહસ્થો આશા રાખે છે.]" મિ. રામલાલ છેડો લાવ્યા.

"With the greatest pleasure, Mr. Ramlal! Unfortunately I am not conversant with their language. I would therefore request you to draft one and deliver to these gentlemen on my behalf. [ઘણી ખુશીથી. મિ. રામલાલ! કમભાગ્યે હું તેમની ભાષાથી અજ્ઞાત છું: માટે તમે મહેરબાની કરી મારી વતી ખરડો તૈયાર કરી તેમને આપો.]"

"જુઓ શેઠ! તમે ગભરાશો નહીં. સાહેબ તો ફકત પાંજરાપોળ જોવા આવ્યા હતા. તમારા જેવા નગરશેઠને મળવાથી સાહેબ ઘણાં ખુશ થયા છે; અને તમને માનપત્ર

આપવાનું સાહેબે નક્કી કર્યું છે." મિ. રામલાલ માનપત્રનો ખરડો તૈયાર કરતા કરતા બોલ્યા.

"અમારે માનપટડ બાનપટડની કાંઇ જરુડ નઠી. અમને હવે જાવા ડીયો ટો ઠીક." અમથાચંદ દીન સ્વરે કહેવા લાગ્યા.

"શેઠ! એમ ચાલે! તમારા જેવાના દર્શન તો દેવતાઓને પણ દુર્લભ છે. લ્યો—સાંભળો:—

'સકળ ગુણાલંકૃત, ચક્રવક્ર ચુડામણી, પુજ્યશિરોમણી, શિરોચશ્મ, સત્યાસત્યના સાગર, પથ્યાપથ્યની ગાગર, તરણ-તારણ, ચરણચારણ—[ મરણમારણ, બરણબારણ ], નાતરત્ન, નાતહીરા—[ નાતપત્થર, નાતશીલા ], નાતકંકણ, નાતચુડી—[ નાતલંગર, નાતબેડી ], ઇત્યાદિ ઇત્યાદિ અનેક ઉપમા-લાયક **નાતમાન નાતેશ્રી નગ્ન શેઠશ્રી પંચાવન હઝાર પાંચસેંહ પંચાવન—શેઠ અમઠાચંડ હુલ્લાણી** તથા **મ્યાંઉ મફ્ફટચંડ કુલ્લાણી** તથા સકળ માજન સમસ્ત:—

આપ નાતના નગારા છો—[ આપને ડંકે દેશમાં હાંક વાગે છે ]. આપ નગારાની તાંત છો—[ આપની હાંકે દેશમાં ડંકા વાગે છે ]. આપ વાટના દીવા છો—[ આપના અંગારે જ્ઞાન જળે છે ]. આપ દીવાની વાટ છો—[ આપના જ્ઞાને અંગારા ઝરે છે ]. આપ સિંહાસનું મુખ છો.—[ અમથાચંદ—વચમાં—ખડું-ખડું ]. [આપના સિંહાસને મુર્ખ પણ શોભે છે]. આપ કુપના

મંડુક છો— [ આપની રૈયત પાતાળમાં વસે છે ]. આપ પંચ પરમેશ્વર છો—[ આપને જોતાં પંચક નડે છે ] આપ નભના ચંદ્રમા છો—[ આપનો ચાંદ બારમો ચંદ્રમા છે ]. આપ આગિયા કીડા છો—[ આપની કીડા અંધારામાં ઓપે છે ]. આપ ચુલાની ધમણ છો—[ આપની ફુંકે ચુલા સળગે છે ]. આપ ગાજરની પપોડી છો—[ આપની કિંમત ગલોફામાં થાય છે ]. આપ ત્રણમાં છો, તેરમાં છો—[ છપનિયા મેળમાં છો ]. સર્વમાં છે તે આપનામાં નથી. — [ અમથાચંદ—ખડીવાટ ! ખડીવાટ ! ] આપનામાં છે તે સર્વમાં નથી. સર્વમાં નથી તે આપનામાં છે. આપનામાં નથી તે સર્વમાં છે. પારકું તે આપનું. આપનું તે બાપનું. આપ છો, છો ને નથી. નથી, નથી ને છો. નથી, છો ને નથી. છો, નથી ને છો. આપ તે આપજ છો.

વીસમી પેઢીએ આપના પૂર્વજો ખાટલે બેસતા. આપ હાલ ખુરશીએ બિરાજો છો. [ અમથાચંદ તથા મફતચંદ બંને સાથે—'ખડું છે. ખડું છે' ]. ખુરશીને પાયા નથી, છતાં આપ મધ્યમ લટકો છો, એ આપની ખુબી ! સમય બદલ્યો છતાં આપ ધ્રુવની પેઠે અચળ રહ્યા છો એ આપની બલીહારી ! પુર આવ્યું છતાં આપ સામા પુરમાં ચાલો છો એ આપની નવાઇ ! બેસવા ઓટલો નથી છતાં આપ રાજ્ય ચલાવો છો એ આપની

ભવાઇ ! રાજાની સત્તા રાજ્યમાં ચાલે, આપની સત્તા સારી દુનીઆપર ચાલે એ આપની સવાઇ !! [અમથાચંદ—'એ ! માજનના હાઠ ટો લાંબા છે. કેમ ખડું કે નંઇ મફટચંડ ?' મફટચંદ—'હા-જ-ટો'.] નેતરની સોટી વળે પણ બળ છોડે નહીં; આપની સીંદરી બળે, પણ વળ છોડે નહીં; એ આપની નૈસર્ગિક શકિત ! આપની માટલી ગોળ ખાઇ રહેલ છે, એટલે આપ આપનાને ખાઓ છો, એ આપની દિવ્ય-પ્રકૃતિ !!

આપના સૂત્ર સુલેમાન બાદશાહ તથા બે બિલાડી અને વાંદરને શરમાવે તેવાં છે. આપ એકલા ને વેખલા કરી શકો છે. કોચીના શાહુકાર બની કોટવાળને દંડી શકો છો. ચીભડાના ચોરને ફાંસીએ લટકાવી શકો છો. આપ સૂક્ષ્મ-દર્શક યંત્ર છો—[ઝીણાનું જાડું કરી શકો છો. મોટાનું છોટું કરી શકો છો. અવળાનું સવળું કરી શકો છો. સવળાને અવળું સુઝાડો છો]. આપ નાતદ્વારી શાસ્ત્રમાં કુશળ છો—[એક પક્ષ તરફ આંખ મારો છો, અને બીજા પક્ષ તરફ આંખ ત્રાંણો છો]. આપ મદારી છો—[વૃદ્ધ અને શિશુવયનું યુગલ બનાવી શકો છો, લાકડે માંકડું વળગાડી શકો છો]. આપ વાણિજ્યમાં કુશળ છો—[કન્યા વેચાણની દલીલનો ધંધો એક હથ્થો કરી શકો છો]. આપ તીવ્ર લાગણીવાળા છો—[મરણ પાછળ 'લોહીના-કોળીઆ અગર કડવું' કરી મીઠું ભોજન ગળે ઉતારી શકો છો]. આપ સાવિત્રા અવતાર છો—[અનેક પતિવ્રત ધર્મ પાળી શકો છો].

આપ ચતુર્ભુજ સ્વરૂપ છો.—આભને થોભ દઇ શકો છો. નેવાનાં નીર મોભે ચઢાવી શકો છો—[ શરમે ગાભણા કરાવી શકો છો; ગાભણીના ગર્ભ પડાવી શકો છો ]. આપ તારૂ છો. બાપના બપાવાના દાદાના દદાવાના ઉંડા કુવામાં બુડી શકો છો, બીજાને બુડાડી શકો છો. ધન્ય, આપની અક્કલ, ડોક્કલ, સિક્કલ ! દશહજાર શાબાશ, આપની નેમ, પ્રેમ, રહેમ !! સત કોટીવાર આફરીન્, આપની નીતિ, પ્રીતિ, રીતિ !! કોટયાન કોટીવાર થેંકસ, આપની રૂઢી, બુદ્ધિ, શુદ્ધિ !!!

આપની કેવી ખુબી! કે આપનું રૂપ 'મહાજન' [ મોટા પુરૂષ ] માંથી 'માજન' [ મા = નહી + જન = મનુષ્ય ] બની ગયું છે. આપના નેત્રોનું કેવું પ્રખરતેજ! કે ઘુવડ પણ ધોળે દહાડે કંપીને સંતાઇ જાય છે. આપની કેવી ગર્જના ! કે રાસભ પણ લજ્જાયુકત બની ઉકરડે આળોટી પડે છે. આપના ગુણગાન કરવા પુરતા શબ્દો નથી, કાગળના થાન નથી, દોતમાં શાહી નથી, કાજળનો સંગ્રહ નથી, કાઠાંના વન નથી, લેખણની લંબાઇ નથી, સુડીની ધાર નથી—[ ઉપાનની હાર નથી ].—માટે થોડું લખ્યું ઝાઝું કરી વાંચશો. આજે અમારો આ ઉભરો કે જે છેક આપના ચરણ [ મરણ ] સુધી ઉભરાયો છે તે આપના મસ્તકે ચડાવશો, એવી નરમ આશા છે."

" વા-વા-વા-વા. " અમથાચંદ તથા મફતચંદે માન-પત્રના શબ્દો કરતાં પોલીસનો જે ભય મનમાં લાગેલો તે દુર થતાં હર્ષના આવેશમાં પોકારે પાડી ઉઠયા.

" Good-day gentlemen ! " સાહેબે ટોપી ઉંચી કરી માન આપ્યું.

" આવજો શેઠીઆઓ." મિ રામલાલે સાહેબ સાથે મોટરમાં બેસી મોટર ગતિમાં મૂકાતાં વિવેક સાચવ્યો.

" માડું ! જોયું મફ્ટચંડ ! આપણે ટો નાહક ગભડાઇ ગયા. " મોટર અદૃશ્ય થઇ ગયા પછી અમથાચંદના પેટમાં પુરો જીવ આવ્યો.

" કાં-આ ! અમથા ! ઇ ઢેઢ નોતા ? " નકાભાઇએ શંકાથી પુછ્યું.

" નકા ! ટને ટો વાટવાટમાં ઢેઢનાજ છપના આવ્યા કડે છે. ઇટો છાંબ હતા છાંબ ! આપણા માજનના શેઠીઆનો

" નકા! અમાડી શેઠીઆની વાટમાં ટું ન હુમજ. કેમ ખડું કે નંઇ મફ્ટચંડ?"

" હા જ-ટો." મફતચંદે વાત ઝીલી લીધી.

" અમઠા! ટેં ઠીક ફેડવી બાંઢી. માડા ખોડીઆમાં ટો જીવ નોટો. મને ટો લાગ્યું કે માડો બેટો આપની મિંયાગામ-વાડી વાટ જાની ગયો છે." નદી ઉતરતાં ઉતરતાં નકો જરા પછવાડે રહેતાં તે ન સાંભળે તેમ મફતચંદ બોલ્યા.

ત્રણે જણા ગામમાં દાખલ થયા, અને પોતપોતાને સ્થાને વિદાય થયા.



# પ્રકરણ ૮ મું.

## સંસ્કારી-લગ્ન.

આર્યતનુજા ખસુસે વણિક પુત્રિના લગ્ન-એટલે વિકરાળ વ્યવહાર વારિધિમાં ગરકાવ થવું. એક કોર-સેવ-પાપડ પકવાન વગેરેની તૈયારી; બીજી તરફ-કાપડીઆ, દરજી, વણકર, ખત્રી, સોની, લુહાર, મોચી વગેરે કારીગરો સાથે માથાકુટ; ત્રીજી બાજુ-ભાઇ ભાયાતોના આગલા પાછલા નિર્જીવ કારણસર મેંણા ટોંણા, રીસામણાં અને તેના મનામણાં; ચોથી દિશાએ—રૂઢી યાને વ્યવહાર દેવિના દૂતોનો ભમતો ભૂત; અને વ્યવહાર વિધિની અંદર લેશ-માત્ર ખામીના અભાવે એ દૂતો પોતાને ભક્ષ કરી જવાની ચાલુ ભીતિ. પરિણામે ઉલ્લાસને બદલે ઉચાટ, આનંદને બદલે ઉકળાટ અને મૃદુ કંઠને બદલે ઘેરો મરશીઓ સુર.

ઉપલા દેખાવને બદલે *નંદન-ગૃહ*માં આજે કાંઇક અવર્ણનીય આનંદ અને ઉલ્લાસ દૃશ્ય થાય છે. વિદ્યુત પ્રકાશથી ઝગમગતો, પુલપાનથી ધમકતો, ઇરાની ગાલીચાથી આચ્છાદિત, ખુરશી-સોફાથી ઠસોઠસ ભવ્ય વિશાળ સમિયાણો જોઇને પ્રાચીનકાળના સ્વયંવર મંડપનો કાંઇક ઝાંખો ખ્યાલ આવે છે.

ત્રીજી પેઢીના વડવાના નામની કંકોત્રિના કૃત્રિમ આમંત્રણને બદલે:—

'Mr. **Sarangdhar** requests the presence of… …at the wedding ceremony of **Sarla-Behan** with Mr. **Manharlal** M.A;C.S. of Malacca to be performed at *Nandan-Griha* at 7 P.M. and also at the garden party in honour thereof at 8 P.M.

[ શ્રીમાન મહાશય—ચિ. સરલા બેનના મલાકાનિવાસી મિ. મનહરલાલ એમ. એ., સી. એસ. ની સાથે રાત્રીના સાત વાગતે નંદન-ગૃહમાં લગ્ન થશે તે શુભ પ્રસંગે, તથા તેમના માનમાં રાત્રીના આઠ બજ્યે ગાર્ડન-પાર્ટીનો જલ્સો થશે, તે બંને પ્રસંગે આપ પધારવા તસ્દી લેશો એવી સવિનય આશા છે.

લીઃ **આપનો સારંગધર.** ] '

—એવા શુદ્ધ નિર્મળ સ્નેહની ઉર્મિથી ઉભરાતા ઇજનને માન આપી સાંજના સાડા છ વાગતાથી બાનુઓ અને ગૃહસ્થો નંદન-ગૃહમાં આવવા લાગ્યા; અને અર્ધી કલાકમાં-તો રાજાઓ, રાજકુમારો, યુરોપિયનો, અમલદારો, વકીલો, ડાકટરો ઉપરાંત હિન્દુ, મુસલમાન તથા પારસી નાગરિકોથી સમિયાણો ખીચોખીચ ભરાઇ ગયો. બીજી બાજુ નવરંગી આભૂષણો અને અલંકારોથી સજિત હિન્દુ તથા પારસી બાનુઓની હાજરીથી કુન્દનમાં જાણે જવાહીર જડયું હોય એવી અલૌકિક શોભા લાગતી હતી.

સમિયાણાની સામેજ લગ્ન-મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. બરાબર સાત વાગતાં બેન્ડના મધુર સરોદાની સાથે વર-કન્યા લગ્ન-મંડપમાં હાજર થયા. બંનેની કાન્તિ વિદ્યાના પ્રભાવથી વિશેષ ખીલતી હતી; એટલે હાર, હીરા અને વેઢ વીંટીનો શૃંગાર સજવાની કાંઇ જરૂર નહોતી.

મિ. મનહુરલાલ પચીશ વર્ષની વયના તંદુરસ્ત બાંધાના શાંત પ્રકૃતિવાળા તરૂણ પુરૂષ હતા. સરલા વિશેક વર્ષની વયની નિર્દોષ મુગ્ધા હતી. સ્નેહ-લગ્નથી જોડાતાં આ યુગલે સોફા ઉપર બેઠક લેતાં તેમને હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યા.

"મોંના! આ ગડબડાટ શું થયો?" નકો નગરીઓ કે જે સમિયાણાની અંદર એક ખુણે મોનજી શેઠની પાસે બેઠો હતો તેણે તાલીઓના ગડગડાટ સાંભળતાં ચસકીને પુછયું.

"જુઓ! આ વરરાજા આવ્યા." મોનજી શેઠે કહ્યું.

"કયાં છે?" સામાન્ય ગૃહસ્થ અને વરરાજામાં જે પ્રકારનો તફાવત તેની માન્યતા પ્રમાણે જોઇએ તેવો તેની દૃષ્ટિએ નહીં પડતાં પ્રશ્ન કર્યો.

"એ—સામે કૉચ ઉપર બેઠા તે." મોનજી શેઠે આંગળીની ઇસારતથી બતાવ્યું.

"ઇ તો ટોપીવાળા જેવા લાગે છે." નકાએ કીધું.

" નકાભાઇ! તમે હવે સમજતાં શીખો. ટોપીવાળા એટલા બધા કાંઇ વિલાયતના સાહેબ લોકો જ ન ગણાય." મોનજી શેઠે નકા નગરીઆને જરા ધમકાવીને કીધું; અને તેના કાનમાં ખાસ ફુંક મારી કે ઢેડ વગેરેના ખોટા ખ્યાલ હવે તેણે મનમાંથી દુર કરવા.

" તંયે તેની પાસે બેઠું છે, ઇ કોણ છે?"

" એ તો આપણી સરલા બેન છે."

" હું-એ! ગગી છે?" નકો સરલા બેનનું નામ સાંભળી વિમાસણમાં પડી ગયો.

" જુઓ નકાભાઇ! 'ગગી-ગગી'--એવી ગામઠી ભાષા હવે બોલવી બંધ કરો આપણે તેને બેન કહેવી જોઇએ."

" મોંના! મોંના! પણ આમ ઉઘાડે મોઢે!"

" કેમ! શું થઇ ગયું?"

" પણ-દીકરી લાજ નંઇ કાઢે! હું—એં!"

" હું! નકાભાઇ! લાજ કઢાય તોજ મુલાજો કહેવાય, નહીંતર નહીં?"

" ઇ તો ખરૂં જ તો."

" ત્યારે ગુજરાત-સુરત-કંઠાળ વગેરે દેશોમાં સ્ત્રીઓ લાજ નથી કાઢતી તે બધાને આપણે શરમ વગરની કહીંશું?" મોનજી શેઠે મુદ્દો કાઢયો.

"ત્યાં રીવાજ નંઇ હોય એટલે વાંધો નંઇ. આપણે ત્યાં તો રીવાજ છે." નકાભાઇએ મુદ્દાનો ચુકાદો આપ્યો.

"પણ રીવાજનું કંઇક મૂળ હશે તો ખરૂં ને ?"

"ખરી વાત છે. આપણા શાસ્ત્રોમાં લાજ કાઢવાનું ફરમાન છે જ નહી; પણ કારણવશાત લાજ કાઢવાનો રિવાજ મુગલાઇ સમયમાં દાખલ થયો છે. હવે એ મુગલાઇ નથી, તો પછી કારણ બંધ પડતાં એ રસમ નાબુદ થવો જોઇએ." એક બ્રાહ્મણ ગૃહસ્થ નજીકમાં બેઠા બેઠા આ ચર્ચા સાંભળતા હતા તેમણે મત આપ્યો.

"હેં ? નકા શેઠ ! ઘુમટો તાણે એ સ્ત્રીઓ તો બધી સદ્દગુણસંપન્નજ ગણવી કે કેમ ?" નજીકમાં એક ટીખલી વકીલ બેઠા હતા તેમણે સવાલ કર્યો. પણ તેનો ઉત્તર બિચારો નકો દઇ શકયો નહી; એટલે સ્તબ્ધ થઇ ગયો. દરમ્યાન મોનજી શેઠને મિ. સારંગધરે દૂરથી બોલાવતાં તે ઉઠીને સમિયાણા બહાર ગયા; અને એક મોટા ટેબલ ઉપર મોનજી શેઠે મોટા ખુમચા રૂપાના લાવીને ગોઠવ્યા. એક થાળ નાના મોટા કિંમતી દાગીનાથી ભરેલ હતો અને બાકીના ઉંચા કિંમતી વસ્ત્રોથી ભરપુર હતા.

વર તથા કન્યાના માવિત્ર તરફનો દાયજો જેની અંદર સ્નેહી મિત્રો તરફથી પણ લગ્નની ભેટ સોગાદ હતી, તે સમિયાણામાંથી કેટલાક ઉભા થઇને જોવા લાગ્યા.

"ભાઇ! ઇ શું છે?" નકાએ પોતાની પાસેના વકીલને પૂછ્યું.

"શેઠ! એ તો છાબ આવી છાબ."

"શું કિયો છો!" બોલતો નકો ત્યાંથી શ્વાસભેર ઉઠીને ટેબલ પાસે જ્યાં મોનજી શેઠ ઉભા હતા ત્યાં આવી પહોંચ્યો.

"હેં! મોંના શું છાબ આવી.! મા-જનના શેઠ ક્યાં છે? વધાવવા કોણ આવે છે?" નકાએ વ્યવહાર વિધિમાં કાંઇપણ ખામી ન આવે તેવા ઇરાદાથી બેબાકળા થઇને પૂછ્યું.

આખી સભા ખડખડ હસી પડી. મિ. સારંગધરે મોનજી શેઠને ઇસારત કરતાં, મોનજી શેઠ નકા નગરીઆને પાછા તેના મૂળસ્થાને લઇ ગયા.

"નકાભાઇ! બેસો, બેસો. સમિયાણામાં આ બધું મંડળ બેઠું છે તે કોણ છે?"

"આમાં મા-જન ક્યાં છે?" નકા નગરીઆના મનમાં હુલ્લાણી-પુલ્લાણી-તોલીઆ વગેરે રમ્યા કરતા હતા.

"ખરી વાત છે. આતો મહાજન છે. આંહી *મા-જન* નથી." પેલા વકીલે ટાપસી પુરી.

"હજી 'મા-જન મા-જન' કુટો છો. નકાભાઇ! તુમને રોણમાં ગાજે છે, એ માજનીઆ આ લગ્નમાં કેટલા

પાણું નાખે છે તે!" મોનજી શેઠ નકા નગરીઆ પ્રત્યે હવે જરા ચીડાઇ ગયા.

"નકા શેઠ! માજનને છાબમાં મૂક્યું નથી માટે યાદ રાખજો! માજનના દફતરમાં તમારા બધાના નામ નોંધાઇ જશે, અને જોજો તમારા ઉપર કેવા માજનીઆ ગલોલા આવે છે તે!" વકીલે કોકબાણ ફેંક્યું.

"હેં! મોંના! શું કરશે?" નકો કાંઇક ગભરાઇ ગયો.

"ભાઇ! કાંઇ થતું નથી. ખાલી બંદુકથી તમે કાં બીઇ જાઓ." મોનજી શેઠે નકાને આશ્વાસન આપ્યું.

દરમ્યાન વેદ વિધિ પ્રમાણે લગ્ન મંડપમાં સપ્તપદીની ક્રિયાનો આરંભ થયો.

"હે! મોંના! આ 'હો-હા' શું થાય છે?" વેદ મંત્રોચ્ચારના પ્રત્યયો નકાની શ્રવણેન્દ્રિય પર પડતાં પૂછ્યું.

"નકાભાઇ! હવે લગ્નવિધિ શરૂ થાય છે."

"અરે! અરે! પણ તોરણ ક્યારે છબ્યા?" નકાભાઇએ વ્યવહાર વિધિની યાદ આપી.

"નકાભાઇ! વરરાજા કાંખમાં તેડવા પડે તેવા નથી. તોરણનો તો તેમની માથે સ્પર્શ થઇ ગયો એટલે ચાલે." વકીલે વાત ઉપાડી લીધી.

"તંબોળ છાંટ્યું કે નહીં?" વ્યવહાર મીમાંસાનો બીજો અધ્યાય ખુલ્યો.

"હા. હા. તંબોળની પીચકારી મા-જન ઉપર મારી, એટલે પતી ગયું." વકીલે મીમાંસાનું સ્પષ્ટિકરણ કર્યું.

"પણ હેં! મોંના! વાત કહું. આપણી નંદકોરે વરરાજાનું નાક ખેંચ્યું કે નંઇ?" નકાએ જરા ધીરેથી મોનજી શેઠના કાનમાં પૂછ્યું.

"હેં-હેં-હેં-હેં! નકાભાઇ! તમે તો પાછી હદ કરી." મોનજી શેઠ હસી પડયા.

"મોનજી શેઠ! કેમ હસ્યા? કાંઇક નકા શેઠની શંકા લાગે છે!" વકીલે પૂછ્યું.

"નકાભાઇ પુછે છે કે-નાક પણ ખેંચ્યું કે નહીં!" મોનજી શેઠે જણાવ્યું.

"હા. હા. એક પણ વિધિ ભૂલી ગયા નથી. પ્રથમ નાક ખેંચીને પછી તંબોળ છાટયું છે, એટલે તમે મુંઝાશો નહી." વકીલે નકાભાઇના મનનું સાંત્વન કર્યું.

સપ્તપદીની ક્રિયા સમાપ્ત થતાં વરકન્યાએ સૂક્ષ્મ ફળાહાર આરોગી પુષ્પની માળા એકમેકને પહેરાવ્યા બાદ આ દમ્પતી સમિયાણામાં પ્રવેશતાં, તેમને હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યું. વર-કન્યા પોતાના મુરબ્બીઓ અને વડીલોને વંદન કરતાં કરતાં જયાં મોનજી શેઠ અને નંકો નગરીઓ બેઠા હતા ત્યાં આવી પહોંચ્યાં.

"My Maternal great grand father Mr. Naka--Nagaria. [ મ્હારા નાના મિ. નકા નગરીઆ ]." સરલાબેને મિ. મનહુરલાલ પાસે આપણા નકાભાઇની ઓળખાણ પડાવી.

"Oh! Very glad to see him. [ તેમને જોઇને ઘણો હર્ષ થાય છે. ]"

"બાપા! અમે આપને વંદન કરીએ છીએ." મિ. મનહુરલાલ તથા સરલાબેન બંનેએ નકા-નગરીઆને વંદન કર્યું.

"હું તો જુની આંખે આ બધું નવું ભાળું છું. પણ અટાંણે મને ઘણો હરખ થાય છે. મોંના! મારી પાસે એક દોકડો પણ નથી. તારી પાસે થોડીક કોરી હોય તો લાવ. મારે દીકરી જમાઇને પગે લાગ્યાની દેવી છે." નકા નગરીઆના કોમળ હૃદય ઉપર ઉંડી છાપ બેસતાં સ્નેહના અશ્રુ આવી ગયાં.

"બાપા! અમારે મન આપનો આશિર્વાદ રૂપીઆ કરતાં વિશેષ છે." મોનજી શેઠ પોતાના ગુંજામાંથી રૂપીઆ કાઢીને નકાભાઇને દેવા જતા હતા, ત્યાં મિ. મનહુરલાલે કીધું.

"નકા શેઠ! લ્યો આ પુલના હાર. તમારા હાથથી બંનેને પહેરાવો; અને જરા જોસથી કહો કે-*લોંગ-લીવ* [ Long Live ]." વકીલે પુષ્પના બે હાર નકા નગરીઆના હાથમાં મુકયા.

  

"મને બોલતાં નથી આવડતું. લો-લો-લોગ-લ-લોગ-લવ," બંનેના ગળામાં હાર પહેરાવતાં નકો છેલ્લા શબ્દો ઉંચા સુરથી બોલ્યો.

"Well Said! Well Said! [ઠીક કીધું ઠીક કીધું.] શાબાશ. નકાભાઇ! શાબાશ! Long-Love [લોંગ-લવ] Hip Hip [હીપ હીપ]..........." વકીલે નકાભાઇની પીઠ થાબડી, મિ. મનહરલાલ પ્રત્યે જરા હાસ્યનું અભિનય કરી મોટેથી બૂમ પાડી.

"Hurrah [હુ-રે-રે-એ-એ]" વકીલની પાદપુર્તિ ગર્જનાથી સમિયાણામાં ઝીલી લેવામાં આવી. મિ. મનહરલાલનું મુખ મલક્યું; અને સરલાના સ્મિત વદન ઉપર મુગ્ધતાની છાંયા છવાઇ, અને લજ્જાથી નીચું જોઇ ગયા; અને આ પ્રેમી-યુગલ મંડપની બહાર નીકળી ગયું. તેની પાછળ સમિયાણો ટપોટપ ખાલી થવા લાગ્યો. બીચારા નકા નગરીઆને ભ્રાંતિ પેઠી કે કાંઇક ગંભીર ગોટાળો થયો છે. પણ નકા નગરીઆને સમિયાણાની બહાર લઇ જતાં મોનજી શેઠે સમજણ પાડી કે એમાં તેમણે કાંઇ ભુલ નથી કરી. *લોંગ-લીવ* [દીર્ઘાયુષ્ય] ને બદલે '*લોંગ-લવ*' [અખંડ સ્નેહ] તેમ તેના બોલવાનો ભાવાર્થ થવાથી સ્હેજ આનંદ ઉપજ્યો હતો.

"મોંના! આ બધા કયાં ચાલ્યા?" સમિયાણાની બહાર નીકળી નકાએ પૂછયું.

"નકાભાઇ! હવે એ બધા નાસ્તો કરવા જાય છે, ત્યાં ચાલો."

"હેં! મોંના! અટાંણે નાસ્તો કરશે, તો પછી આવડી મોટી જાન જમશે કંયે?" નકો સમિયાણાની અંદરના સાતસો આઠસો મનુષ્યને જાનૈયાજ લેખતો હતો.

"નકાભાઇ! એ બધા કાંઇ જાનૈયા નથી. એ તો લગ્ન જોવા આવ્યા છે. તેમને વાસ્તે નાસ્તો ગોઠવ્યો છે ત્યાં બધા જાય છે."

"એમ કે! કેટલા વાંનાની સુખડી કરી છે?" લગ્નના કારભારમાં બીચારા નકા નગરીઆનો હાથ નહોતો એટલે અજ્ઞાનતાથી પૂછયું.

"એમાં એકલી મીઠાઇ ન હોય." મોનજી શેઠે કીધું.

"તંયે—ચોખા દાળ ખરાં કે?"

"આવી પાર્ટીમાં દાળ-ભાત જેવી ચીજ તો બીલકુલ નજ હોય. સમજ્યા કે? મિઠાઇ—મેવા—ફળ—ચહા—કાફી એવું એવું છુટું છુટું હોય." મોનજી શેઠે સમજ પાડી.

"ચોગાનમાં ઠામઠામ અંતરે અંતરે છુટાછુટા ટેબલ ખુરશી ગોઠવ્યા હતા, અને દરેક ટેબલ પાસે થોડા થોડા

માણસોનો સમૂહ જામ્યો હતો. કોઇ ખુરશી તો કોઇ બાંક ઉપર બેઠા હતા, તો કોઇ ઉભા હતા, કોઇ ટોળ-ટપ્પાં ને કોઇ આનંદ વિનોદમાં ગુંથાયા હતા, કોઇ ખાનપાન તો કોઇ ધુમ્રપાનમાં મશગુલ જણાતા હતા.

"મોંના! પંગત કેમ કરી નથી! પાટલા કેમ પાથર્યા નથી?" ઉપલો દેખાવ જોઇ નકાએ સવાલ કર્યો.

"નકાભાઇ! આ કાંઇ જમણવાર નથી."

"આવો. આવો. નકાભાઇ! લ્યો, પીશો?" એક બાટલી ફચ દેતે ઉઘાડી પ્યાલામાં રેડી, પ્યાલી નકા નગરીઆ પાસે મિ. સોહનલાલ સબ-ઇન્સ્પેકટરે ધરી.

"શાબ! ઇ શું છે?" મિ. સોહનલાલ સાથે નકાને કયારનોયે પરિચય પડેલો, એટલે તેને ઓળખીને પ્રશ્ન કર્યો.

"સોડા છે સોડા."

"હું-એ! તમે કાંઇ માંદા છો?" સોડા સાથે પોતાને સંબંધ થયેલ હુઇ નકાભાઇએ પૂછ્યું.

"ના-આ. સોડા-વોટર તો સાજા તેમજ માંદા બધા પીએ છે. લ્યો-ત્યારે લીંબુ ફોડું?" મિ. સોહનલાલે વિવેક કર્યો.

"ના-માબાપ-ના. ઇ આંઇ નંઇ. ઇ તમારા લશ્કરમાં ફોડજો." નકાએ માન્યું કે વખતે પોલીસભાઇ શુરના

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી પુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ પુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ!"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ઓછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે આગળ ચાલ્યો.



"વોય બાપ રે!"—પાન ૧૦૫

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી પુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ પુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ?"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ઓછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે આગળ ચાલ્યો.

## નફ્રો–નગરીઓ.



“ વોય બાપ રે ! ”—પાન ૧૦૫

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી પુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ પુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ!"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ચોછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે આગળ ચાલ્યો.

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી ફુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ ફુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ?"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ઓછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે આગળ ચાલ્યો.



“ વ્હોય બાપ રે! ”—પાન ૧૦૫

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી પુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ પુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ!"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ચોછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે આગળ ચાલ્યો.



"વોય બાપ રે!"—પાન ૧૦૫

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી ફુટી"

"તંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ ફુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ!"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હુ એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ઓછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે, આગળ ચાલ્યો.



“ વોય બાપ રે ! ”—પાન ૧૦૫

આવેશમાં કાંઇક તોપનો ગોળો ફોડે તો નાહક પોતાનો જીવ જોખમમાં આવી જાય.

"જુઓ તો ખરા! તમને મજા આવશે." હસતાં હસતાં મિ. સોહનલાલે બાટલી હાથમાં લીધી, અને નકાની સામે તાકીને ફોડવા માંડી. નકાના પગ ધ્રુજવા લાગ્યા. ત્યાં તો બાટલી ઉઘડતાં 'ફડ' દેતે ધડાકો થયો, તેવો નકો ગભરાઇ ગયો, ને પાઘડી માથેથી સરકી ગઇ. બધાને આ દેખાવથી રમુજ ઉપજી

"નકાભાઇ! ગભરાઓ નહી, ગભરાઓ નહી. એ તોપ કે બંધુક નથી ફુટી"

"ત્યંયે?" નકાનો જીવ ઠેકાણે આવતાં પાઘડી પાછી માથે પહેરી લીધી.

"એ તો લીંબુ ફુટયું." મોનજી શેઠે કીધું.

"કયાં છે લીંબુ!"

"આ બાટલી ઉઘાડી તેમાં લીંબુનું પાણી છે. પીઇ જાઓ." ફીણુથી ઉભરાતી બાટલી મિ. સોહનલાલે નકાભાઇ પાસે રજુ કરી.

"ના. ભાઇ સાબ! ના. હું એવું કાંઇ નંઇ લઉં." નકાને પોલીસનો ઓછો વિશ્વાસ હોઇ ત્યાંથી મોનજી શેઠ સાથે, આગળ ચાલ્યો.



“ વોય બાપ રે! ”—પાન ૧૦૫

"મોંના ! આમાં તે પેટ શું ભરાઇ !" બીજા ટેબલ પાસે જતાં કોઇ પેંડા તો કોઇ મેસુબની કટકી ખાતું હતું, કોઇ ચેવડો ફાકતું હતું, કોઇ સક્કરચંદ કે નારંગીની ચીર ઉપાડતું હતું, તે જોઇ નકાએ સવાલ કર્યો.

"શેઠ ! આ કાંઇ નાતનું જમણ નથી. પેટ ભરીને ખવાય તો *ખાધરા* માં ખપીએ. કાં ઘેરથી તૃપ્ત થઇને આવવું અને કાં ઘેર જઇને ભાણું માંડવું, એવી આ પાર્ટી કહેવાય." એક ગૃહસ્થે હળવેથી નકાને ખુલાસો કર્યો.

"નકા શેઠ ! આવો આવો. લ્યો. આ તમને ભાવે તેવું છે." નકો મોનજી શેઠને પડતા મૂકી જરા આગળ વધીને એક ટેબલ પાસે જતાં તેને જોઇને પેલા વકીલે નકાભાઇ પાસે રકાબી ધરી.

"એમાં શું છે ?" નકાએ સવાલ કર્યો.

"એ *દુધીઓ–શીરો* છે."

"એમ કે ? તંયે લાવો. ઇ આપણને ભાવશે."

"લ્યો—હુંજ તમને ખવરાવું." કહી વકીલે રકાબી-માંથી ચમચા વતી મોટો લોંદો ભરી નકાભાઇના મોઢામાં નાખ્યો.

"વોય–બાપરે." નકે કારમી ચીસ પાડી, અને તમસ આવતાં એકદમ વકીલ ઉપર ઢળી પડ્યો. વકીલની છાતી

વકીલ આઇસક્રીમની પ્લેટ પોતાની હોજરીમાં રેડતાં બોલી ઉઠયાં.

"હુરે-રે-રે-એ." પાસે ઉભેલા ટોળાએ બોલ ઝીલી લીધો; નકો નગરીઓ વકીલના મુખ સામું જોઇ રહ્યો અને સર્વને અટ્ટહાસ્ય ઉપજ્યું.

મોડી રાત્રે મેળાવડો વિસર્જન થયો. વકીલ કમ્પાઉન્ડની બહાર નીકળ્યા, ત્યારે રસ્તા ઉપર માજનનો નોકર કાગળ ઉપર કાંઇક નોંધ ટપકાવતો હતો. તેના પડખામાં લાકડીનો જરા ધોંકો મારીને વકીલે લલકાર્યું કે,—

**"નકો-મોંના જમે રે આઇસક્રીમ,**
**પેલું માજન ઉભું ટળવળે રે."**

# પ્રકરણ ૯ મું.

## મેકાર્થી સાહેબની મીમાંસા.

મેકાર્થી સાહેબે પોતાનો પ્રવાસ પુરો કરી મુંબઇથી પાછા રવાના થતાં અવલ સુલેહ કમિશનરો ઉપર જે રીપોર્ટ મોકલી આપ્યો, તેની એક નકલ મિ. રામલાલે મેળવી લીધી; અને તેમાંથી જરૂર જોઇતો ભાગ 'સામાજિક સુધારક' માસિકમાં પ્રગટ થયો.

'Some Impressions about Indian Caste'.

*   *   *

It is true, India is a land of fabulous wealth and nebulous health, corpulent caste and opulent creed, coloured tongues and coloured turbans.

In this land of tigers I found no *tiger-quality*, which is the root cause of human wars. People here are meek and docile. They live in peace and contentment., What other western

વકીલ આઇસક્રીમની પ્લેટ પોતાની હોજરીમાં રેડતાં બોલી ઉઠયાં.

"હુરે-રે-રે-એ." પાસે ઉભેલા ટોળાએ બોલ ઝીલી લીધો; નકો નગરીઓ વકીલના મુખ સામું જોઇ રહ્યો અને સર્વને અટ્ટહાસ્ય ઉપજ્યું.

મોડી રાત્રે મેળાવડો વિસર્જન થયો. વકીલ કમ્પાઉન્ડની બહાર નીકળ્યા, ત્યારે રસ્તા ઉપર માજનનો નોકર કાગળ ઉપર કાંઇક નોંધ ટપકાવતો હતો. તેના પડખામાં લાકડીનો જરા ઘોંકો મારીને વકીલે લલકાર્યું કે,—

**"નકા-મોંના જમે રે આઇસક્રીમ,**
**પેલું માજન ઉભું ટળવળે રે."**

# પ્રકરણ ૯ મું.

## મેકાર્થી સાહેબની મીમાંસા.

મેકાર્થી સાહેબે પોતાનો પ્રવાસ પુરો કરી મુંબઇથી પાછા રવાના થતાં અવલ સુલેહ કમિશનરો ઉપર જે રીપોર્ટ મોકલી આપ્યો, તેની એક નકલ મિ. રામલાલે મેળવી લીધી; અને તેમાંથી જરૂર જોઇતો ભાગ '**સામાજિક સુધારક**' માસિકમાં પ્રગટ થયો.

'Some Impressions about Indian Caste'.

* * *

It is true, India is a land of fabulous wealth and nebulous health, corpulent caste and opulent creed, coloured tongues and coloured turbans.

In this land of tigers I found no *tiger-quality*, which is the root cause of human wars. People here are meek and docile. They live in peace and contentment. What other western

observers have missed, I have marked. I have freely mixed with the natives of the soil; and from what I know, I am in a position to say that the real cause of this meekness and docility [ *qualities requisite in peace loving nations* ], is their democratic institution otherwise called caste.

The strongest forts of Antwarp and Warsow were demolished to dust by the modern machinery; but this Indian Castle of Caste, as old as the birth of Adam, and firmly built on the pillars of *Hercules*, can boldly withstand any amounts of Skoddas and Krupps. Whole world is yawning at present for permanent peace and eternal tranquility. If stable security can be had in this Indian–Castle, why then waste our energies after raising armies and cruising navies! Armaments are after all at the bottom of the world conflagration.

Let the nations then re-sheathe the sword! Let West imitate East, and rest in ease. In this castle the society can walk freely, talk

freely, breathe freely, writhe freely. Thanks to the commanders of this castle, who are veteran--field-marshals !!

These *Pater-familiæs* otherwise styled 'Shethias' are the Burgo-masters and rulers of Mahajam-Council. Noteworthy feature of this council is that there is no humbug of elections-annual-triennial-or quinquinium, as in the new or other half of the old world. It is on the basis of permanent settlement. [*and are not the readers of Indian-History well aware that the present rich Zamindars of Bengal are the off springs of the Permanent settlement of Lord Cornawallis* !!] What women of the west are hardly fighting for, their comfreres in India have already achieved. During my tour in one Western Province of India-*Kathiawar* or probably *Kashmere*-I have learnt from the Burgo-masters of that District that females are also represented in this Mahajam-Council.

There is no *parda*-System. The Society seems to be ahead of the times. There is free scope

in point of inter-dinner and inter-marriage. These Burgo-masters do not seem to be very careful about æc-sthetics. They are mostly Sun-Bathers; and I refrain to say their apparent physiognomy betrays silly and sly faces. But outwardliness is not posilive index to inwardliness. '*Plain living and Plain thinking*' is their motto. Whole Universe is at present clammering for thrift. In that direction too, these Shethias are the beacon-lights for the West.

These Majam-councils are conducted on the noblest principles of *equity* and good conscience. Unfortunately I am not yet in a position to get any printed copy of their rules of procedure; but that the Peace-commissioners can do by direct communication with these Burgo-Masters. However this much is certain that India recognises the divine right of Shethias. Their jurisdiction extends beyond their own province [*probably as far as both the Poles*]. The basic principles of this council are: [*1*] That the hands of *Majam* are enlarged, [*2*] That *Majam* can do

no wrong. So there is every possibility that the councils may be administering uneven justice. For these reasons I have almost come to conclusion that unless the world adopts such noble constitutions, there will be no end to internacine wars.

[અવતરણ].

'આર્યાવર્તની નાત વિષે કંઈક ઉદ્દગાર.'

એ સત્ય છે કે—હિન્દુસ્થાનમાં અઢળક લક્ષ્મી છે, અનરવી તંદુરસ્તી છે, પુષ્ટ નાતો છે, હૃષ્ટ રૂઢીઓ છે, ભિન્નભિન્ન ભાષાઓ છે, અને છિન્નભિન્ન પોશાકો છે!

વાઘોથી વસાયેલ આ પ્રદેશમાં વ્યાઘ્રસમા હેવાનીઅત સ્વભાવ [કે જે મનુષ્યો વચ્ચેના કલહની ઉત્પત્તિનું મૂળ છે], દૃષ્ટિગોચર થતા નથી; બલ્કે લોકો નરમ અને અસીલ છે. તેઓ સુખ અને શાંતિમાં વિચરે છે. અન્ય પાશ્ચિમાત્ય પ્રવાસીઓ જે વાત વિસરી ગયા છે તે મેં સ્મરણમાં રાખેલ છે. હું હિન્દુસ્થાનના દેશી લોકોના સીધા સમાગમમાં આવ્યો છું, તેથી મારા અંગત જ્ઞાન પ્રમાણે હું કહેવાને સમર્થ છું કે-મનની મિઠાશ અને હૃદયની પોચાશ, કે જે ગુણો પ્રત્યેક શાંતિપ્રિય પ્રજામાં ગૌણ હોવા જોઇએ, તે સદ્ગુણોનો પાયો તેઓની સામાજિક સંસ્થા અર્થાત નાત ઉપર અવલંબેલો છે.

આધુનિક રાક્ષસી બળથી આન્ટવર્પ અને વૉરસો જેવા અજીત ગણાતા કિલ્લાઓ જમીનદોસ્ત થઇ ગયા છે; પણ આર્યાવર્તનો આ નાત રૂપી કોટ કે જે બાવા આદમના વખતનો જીર્ણ છે, અને જેનો પાયો કુંભકરણના કુંભ--સ્થળ ઉપર રચાયેલો છે, તે એવો મજબૂત છે કે ગમે તેટલી સ્કોડા કે ક્રૂપની તોપો સામે ટક્કર ઝીલી શકે તેવો છે. કાયમી સુલેહ અને સર્વત્ર શાંતિ માટે દુનિયા ઝંખ્યા કરે છે. જો આ ભારથી દૂર્ગમાં સ્થાઇ સલામતી મળી શકતી હોય, તો લશ્કર દોડાવવામાં અને વહાણો ધુમાવવામાં શા માટે આપણા જીવનનો વ્યર્થ વ્યવસાય કરવો જોઇએ! વાસ્તવિક રીતે યુદ્ધ સામગ્રીએજ જગતનું નખોદ વાળ્યું છે.

ત્યારે પ્રત્યેક પ્રજાએ તલવારને હવે પાછી મ્યાન કરવી ઘટે છે. મિઠી લ્હેરમાં પોઢવું હોય તો પશ્ચિમે પૂર્વનું અનુકરણ કરવું જોઇએ. આ જીર્ણ દૂર્ગની અંદર સુખેથી હરાય છે, ફરાય છે, અને છુટથી શ્વાસ નિશ્વાસ લઇ શકાય છે. જેનું ખરૂં માન તે કિલ્લાના બહાદુર રખેવાળોને ઘટે છે. આ શુરવીર યોદ્ધાઓ કે જેમનું ઉપનામ **શેઠીઆઓ** છે, તેઓ ચોવટીઆ તેમજ રાજ્ય સભાના પટેલીઆ યાને રાજ્યકર્તા છે. આ રાજસભાનું ખાસ નોંધ લેવા લાયક તત્વ એ છે કે-તેમાં યુરોપ અમેરિકાની પેઠે વાર્ષિક, ત્રિ-વાર્ષિક, કે પંચાબ્દિક ચુંટણીનું બિલકુલ ડોળણ છેજ નહીં; બલ્કે

સ્થિતિ સ્થાપક જેવું છે—[ અને હિન્દુસ્થાનની તવારીખના વાંચકોથી કયાં અજાણ્યું છે કે લોર્ડ કોર્નવોલિસના વિઘોટીના સ્થાપક ધોરણને પરિણામે બંગાળના જમીનદારો આજે કેવા તવંગર બની ગયા છે! ]

[ જે પાર્લામેન્ટની બેઠક માટે ] **પશ્ચિમ દેશની બાનુઓ માથાં પછાડયા કરે છે તે હક તેમની હિંદી બેનોને તો કયારનોયે પ્રાપ્ત થઇ ચુકયો છે.** *કાઠવાર* કે ઘણું કરીને *કાશ્મીર* નામક હિન્દુસ્થાનના એક પશ્ચિમ પરગણામાં મારા પ્રવાસ દરમ્યાન તે પ્રાંતના નગર શેઠોથી મારી જાણમાં આવ્યું છે કે તેમની *માજમ* સભામાં બાનુઓ પણ પ્રતિનિધિ તરીકે ચુંટાય છે; ત્યાં *મુલાજા* જેવું કોઇ જાણતું નથી. તે સમાજ સમયના પ્રમાણમાં ઘણોજ આગળ વધેલો દીસે છે. *રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર*—એ પદ્ધતિ ગ્રહણ કરી વિશાળ ક્ષેત્ર રાખેલું છે. આ શેઠીઆઓ શારીરિક સ્વચ્છતાની ઝાઝી દરકાર કરતા નથી. તેઓ અરધા પરધા નગ્ન જેવા લાગ્યા; અને હું કહેતાં આંચકો ખાઉં છું કે-તેમની મુખમુદ્રા ઉપર મૂર્ખતા અને ધૂર્તતાની રેખાઓ આળેખાયેલી ભાસે છે. પણ ભીતર એ અંતરનું ચોક્કસ દર્પણ કહી શકાય નહીં. *‘ક્ષુલ્લક જીવન અને આત્માની ભાવના’*—એજ તેમનો આદર્શ જણાય છે. *કરકસર* સંબંધે અત્યારે ચોમેર પોકાર થયાં કરે છે; તો પછી તે દિશામાં પણ આ શેઠીઆઓ પાશ્ચિમાત્ય દેશો માટે દીવાદાંડીનો અર્થ સારે તેમ છે.

*ન્યાયશાસ્ત્ર* અને શુદ્ધ નીતિના ઉચ્ચત્તર નિયમો ઉપર આ *સાજમ*-સભાઓના તંત્ર ચાલે છે. દુર્ભાગ્યે તેમના બંધારણના ધોરણની છાપેલી પ્રત મારે હાથ આવી શકી નથી. પણ તે તો સુલેહ કમિશનરો શેઠીઆઓ સાથે સીધો પત્રવ્યવહાર ચલાવ્યેથી મેળવી શકે તેમ લાગે છે. તોપણ આટલું તો ચોક્કસ છે કે–*શેઠીઆઓમાં દેવનો અંશ છે*— એ સૂત્ર આર્યાવર્તે સ્વીકાર્યું છે. શેઠીઆની સત્તા તેમની હદ બહાર [ઘણું કરીને ધ્રુવના બંને છેડા સુધી] લંબાયેલી છે. આ સભાનો પાયો બે સૂત્ર ઉપર ટકેલો છે: [૧] *સાજમના* હાથ લાંબા છે, અને [૨] *સાજમથી* કદી પણ બીજો અનર્થ થતો નથી; એટલે આવી સભામાં ન્યાય ઉદારવૃત્તિથી [ વાણિયાશાહી રીતે ] તોળાતો હશે તેવો પૂરો સંભવ છે.

આ વગેરે કારણોથી હું લગભગ એવા અનુમાન ઉપર આવ્યો છું કે જ્યાં સુધી આવા ઉમદા બંધારણોનો જગત સ્વીકાર નહીં કરે, ત્યાં લગી પ્રજાઓ વચ્ચેના વિગ્રહોનો અંત આવશેજ નહી.

**'સામાજિક સુધારક'**—ના તંત્રીએ તે તળે પોતાની નોંધ ટપકાવી કે— 'આપણી સન્મુખ તરણા ઓથે આવડો

મોટો ડુંગર પડેલો છતાં તેના ઉપર આપણી દ્રષ્ટિ પ્હોંચી શકી નહીં, તે મેકાર્થી જેવા પાશ્ચિમાત્ય વિદ્વાન અલ્પ સમયમાં જોઇ શકયા એ ખરેખર તેમનું બ્રહ્મજ્ઞાન અગર નૈસર્ગિક શક્તિની પ્રતીતિ કરાવે છે. દાતણ ચાવતા દેશી લોકો વસ્તુતઃ બાવળના લાકડા ચાવી ઉદર નિર્વાહ કરે છે, એ કલ્પનાના આધારે બાવળના પાંદડા ઉપર ગુજારો કરનાર દેશ કંગલાઓથીજ ભરેલો છે, એવી છેવટની શોધના ભૈરવ શિખર ઉપર આ સાહેબે તો ખરેખર ધ્વજા ચઢાવી, સમસ્ત આર્યાવર્તને આભારના ભાર તળે ચગદી નાખેલ છે. સાહેબે જોયું, જાણ્યું અને જણાવ્યું તે ખાતે તેમનો માજનના-શેઠીઆઓ, અગર માજનના વતી આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. હિન્દુસ્થાનની અઢળાક દૌલત પૈકી આવા અમૂલ્ય નાતના શેઠીઆ જેવા કોહિનૂરો ઉપાડી જઇ વુડરો-વિલ્સનના સિંહાસને સ્થાપવાની, અગર વૉશિંગ્ટનના સંગ્રહસ્થાનમાં ગોઠવવાની સાહેબની તો અંતીમ ઇચ્છા થઇ હશે! પણ અમે જાગૃત થયા છીએ, ચેત્યા છીએ. આવા અણમોલ રત્નો ભરતખંડની બહાર અમે બીલકુલ લઇ જવા દઇએ તેમ નથી

સાહેબના જ્ઞાન માર્તંડમાં અમારૂં જ્ઞાન તારલું તો તદ્દન નિસ્તેજ થઇ ગયું છે. તોપણ તેમનો અને અમારો આશય એકજ હોઇ, અમે સહેજ નમ્ર સુચના અમારા તરફથી કરીએ તો કમિશનનો હેતુ વધારે વહેલો પાર પડશે, અને

અમારૂં કર્તવ્ય સફળ થયું ગણાશે, એમ અમો માનીએ છીએ. અંતરિક્ષ વિચરતા પ્રાય: તેત્રીશ કરોડ દેવ દેવતાઓને હાલ બાજુએ રાખતા, પ્રાય: વિદ્યમાન ચોત્રીસ કરોડ વસ્તીવાળા હિન્દુસ્થાનમાંથી માત્ર ત્રણ કે ચાર લાખ લડવૈયા સામ્રાજ્યની મદદે રણસંગ્રામમાં જઇ શકયા, એજ સિદ્ધ કરી આપે છે કે બાકીનો મોટો ભાગ તદ્દન બિન લડાયક છે. લડાયક પ્રજાઓને બિન લડાયક બનાવવાથીજ પ્રચંડ વિગ્રહો સદાને માટે બંધ થાય તેમ છે. જર્મન દેશમાં જ્યાં સુધી અલગ નાના નાના રાજ્યો હતા ત્યાં સુધી અંદર અંદર વઢાઇ કપાઇ મરતા, જેથી યુરોપને તેનો કશો ભય ન હતો; પણ તે રાજ્યોનું ઐકય થતાંની સાથે આખું જગત પચાવી પાડવા જેવી તેની બુદ્ધિ બગડી. જેથી આવું ઐકય તોડવા માટે તેમને બિન લડાયક પ્રજા બનાવવાની આવશ્યકતા છે. આર્યાવર્તમાં પ્રવર્તતા વર્ણાશ્રમ ભેદ, તેમાંથી ફુટી નીકળેલી અસંખ્ય નાતો, અને નાતોને અખંડ ટકાવી રાખનાર અઢળક રૂઢીઓ સદાબરી લડાયક દેશોમાં સારા શુકન જોઇ સ્થાપન કરવાથીજ ખોટા ઐકય તુટશે, અને ખરા એકડા થશે; અને રફતે રફતે શાંતિપ્રિય પ્રજા બનશે.

હવે ધારો કે—મેકાર્થી સાહેબની સુચના સુલેહ કમિશનને ગળે ઉતરી; અને ઇચ્છો કે—કમિશને લડાઇમાં ઉતરેલા દેશોને હુશીયાર છોડી દેવાનું દબાણ ચલાવ્યું; અને માનો કે—યુરોપ અમેરીકામાં ઠામ ઠામ, અમારા જેવી

સંસ્થાઓ દાખલ કરાવી; અને સમજો કે—બર્લિન વિયેનામાં આંહીના જેવી નાતો બંધાઇ; અને છેવટ કલ્પો કે—માજનના શેઠીઆઓનો ત્યાં અવતાર થયો, તોપછી ગંભીર પ્રશ્ન એ થાય છે કે—અમારૂં માજન ત્યાંના માજનનો સ્વીકાર કરશે કે? વખતે એટલું થઇ શકે કે-*બાવેરીઆ*ની કોઇ સવેલી કન્યા *હંગેરીઅન* પરણી જશે, અને બાવેરીયાની નાત એ—હુંગેરીઅનને નાત બહાર મૂકશે, અને આંહીના માજનને જો બાવેરિયાવાળા વિનતિ કરશે તો તેનો ઠરાવ તમામ પરગણામાં પળાવી દેવામાં આવશે. પણ કોઇ *પ્રશ્યન* કે *રશ્યન* વયોવૃદ્ધ મુરતીઓ કન્યા પરણવાની લાલચે આ તરફ ઉતરી પડશે, તો કન્યા સીધી રીતે મળવી મુશ્કેલ થશે; પણ શેઠીઆઓ સાથે છુપી મસલત ચલાવી માર્ક*થી બરાબર તેમનાં મન રંજન કરશે તો ગમે ત્યાં પણ તેનું સાટું ઠોકી દેશે. કાયદાનું જોખમ એ પરદેશીને શિર રહેશે.

મેકાર્થી સાહેબે પોતાના રીપોર્ટમાં માજનને *માજમ* તરીકે કુટી પાડયા છે, તે પણ દીર્ઘ દ્રષ્ટિએ વિચારતાં યથાર્થ લાગે છે. કારણ માજન અને *માજમ* બંનેના સમાન ઘાતક ગુણો છે. સાહેબે જે બે સૂત્રો શોધી કાઢયાં છે, તેનું વિવરણ કરતાં પણ બંનેની સમાનતાને પુષ્ટિ મળે છે. કારણ [૧] જેમ માજનના સમાગમમાં આવનારને ભાસ

*માર્ક—જર્મન દેશમાં ચાલતો સિક્કો.

થાય છે કે તેના હાથ કેવા લાંબા છે, તેમ *માજમના* મોહમાં લુપ્ત થયેલાઓને પણ ભાન થતું હશે કે તેમના હાથપગ કેવા લાંબા થઇ જાય છે; [૨] માજન જેમ અનર્થ કરતા નથી પણ ધાર્યો અર્થ સારે છે, તેમ *માજમનો* જે ગુણ છે તે ધારેલું પરિણામ લાવે છે. પણ તેના કરતાં અમે તો માજનને બદલે '*માં-જણ*' સુચવીને આર્યમાતાને વિનતિ કરશું કે— '**આવા માજન માં-જણ**'



# પ્રકરણ ૧૦ મું.

---

## નાતના વંડામાં.

---

'નકા નગરીઆ! નકા નગરીઆ!' બહારથી કોઇ ખડકી ખખડાવવા મંડયું.

"કોણ! મોંનો!" ઘરની અંદરથી નકાભાઇએ જવાબ વાળ્યો.

'તમારી ટપાલ છે-ટપાલ!'

"ઝકલ! ઇ 'કપાળ-કપાળ' કોણ કરે છે?"

"બાપા! એ તો તમારો કાગળ લાગે છે." કહી ઝકલબાઇએ ખડકી ઉઘાડી તેવું પોસ્ટમેને નકા નગરીઆના નામનું કવર આપ્યું.

"બાપા! લ્યો—આ કાગળ છે, અને આમાં સહી દ્યો." ઝકલબાઇએ ખડીઆમાં સ્ટીલ પેન બોળીને પીળી પોંચમાં સહી કરવા માટે નકાના હાથમાં મૂકી.

"ઝકલ! મારી સઇ શું કામ! કાંઇ લખત છે?"

"શેઠ! જલ્દી કરો વખત જાય છે." ટપાલનો પટાવાળો તાકીદ કરવા લાગ્યો.

“ બાપા! એમાં પોંચ કરી આપોને! કાંઇ વાંધો નથી.” ઝકલભાઇએ કીધું.

“ શેઠ! એ શેઠ! ત્યાં નહી, આ ઠેકાણે સહી કરો.” પટાવાળાએ સહી કરવાની જગ્યા બતાવી.

“ પણ ગગી! આ ખોટું ખોટું સમજાવીને લખત કરાવી લેતો હોઇ નંઇ? તું આને ઓળખ છ?” નકા નગરીઆએ સ્ટીલપેન હાથમાં લેતાં લેતાં પૂછ્યું.

“ તમે ખોટી કાં કરો? કાગળ ન રાખવો હોય તો લાવો પાછો!” પોસ્ટમેન પણ અકળાઇ ગયો.

“ બાપા! એ તો ટપાલ ખાતાના પટાવાળા છે. એમાં ખોટા લખત જેવું ન હોય.”

“ ગગી! તને ખબર નંઇ પડે; મોંનાને બોલાવ તેને પુછી જોંઈ.”

“ એમાં મોનજી કાકાને બોલાવવાપણું નથી. તમે સહી કરી દયોની!”

“ એ કાકા! આટલા બધા ફાંકા શું પાડયા!” પટાવાળો બોલી ઉઠયો.

“ લે ગગી! આ તો આપણા કોક ભાયાતનો દીકરો લાગે છે. કોનો છોકરો!” નકા નગરીઆએ છેલ્લા શબ્દો કેટલી પેઢીએ આ નવો ભત્રીજો સગપણમાં થાય છે તે ખાત્રી કરવા માટે ઉમંગથી પટાવાળા પ્રત્યે વાપર્યા.

"બાપા! તમે લપ મુકોની! એ તો મુસલમાન છે." ઝકલબાઇએ જરા તપીને કીધું. પેલા કાસમ પટાવાળાને પણ હસવું આવી ગયું.

"શું કેછ! તંયે મને કાકો કેમ કીયે છે?" નકો હેરત પામ્યો.

"શેઠ! તમને સહી કરતાં ન આવડતું હોય તો નાહક ટપટપ કરોમાં."

"લે! જા-જા માળા મુર્ખા! રૂપચંદ શેઠની દુકાને આવરા ખાતાવહી, રોજમેળ, રોકડ મેળ, વ્યાજવઇ, ઘડીઉં-એ બધું હુંજ માંડતો, ને સઇ કરતાં નંઇ આવડતું હોઇ?" નકાભાઇએ પોતાના જ્ઞાનની માહિતી આપીને પાછી સહી કરવા માંડી.

"અરે! અરે! તમે આ શું કરો છો? પોંચ ફાડી નાખશો!" સહી કરવા જતાં સ્ટીલ પેન પોંચ સોંસરી નીકળી ગઇ, અને પેન ફાટી ગઇ.

"તી-ઇ-ઇ! આ સુયા જેવી અણીઆળી લેખણ કેમ છે?"

"એ તો સ્ટીલ પેન છે. ઝકલબાઇ! એને મહાવરો લાગતો નથી; કલમ હોય તો દયો." પોસ્ટમેનને રમુજ ઉપજી.

ઝકલબાઇએ કાઠાંની લેખણ લાવીને આપી, અને— '**નકનગરઅ સઇ દ. પતના**'-એટલા ડાઘા જેવા ઓડિયા અક્ષરો લખતાં આખી પોંચનો કાગળ ચીતરી મૂકયો.

" એ-હે! પણ તમે સામી પોંચ નંઇ આપો ?" પોસ્ટમેન પોંચ લઇને જવા મંડયો, તેના કોટનો છેડો પકડીને નકો કહેવા લાગ્યો.

" ધારો નથી." કહી પોસ્ટમેન એકદમ બહાર નીકળી ગયો.

" ગગી! મને તો આ કોક ઠગારો લાગે છે."

" બાપા! તમે આવી ખોટી શંકા કાં કરો! કાગળ ફોડોને! કોનો છે! સરલા બેનની પોંચનો કાગળ છે કે શું ?" ઝકલબાઇએ આતુરતાથી પૂછયું.

નકાનગરીઆએ એવી રીતે કવર ફોડયું કે અંદરનો કાગળ પણ ફાટી ગયેલ નીકળ્યો. પરિણામે અક્ષરો બરાબર ઉકેલી શકાયા નહી, એટલે ઝકલબાઇએ પોતાના નોકર રામજીને બોલાવ્યો. તેણે કાગળ સમો કરીને મોટેથી વાંચ્યોઃ—

**' માંઉ નકાનગરીઆને ખબર દેવામાં આવે છે કે-માજનની મના છતાં તમે માંઉ સારંગધરને ત્યાં લગનમાં હાજરી આપી, અને નાસ્તો ખાધો હતો એવું માજનની જાણમાં આવ્યું છે; માટે ચાર કલાકની અંદર એ બાબતનો ખુલાસો કરી જવો, નહીંતર તમારા સંબંધમાં માજનશ્રી વિચાર કરશે.'**

" લે ગગી ! આ તો માજનશ્રી નો કાગળ લાગે છે. હું તમને બધાને, કે'તો તો કે માજનશ્રી થી ઉપરવટ ન થવાય

તોપણ તમે કોઇએ મારૂં કે'વું ન માન્યું. હવે કોણ જાણે શું થાશે. ગગી! હું તો જાઉં છું." નકોનગરીઓ માથે પાઘડી મૂકવા લાગ્યો.

"બાપા! કયાં ચાલ્યા ?"

"માજનને ખોળે પાઘડી મુકવા."

"હયો! બેસો, બેસો. એમ જવાય નહીં; મોનજી કાકાને બોલાવવા હયો."

ઝકલભાઇએ પોતાના બાપને રોકયા, અને મોનજી શેઠને બોલાવવા રામજીને મોકલતાં, મોનજી શેઠ લાગલા આવી પહોંચ્યા.

"લે! મોંના! તું કેતો તો કે માજનશ્રી કાંઇ નંઇ કરે, ને લે આ હુકમ આ૦યો."

"નકાભાઇ! માજને તો માથું ખોઇ નાખ્યું છે. પણ તમે તેના જેવા કાં થાઓ! આવા રજીષ્ટર તો ગામમાં ઠેક ઠેકાણે આ૦યા છે. મારા ઉપર પણ મોકલ્યું છે. શું આપણે કાંઇ ચોરી કરી છે, કે કોઇની બીક હોય?" મોનજી શેઠ નકાના મનનું સાંત્વન કરવા લાગ્યા.

"મોંના! મોંના! તું ભલે ગમે એટલા ગોટા વાળ, પણ મને તો માજનના ઘા યાદ આવે છે. મારી નાંખશે હો!"

"અમને પણ માજનના કામ કેવાં છે તે બરાબર ખ્યાલમાં છે. કોઇ મારતું કે મરતું નથી."

"મોના! પણ નાત પાસે જવામાં વાંધો શું છે? આપણી આવડી મોટી નાતમાં હવે તો ઘણાંય ડાયા માણસો હશે. હાલોની આપણે અરજ કરશું. નાત તો ગંગાનો પ્રવાહ છે."

"નકાભાઇ! એ ગંગાજીનો પ્રવાહ જોવામાં માલ નથી, તોપણ તેમાં કેટલો મેલ અને કદડો છે, તે તમારે જોવુંજ હોય તો ભલે ચાલો."

* * *

જો મેરૂ પર્વતને તેના સ્થાનેથી ડોલાવો, જો આકાશ પાતાળની સંધી કરાવો, જો સરિતાના વહેન આડા ચલાવો, જો સૂર્યને નભમાંથી ઉતારી ધરતી પર લાવો, જો સમુદ્રના નીર મીઠાં નિપજાવો, જો મહિષિને શિંગડાં વગરની અવતરાવો, જો રાસભને જ્ઞાન ઉપજાવો, જો શ્વાનની પુંછડી સીધી ઉગડાવો, જો કોકિલાને આધુનિક કાવ્યમાંથી બચાવો, અને જો મૃતને સજિવન કરાવો, તોજ **માજનના** શેઠીઆઓને અલ્પ સમયમાં શુભ કાર્ય માટે ભેળા કરાવી શકો તેમ છો. પણ અત્યારે નાતના વંડામાં જોત જોતામાં શેઠીઆઓ ભેળા થઇ ગયા છે, એટલે કાંઇ શુભ કાર્ય માટે એ સમાજ નહી મળ્યો હોય એતો ચોક્કસ. વંડાની અંદરથી ગુરૂ ગોરખનાથના શિખર સુધી પોંચે તેવો મોટો અવાજ નીકળે છે; પણ તેમાં ભાણાનો ખડખડાટ કે 'લાડવા કોઇને!'—'દાળ કોઇને!'—'ગાંઠીયા કોઇને!'—

એવા શબ્દોચ્ચાર સંભળાતા નથી, એટલે નાતનું જમણ હોવાનો બીલકુલ સંભવ નથી. આવડો મોટો કોલાહલ જામ્યો છે, છતાં પોલીસની જરૂર નથી પડી, એજ સિદ્ધ કરી આપે છે કે વણિક નાતમાં જબાન દરાજી [ *Argumentam-ad-Hominum* ]થી આગળ વધી, મુકકાબાજી [ *Argumentam-ad-Bacculum* ] નો તો કવચિતજ વપરાશ થાય છે.

"શેઠીઆઓને હવે સાડી અને ચુડી પહેરાવો." વંડાની અંદર પાંચસેહ છસેંહ ગળાના સામટા ગોકીરામાંથી એક જણનો અવાજ સંભળાયો.

"અને નાક વીંધીને નથડી પેરાવો." બીજો બોલ્યો.

"માડા ! માજનને એમ ન કે'વાય. સાંભડો–સાંભડો ! ગોકીડો બંદ કડો !" અમથા શેઠ ઓટા ઉપરથી પડકાર કરવા લાગ્યા.

"તમારામાં મીઠું કયાં છે ?" એક જણ લાંબા હાથ કરી શેઠીઆ પ્રત્યે કહેવા લાગ્યો.

"માટેજ મોળા–મચ પડી ગયા છે." બીજાએ ટાપસી પુરી.

"ત્યારે–મીઠાની રસી મૂકાવોની !" ત્રીજાએ ઇલાજ સુચવ્યો.

" અમે એકલા ટી શું કડીએ! મડીએ! સાંભડો-ભાઇઓ-સાંભડો! કપુડચંડ ને કડમચંડ શેઠ હજી કયાં આવ્યા છે?" મફતચંદે ઘાંટો પાડયો.

" કપુરચંદ ને કરમચંદને બીક લાગતી હોય, તો ભલે ઘરમાં ભરાઇ બેઠા. જે કરવું હોય તે તરત કરી નાખોની! ખાલી વેશડીઆ શું કરો છો?" ઓટા નીચેથી અવાજ સંભળાયો.

" અમે બઢાને નોટીસ ટો આપી છે." અભો તોલીઓ બોલ્યો.

" નોટીસ આપી છે છતાં તમને ગણકારે છે કોણ! માજનની આબરૂ શું રહી છે?" ઓટા નીચેથી શેઠીઆ-ઓનાં પુછડાં ઉમેળાવા લાગ્યા.

" બધાને નાત બહાર મુકી દયોની! આવો વખત ફરીને નંઇ આવે. માંડ બધા હાથમાં આવ્યા છે." માજન-કોડની કલમ સુચવાણી.

" સદ્‌ગૃહસ્થો!—ભાઇઓ! શાંત થાઓ. શાંત થાઓ-સદ્‌ગૃહસ્થો! આ સભા કોણે ભેગી કરી છે તે પ્રથમ હું જાણવા માગું છું." હિરાલાલ ઝવેરીએ ઉભા થઇને વિનયપૂર્વક ભાષણનો આરંભ કર્યો.

" માજને—માજને" ગાંગજી ગાંગાણી બોલ્યા.

" માજન એટલે શું? આમાં ગામનાં બધા શેઠીઆ-ઓ કયાં છે?" હિરાલાલે કાયદાની બારીકી કાઢી.

“ એં-હુ ! શું અમે માજન નથી ! શું અમે શેઠીઆ નઈં ? ” અમથાચંદે આંખના ડોળા ચઢાવીને ઉત્તર વાળ્યો.

“ તમને ગામના પ્રતિનિધી કોણે અને કયારે નીમ્યા છે ? ” સૌભાગ્યચંદ્ર શાહે પ્રશ્ન કર્યો.

“ હવે—એહ એહ શોભલા ! તારી ડોશીનું કારજ ટો ટેં નથી કર્યું, ને તું શું મોઢું લઇને બોલછ ! ” હુકા હોકલીઆએ તાણો માર્યો.

“ તમને ખવરાવે તોજ સારૂં બોલો તેવા છો કે ? ” સૌભાગ્યચંદ્રે કીધું.

“ હા—હા—આ. ” દશ બાર જણાએ ભેળા મળીને બુમ પાડી. “ સાંભળો ! સાંભળો ! સાંભળો ! એવડો મોટો શો ગુનો સારંગધરભાઇએ કર્યો છે, કે નાત બારનો વિચાર ચાલે છે. ” હિરાલાલભાઇ બધાને શાંત પાડીને બોલવા ગયા, પણ.......મોજાના ઉછાળાપર ઉછાળા-એ-સમુદ્રમાં તોફાન થવાનો વાવટો છે, વાતાવરણમાં વિજળીના ચમકારા ને કડાકા ધડાકા—એ—મુશળધાર મેઘવૃષ્ટિની આગાહી છે, મોખરે ધુળના ગોટેગોટા ઉડવા—એ—ઘોડે-સ્વાર લશ્કર કે ગાય ભેંસનું ધણ આવતું હોવાની નિશાની છે, ડેલા બહાર ભિખારાં કુતરાં કે કાગડાની સંયુક્ત ચિચિઆરી—એ—ડેલાની અંદર નાતનું મોટું જમણ હોવાનું સૂચન છે, ચોપદારની નકીબનો પોકાર-એ-રાજાના

પ્રવેશની સંજ્ઞા છે, તેમ ટોળાની અંદર એકાએક ખળભળાટ અને ગડબડાટ-તે-નકાનગરીઆ અને મોનજી શેઠના આગમનની આગાહી છે.

મોનજી શેઠ તથા નકા નગરીઆને પ્રવેશ કરતા જોઇને નાતીલાનાં ગળાં વિશેષ જોરથી ખીલવા માંડયા. બાપડા નકા નગરીઆએ માન્યું કે સમયના પ્રવાહની સાથે શહેરમાં જેમ ઉત્ક્રાંતિ જોઇ તેમ નાતમાં કાંઇક સુધારો થયો હશે. પણ જો બે હઝાર વર્ષ મોરની ઝમકુ ડોશીની ઘંટીમાં ફેરફાર થયો હોય, જો આદમજી તેલીની ઘાણીમાં સુધારો થયો હોય, જો હડમત કુંભારના ચાકડામાં તફાવત પડયો હોય, જો પદમા પટેલના હળમાં હુન્નર દેખાતો હોય, અને જો વરને પોંખવા જનાર વેવાણના દીવડામાં કલા સુધરી હોય, તોજ હુલ્લાણી, પુલ્લાણી કે તોલીઆની અક્કલમાં વૃદ્ધિ થઇ હોય, એવું આપણા નકાભાઇને કયાંથી જ્ઞાન હોય!

બિચારા હિરાલાલ ઝવેરીએ હજી તો શું ગુનો છે તે જાણવા સ્હેજ પૃચ્છા કરી, ત્યાં તો મોનજી શેઠને દેખીને તેના તથા નકા પરત્વે વાગ્બાણની વૃષ્ટિ થવા લાગી. દશ જણા હાથ ઉંચા કરીને બોલવા લાગ્યા કે—'દીકરીને પરદેશમાં દઇ દીએ છે, ને હજી રોણમાં ગાજતું હશે!'

વીશ જણાએ આગળ ધસી આવીને કહ્યું કે-"છ શું કાંઇ નાનો સુનો ગુનો છે!'

ચાલીશ જણા ભવાં ચઢાવીને ભુંકવા લાગ્યા કે-'એંહુ! શું હવે નાત જોયા કરશે!'

એંસી જણા જાણે અડદીઓ વા થયો હોય તેમ ધ્રુજીને આરડવા મંડયા કે-'આપણા ગામમાં વરના ક્યાં ટોટા છે?'

બસેંહુ જણા મેલડીઆ ઘેલડીઆ બાડા બોબડા જેવા મોખરે ધસીને બકવા લાગ્યા કે- 'તી-ઇ-ઇ-ઇ-! શું બધા પૈસાદાર અને ભણેલા જમાઇ ગોતશે, અને અમે વાંઢા મરી જાશું! અમારો કોઇ બેલી નથી?'

ટોળામાંથી કોકે જવાબ વાળ્યો કે- 'માજનને તમારી બહુ લાગણી છે, એટલે માજનના શેઠીઆઓ પોતાની દીકરીઓ તમનેજ પરણાવી દેશે; માટે મુંઝાશો નહી.'

ગર્ધવનો ભોંકારવ ધીમે ધીમે શાંત પડે તેમ નાતીલાઓના ગળાને રફતે રફતે પરિશ્રમ લાગવાથી બુમાટ કાંઇક નરમ પડયો, ત્યારે હિરાલાલ ઝવેરી પાછા ઉભા થયા, અને બોલ્યા કે- "ભાઇઓ! કોળી વાઘરી અને આપણી નાત વચ્ચે કાંઇક તો તફાવત રાખો! બધા એક સામટા બોલ્યા કરશો તો પછી કોઇ જાતનો નિકાલજ કેમ થઇ શકશે....?"

"આજ પડનાટમાં દીકડી દીઢી, ટો કાલ ઢેઢ ઝાંપડાં સાઠે ભડશે ને અમાડે કાંઇ બોલવું નંઇ?" મફતચુંદ બાકી રહી ગયા હતા તેણે આફરો કાઢયો.

"ઢેડ ઝાંપડા કરતાં ખરાબ કૃત્ય કરનારાઓ તો લાવોને અત્યારે આમાંથી ઘણાંય બતાવી દઉં !" મોનજી શેઠનું મગજ હવે તપી આવ્યું તેણે ગર્જના કરી.

"ઢેઢ ટો આ તાડો નકો છે." અમથા શેઠે આગલી ફાઇલ ઉથલાવી.

"શેઠ! આ ઢેડ ભંગીનો સવાલ છે?" ગોકીરો વધશે એવી ભીતિને લીધે હિરાલાલભાઇએ મોનજી શેઠ તથા નકાનગરીઆને અટકાવીને શેઠીઆ પ્રત્યે પૂછ્યું.

"ના. ટંચે અમને ઢેઢ-ભંગીઆ શું કામ કચે છે?" મફતચંદ ગળે પડવા લાગ્યા.

"ઉલટું ચોર કોટવાળને દંડે એવું કાં બોલો! શેઠ! તમેજ પ્રથમ ઢેડ-ઝાંપડાંની વાત ઉચ્ચારી હતી. એવી નકામી અસંબદ્ધ દલીલો વચમાં લાવવાનું કાંઇ પ્રયોજન ખરૂં કે?" હિરાલાલભાઇએ કહ્યું.

"પડીઓજણ બડીઓજણ અમે કાંઇ હુમજટા નહી. શું શેઠીઆ કરતાં ઇ બધા બળીઆ ઠઇ ગયા કે? એંહ !!" અમથાચંદ શેઠની શેઠાઇનું ગૌરવ પ્રત્યક્ષ થયું.

"ઇ પડડેશવાલા આપણે ટાં દીકડી ડેટા નઠી, ટો આપણે શું કામ આપણી દીકડી ટયાં ડેવી જોઇએ?" મફતચંદે પાછો બુટો કાઢયો.

"ત્યારે કંઠાળવાળા તમને દીકરી દેતા નથી, છતાં ત્યાં શું કામ ભુસ્કા મારો છો?" ટોળાંની અંદરથી એક જણે પ્રશ્ન કર્યો.

"ઇ ધોળા માથાવાળા છાપરીઆ તો રોકડીઆ ઘરાક છે; વેવારમાં બીલ્કુલ લબાડ નથી. પુરતાં નાણાં ચુકવે તેવાં છે. ખોટું બોલતો હોઉં, તો પુછો આ અભા તોલીઆને." મોનજી શેઠે એ પ્રશ્નનો ઉત્તર વાળ્યો.

"તું શું મોઢું લઇને બોલછ! તાડા ઉપડ ટો અમે નોટીસ કાઢી છે. બોલ! તાડો શું ખુલાસો છે?" અમથાચંદ શેઠે અભા તોલીઆનો કેસ હાથમાં લઇને મોનજી પરત્વે પૂછ્યું.

"અમે શું કાંઇ નાતના ચોર છીએ! માળા-ઓને ખાવા ખાખ નથી, કોડીની શાખ નથી, તો પણ જોર સિકંદર બાદશાહ જેટલું! પારકે પૈસે તાગડધિન્ના કરનારા બાદશાહો! નાતના પૈસા ઉચાપત કરી ગયા છો, તે તો પ્રથમ પાછા કાઢોની!" મોનજી શેઠે હવે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. બાપડો નકો નગરીઓ તો હેબતાઇ ગયો.

"જા-જા! ટું અમને માજનને કોણ પુછવા વાલો છો?" અમથા તથા મફતચંદ બંને કોરસમાં બોલ્યા.

"ત્યારે જોયા જોયા તમારા માજનીઆના મોંકલા!!" મોનજી શેઠે હવે માજનશાહી વાણીનો પૂરો ઉપયોગ કરવા માંડયો.

"જા-જા ડાયલા! એંસી વડસે સુઢડેલા ભેડો ભડયો છોટી! વડસ બઢા પ્રાણીમાં નાખી ડીઢા!" અમથા તથા મફતચંદ ભેળા બોલ્યા.

"એ-ઇ સુધરેલી પાર્ટીમાં તો બાટલીઓ ફડાફડ ઉડતી'તી." એક જણે તીર ફેંકયું.

"અને મેંનો બાટલી ઉડાવતો'તો." બીજાએ બંદુક છોડી. 'અંહુહુહુ'!-એમ બોલી જાણે દારૂની ખરાબ વાસ નસ્કોરામાં ત્યાંને ત્યાં ભરાઇ જતી હોય, તેમ કેટલાકે નાક આડા ફાળીઆં દીધાં.

"અને નકા નગરીઆએ આઇસક્રીમ ખાધું." ત્રીજાએ પિસ્તોલ ફોડી.

"આઇસક્રીમની સાથે નકાએ વળી ઇંડું ફોડયું. મેં નજરે નજર જોયું." જુઠા જેઠાણીએ હોવીઝર તોપનો ઉપયોગ કર્યો. જાણે આકાશમાંથી ઇંડાનો વરસાદ પડતો હોય, અને તે ઇંડા ટપોટપ દરેકના માથા ઉપર ફુટતા હોય, તેમ 'અ-ડ-ડ-ડ-ડ—' એવા શબ્દોથી ત્રાસ પામવા જેવું અભિનય પચીસ પચાસ જણા કરવા લાગ્યા.

"બાપા ઇંડાની વાત સાવ ખોટી છે. હું પોતે અમારા કન્ટ્રાકટર તરફથી આઇસક્રીમ બનાવવા ગયો હતો." અમથાચંદના દિકરા ભમતાચંદે ધીમેથી તેના બાપના કાનમાં કીધું.

"મુંગોમઢ! મુંગોમઢ! નાટમાં કેમ બોલવું ઇ શીખતો જા! એવી ખડી વાટ હોય ટે પેટમાં રાખીએ, ને ખોટી વાટનો ગોકીડો કડીએ. હમજ્યો! માડા દીકડા!" અમથાચંદે વણિક વ્યવહાર શાસ્ત્રનો પ્રથમ મંત્ર પોતાના પુત્રના કાનમાં પુંક્યો.

"અરે! અરે! ઇશ્વરનો કાંઇક તો ડર રાખો! ઇંડું ક્યાં હતું? ત્યાં તો લીંબુ પુટયું'તું." નકાનગરીઆનું ધૈર્ય હવે ન રહ્યું એટલે તે વચ્ચે બોલી ઉઠ્યો.

"લીંબુ શું હોય! ઇ ટો ઇંડું જ હોય. બેઇનો આકાર એક." અભા તોલીઆએ પદાર્થ વિજ્ઞાનનો પાઠ ભણાવ્યો.

"ફોડો તમારાથી ફોડાય તેટલી તોપો! કારણ કે ખરી તોપ ફોડતાં તો આપણે બાપદાદે શીખ્યા નથી." મોનજી શેઠે હવે મૌનવ્રતનો ભંગ કર્યો, અને બોલ્યા કે- "અને જો બહુ હિમ્મતવાન હો તો પ્રથમ મુકોને-આ તમારા જુઠીઆ જેઠાણીને નાત બહાર! કારણ એ નજરો નજર જોયાનું કહે છે!"

બિચારા હિરાલાલ કે જે અદ્યાપી પર્યંત મૌન રહ્યા હતા તેમણે હવે જાણ્યું કે નાતની સભામાં વિનય અને વિવેક વાપરી ન્યાયસર બોલવાથી કોઇ પણ બોર જોખે તેમ નથી. ત્યાં તો જે પાણીએ મગ ચોડવાતા હોય તેજ કળા વાપરવી જોઇએ, તેમ તેની ખાત્રી થતાં હિરાલાલ પણ હવે

તપીને બોલ્યા કે- "ખરી વાત છે. જો નાત બાર મૂકવાનો ઠરાવ થતો હોય તો માજને પ્રથમ પોતાના માણસ સંબંધે ન્યાય કરવો જોઇએ."

"એ-ઇ- જુઠીઓ જેઠાણી તો અમારી નાસ્તાની અડાળી પર અડાળીઓ ઉડાવી ગયો છે." મોનજી શેઠે યાદી આપી.

"ખોટું છે. હડહડતું જુઠું છે." જુઠીઓ ભભકી ઉઠયો.

"માજનનો માણસ કદી પણ ખોટું કહેજ નહી." અભા તોલીઆએ તેનો બચાવ કર્યો.

"ત્યારે જુઠીઓ જેઠાણી શું પાર્ટીમાં ગયોજ નહોતો?" હિરાલાલે ક્રોસ કરવા માંડયા.

"જુઠીઓ ટો ફ્કટ ટેના બીડીવાલા શેઠને ટાંઢી સોડા-વાટરની બાટલીનો સુંડલો ઉપાડીને ફ્કટ મજુડીએ ગયો હુશે, બીજું કાંઇ કડયું નઠી." મફતચંદે જુઠીઆને પૂછયા વગર અડાવી દીધું.

"અને ત્યાં કાંઇપણ ખાધું નહોતું?" હિરાલાલે બારીકીથી ઉલટ તપાસ કરવા માંડી.

"મેં તો બધા ઉઠી ગયા પછી જરા અડાળી ચાખી હતી." જુઠીઆએ સત્યવકતાનો ડોળ કર્યો.

"તમે સમજ્યાને હિરાલાલ ભાઇ! આ જુઠીઓ જેઠાણી માજનનો જાસુસ છે; એટલે આવા સુધરેલા લગ્નની

પાર્ટીમાં ટેબલ ઉપરની અડાળીઓ તે બધી દારૂની છે કે માંસની, તે નકી કરવા માટે દરેક અડાળીમાં બાકી વધેલ શેશ ભાગનું જુઠીએ તેના હાથવતી મુખમાં દાખલ કરી, જીભ વતી વલોવી હોજરીમાં ઉતારી, સ્હેજ પ્રથક્કરણ કર્યું છે. તેમાં શું થઇ ગયું?" ટોળામાંથી એક જણે સમજ પાડી.

"એ બધી નકામી દલીલો છે. પ્રથમ જુઠીઆને નાતબાર મુકી દયો, તો તમારો ન્યાય સાચો." હિરાલાલ ઝવેરીને હવે માજનવટનો કસ કાઢવાની ઇચ્છા થઇ.

"નંઇ મુટાય, નંઇ મુટાય! માજનના માણહને નાટ આડ નંઇ મુટાય." એમ બોલી અમથા, મફતચંદ તથા અભા તોલીઆએ માજનવટનો ખરો ટચ દેખાડી આપ્યો.

"ત્યારે તમારી આંખમાં ખુંચતા હોય તેનેજ વીણી વીણીને મારશો? આ તમારો ન્યાય?" હિરાલાલે ફરીને પૂછ્યું.

"હા. હા. અમારી સટાની વાટ છે." અમથા તથા મફતચંદે શેઠાઇની સત્તા પ્રદર્શિત કરી.

"ત્યારે ખેલો તમારો સટો." કહી મિ. હિરાલાલ ભેંસ આગળ ભાગવત વાંચવું વ્યર્થ સમજીને ચાલ્યા ગયા.

બાપડા નકાનગરીઆએ જાણ્યું કે હમણાં શેઠીઆ વિચાર કરશે ને હમણાં ઠરાવ સંભળાવશે, ને હમણાં

*નાતબહાર*નું વારંટ નીકળશે—ત્યાં તો બીજુંજ વારંટ બજાવવા વંડાની અંદર કોઇ ખાખી વસ્ત્ર સજીત વ્યકિત-ઓએ પ્રવેશ કર્યો; અને 'અમથાચંદ હુલ્લાણી ઔર મફત-ચંદ પુલ્લાણી કૌન હુયે ?'—કહેતા ત્રણ પોલીસ સીપાઇ-ઓએ ટોળામાં ભંગાણ પાડયું.

"કોણ ? અમારા માજનના શેઠીઆ ! આ ઓટાપર બેઠા." ટોળામાંથી અમૂક શખ્સે આંગળી વતી શેઠીઆઓને બતાવ્યા.

"ચલો દોનું ઘુમટી પર." જમાદારે અમથાચંદ તથા મફતચંદના કાંડા પકડયા.

"પન જમાડાર છાંબ ! અમે ટાંઇ કજીયા ફટવા કડતા નઠી; ને ભાઇછાબ અમને શું ટામે પટડો છો ?" અમથા-ચંદ તથા મફતચંદને ધ્રુજારી ઉપડી.

"દેખો! હુમારી પાસ યે વારંટ હુયે, દોનોકું પકડને કે લીયે. હમ દુસરી બાત નહી સમજતે. જો કુચ્છ કહેના હો સો ફોઝદાર સાહુબ પાસ બોલના. ચલો સીધા." અમથા-ચંદ તથા મફતચંદને મોઢા આગળ કરી પોલીસ પાર્ટી વંડા બહાર નીકળી ગઇ.

નકા તથા મોનજી શેઠને *નાતબહાર* થવાને બદલે ઉલટું માજનના શેઠીઆઓને 'વંડાબહાર' બલ્કે 'દરીયાપાર' જવાનો પ્રસંગ આવ્યો.

કોઇ કહે કે-સારંગધરનું સરકાર દરબારમાં વજન વિશેષ છે માટે સુધારાવાળાઓએ આ વારંટ કઢાવ્યું છે. કોઇ કહે કે-પેટા નાતમાં લગ્ન વ્યવહાર કરવામાં માજન આડું આવે છે, એવી ધારાસભામાં ચકચાર થતાં માજનને પકડીને શિક્ષા કરવા ખુદ ગવર્નર સાહેબે હુકમ કર્યો છે ત્યાં શું થાય? કોઇ કહે-જો ગવંડર સાબ આપણા માજનના કામમાં આડા આવશે, તો તેનું રાજ ઉંધું વળી જશે. કોઇ કહે કે-આ ભવમાં માજનને કનેડશે તેને આવતા ભવમાં ચુડેલ થઇ ચગદી નાખશે. કોઇ કહે કે- જો આવતા ભવમાં ચુડેલ અવતરશે તો ભુવાઓ પાસે આપણે તેનું ઉદ્ધારણ કરાવશું. કોઇ કહે કે- ચુડેલ જેવા તો અત્યારેજ છે. આસ્તિકને વળગે છે ને નાસ્તિકથી નવસેંહ કોશ દુર ભાગે છે.

સાર એ આવ્યો કે-ચુડેલના ભકતો પોલીસ ક્ષુમટી તરફ ગયા, અને બીજાઓએ પોતપોતાના ઘરનો રસ્તો લીધો.



# પ્રકરણ ૧૧ મું.

---

## વકીલની ઓફીસે.

---

મિ. રામલાલ મેકાર્થી સાહેબથી છુટા પડયા બાદ મુંબઇથી ફાસ્ટ પેસેન્જરમાં વડોદરા જતા હતા, ત્યાં રસ્તામાં મિયાંગામ સ્ટેશનેથી એક વાણીઓ ડબામાં સાથે બેઠો. તે લગભગ એંસી વરસની આડોવાડ પોંચેલો હતો. તેના મુખ ઉપર ગ્લાનિ પ્રસરેલી હતી. વાતચીત ઉપરથી મિ. રામલાલને જણાયું કે શેઠનું નામ ગગલચંદ છે. મિંયાગામ પાસેના એક ગામમાં રહે છે. લક્ષ્મી શેઠને વરેલ છતાં સંતાનની પ્રાપ્તિ થઇ નહોતી; ત્રણ-ત્રણ ઓરતો કર્યાં છતાં ધારેલું ફળ ન મળ્યું; એટલે ચોથી ઓરતની શોધમાં શેઠ કાઠિયાવાડ ગયેલા. રાજકોટમાંથી એક આબરૂદાર કુળની કન્યા પાંચ હજાર રૂપીઆ ખર્ચીને શેઠ પરણી લાવ્યા. હજી તો કન્યા શેઠના ઘરમાં એક રાત્રિ રહી ન રહી, ત્યાં બીજેજ દિવસે કન્યાએ પોબારાં ગણ્યાં. ઘરમાં તપાસ કર્તાં શેઠની તેજુરી ફાડેલી હતી, અને તેમાંથી કિંમતી દાગીના તથા રોકડ રકમ ગુમ થયેલ માલમ પડયું. શેઠને

ઓરત કરતાં પોતાની લક્ષ્મી ચાલી જાય તેનોજ ઓરતો વિશેષ હોઇ, લાગલી પોલીસને જાહેરાત આપી. પોલીસ તરફથી પ્રત્યેક સ્ટેશને તાર કરી દેવામાં આવ્યા. એક તાર રાજકોટ રેલ્વે-પોલીસને પણ મોકલવામાં આવ્યો. વઢવાણ મેલ સાંજે જંકશન સ્ટેશને આવી પહોંચતાં, તેમાંથી એક પુરૂષ તથા ઓરત ટ્રંક લઇને હેઠળ ઉતર્યાં. કેટલીક પુછપરછ ઉપરથી પોલીસને શક જતાં ટ્રંકની જડતી લેવામાં આવી; અને બંને ઇસમોને મુદ્દામાલ સાથે રેલ્વે-સબ ઇનસ્પેકટર પાસે રજુ કરી દેવામાં આવ્યા. સબ ઇનસ્પેકટરને એ બંને પેસેન્જરો પાસેથી કેટલીક મુદ્દાની ખાતમી મલતાં, મુદ્દામાલ તથા તોહમતદારોને ઓળખવા માટે ગગલચંદને મોકલવા વડોદરા પોલીસને તાર કરતાં, ગગલચંદ ફાસ્ટ પેસેન્જરમાં રાજકોટ જતો હતો. મિ. રામલાલને રાજકોટ સંબંધી કેટલીક માહિતી હોઇ, સ્વાર્થ ખાતર ગગલચંદ શેઠને મદદ કરવા અર્થે ગગલચંદને હિસાબે સીધા રાજકોટ ગયા.

પોલીસ તપાસમાં મિંયાગામની ચોરીમાંથી રાજકોટ સિવિલ સ્ટેશનની હદમાં ઠગાઇ કરી નાણું કઢાવ્યાની હકીકત પુટી નિકળતાં, અને તે ગુન્હામાં મુખ્ય મદદગાર તરીકે અમથાચંદ તથા મફતચંદના નામ નિકળતાં, પોલીસે ગગલચંદની ફરીઆદી નોંધી લઇ, અમથાચંદ તથા મફતચંદ બંનેને પકડયા. તે ઉપરાંત કુકર્મસી નામના નજીકના

એક ગામડાના શખ્સને પણ તે ગુન્હા અંગે હસ્તગત કરવામાં આવ્યો.

અભો તોલીઓ, અમથાચંદ તથા મફતચંદના બચાવ માટે વકીલની શોધમાં નિકળ્યો, તેજ અરસામાં મોનજી શેઠ નકાનગરીઆને લઇને સિવિલ-સ્ટેશનમાં ગયા; અને વકીલ-વાડામાં નકાનગરીઆને રસ્તા ઉપર થોભવાનું કહી મોનજી શેઠ નજીકની એક ગલીમાં કાંઇ કામ અર્થે ગયા.

નકાનગરીઆએ રસ્તા ઉપરથી નજર કરી તો સામ સામા ઘરો ઉપર અવનવા પાટીઆં જોયાં. અક્ષરો દૂરથી બરાબર ઉકેલી શકાય તેમ નહીં હોવાથી, નકો જરા એક ઓફીસની નજીકમાં ગયો; તેવો તે ઓફીસની અંદરથી એક શખ્સ બહાર નિકળ્યો. તેણે "આવો-શેઠ-આવો." એમ નકાનગરીઆને આવકાર આપી અંદર બોલાવવા ઇસારત કરી.

"કાં-આં!" નકાભાઇએ પૂછ્યું.

"માજનવાળા કામ માટે નીકળ્યા છો ને?"

"મા-જી-ઉં! સાચું. તેં કેમ જાણ્યું?"

"શેઠ સાહેબ! બીજે નાહક રખડશોમાં. આમાં આબરૂ-નો સવાલ છે. મોટા મુદ્દાઓ સમાયેલા છે. આજ કાલના છોકરા ભાઇડા વકીલો વહાણ ડુબાડી દેશે. આવા કામમાં તો મીંઢાભાઇ જેવા અનુભવી અને કુશળ વકીલની જરૂર છે."

"હં-એં-એં!" નકો માજનના ભૂતથી વળી ગભરાણો.

"હા શેઠ! હું ખરૂં કહું છું. બીજા વકીલો બહુ તો મુંબઇના કાયદા બતાવશે; પણ આ મીંઢાભાઇ વકીલ સાહેબ તો વિલાયતના આધાર એવા વીણી વીણીને ફેંકે છે, કે કોર્ટ કાન પકડી જાય છે. મીંઢાભાઇએ ઘણાંયને કેદમાં નંખાવ્યા છે, અને ઘણાંયના ઘર ભંગાવ્યા છે. તમે તેની સાથે એકવાર કામ પાડી જુઓ, અને ફાયદો ન થાય તો મુચ્છ મુંડાવી નાખું." મુચ્છ વગરના મોઢા ઉપર ખીમજીએ હાથ ફેરવ્યો.

"પણ...."

"હવે, પણ બણ રહેવા દયો; મારૂં કહ્યું માનો, નહિતર નાહક વિશેષ હેરાન થશો; અને વધારે જુલમ ગુજરશે."

"અમારા ઉપર સાવ ખોટી નોટીસ કાઢી છે. અમારા માથે સાવ ખોટાં આળ મુકે છે." નકાભાઇએ માજનના કૃત્યોની યાદી આપી.

"ત્યારે, હવે વખત ગુમાવો માં. ચાલો-અંદર મીંઢાભાઇ બેઠા છે તેમની પાસે. તે કોઇની આળ પંપાળ કરે તેવા નથી." દલાલના મનમાં તો કેસ રમ્યા કરતો હતો, એટલે આ સદ્ધર બિલ્લુ હાથમાં આવ્યું છે એમ સમજીને નકાનગરીઆને ખીમજી દલાલ મીંઢાભાઇ વકીલ-ની ઓફીસમાં લઇ ગયો.

"આવો—આવો—શેઠ? આંહી બેસો." મીંઢા વકીલે નકાનગરીઆને ખુરશીએ બેસાડયા.

"આ શેઠ તો કહે છે કે નોટીસ કાઢી છે." ખીમજીએ મીંઢા વકીલને કીધું.

"નોટીસ કેમ હોય! પોલીસને નોટીસ કાઢવાનો બીલકુલ અખત્યાર નથી. *વારંટ* હોવું જોઇએ. ખીમા? પેલા લારડ એલ્ડનનું *હાઉસ ઓફ કોમનસેન્સ*વાળું વોલ્યુમ છઠું આંહી લાવ!" મીંઢા વકીલે ખીમજી તરફ આંખ મારી. ખીમજી દાઢીની દાઢી અને સાવરણીની સાવરણીની ગરજ સારતો હતો, તે કોચરા સાલની ટાઇમ્સની જુની ડીરેકટરીવાળું પુસ્તક કબાટમાંથી લાવ્યો. "કેવળ ગેર કાયદેસર! તદ્દન ખોટો પ્રોસીજર!!" ડીરેકટરીના બેક પાનાં ઉથલાવી જાણે પૃથ્વીને ધ્રુજાવવા માગતા હોય, તેમ જમિન ઉપર મીંઢાભાઇ વકીલે પગ પછાડયો; "જુઓ શેઠ સાહેબ! મને લાગે છે કે તમને મારી મદદની ખાસ જરૂર પડશે, નહીંતર હું તમારા બધાની ખરાબ સ્થિતિ જોઉં છું."

"ભાઇસાબ! અમને કીયે કે તમે ઇંડું ફોડયું. સાવ જુઠી વાત. ત્યાં તો માત્ર લીંબુ ફુટયુ'તું." નકાભાઇના મનમાં માજનના વંડાની વાત રમતી હતી.

"હેં! એમ છે! ખીમા? પેલા જસ્ટીસ હેલ્સબરી *ડાનીજ*નો કાયદો આંહી લાવ. જુઓ શેઠ! આમાં એવા

આધાર છે કે જો હું ધારૂં તો એક કલાક બદકે એક પલમાં તમારા સામે ખોટા આળ મુકનારને અંજામે પોંચાડું તેમ છું. હવે ફકત તમારી ઢીલે ઢીલ છે."
ખીમાએ હેલ્લસબરી લો ઓફ ડેમેજને બદલે મીંઢા વકીલનો દીકરો પુસ્તકશાળામાંથી 'જેમંગળા હાથીની વાર્તા' ની ચોપડી લાવેલો તે વકીલના હાથમાં મૂકી.

"ત્યારે—માબાપ—જડાવી દયોની!" નકો હવે માજનના અન્યાયથી કંટાળ્યો હતો.

"ખીમા! પેલો શાહી ખડીઓ અને કાગળ આંહી લાવ. જુઓ! શેઠ સાહેબ! તમને અમારા દરની ખબર છે?"

"ના—આ—આ."

"એ તો જેવું કામ તેવું દામ છે. નાના દર છે, તેમ મોટા દર પણ છે."

"હં—એં! મોટા દર પણ છે?" નકાભાઇ આશ્ચર્ય પામ્યા.

"હા."

"ત્યારે તો માબાપ! તેમાં ધ્રુંસ હોવી જોઇએ."

"ખરૂં છે શેઠ સાહેબ! મોટા દરમાં તમામ ઘોસનાજ કાયદાનો ઉપયોગ કરવામાં આવે છે. તમે સમજ્યાને!" મીંઢા વકીલના મનમાં ધુંસને બદલે રાસ બિહારી ઘોસ ધુમ્યા કરતો હતો—"ઘોસના તમામ કાયદાઓ અમારા

પાસે છે. જુઓ શેઠ ! આ તમારો કેસ કાંઇ નાનો સુનો નથી. આંહીં જો શિક્ષા ન થાય, તો મારે મુંબઇ જવું પડશે. મુંબઇવાળા ન માન્યા તો દિલ્હી દોડવું પડશે. દિલ્હી નહીં ડગમગે તો પછી મારે છેવટ વિલાયત આંટો થશે; અને વિલાયતના માથામાં વિલાયતી આધાર કેમ મારવા, એ તો શેઠ અમારી ખાસ સ્પેશ્યાલિટી છે. તમારા આ કામમાં વિલાયતનું ખર્ચ હું માફ કરીશ. હવે કહો શેઠ ! રાજ ઠીક પડશે કે ઉધડું ?" મીંઢા વકીલે નકા નગરીઆ તરફ તાકીને જોયું. બિચારા નકા નગરીઆને કાંઇ ગમ ન પડવાથી તેણે વકીલ તરફ ટગર ટગર જોયા કર્યું.

"હેં—હેં !! ઉભડું ? ઉભડું શું ? તમે કોઇ ઉભડીઆ છો ?"

મોનજી શેઠે પોતાનું કામ પતાવી રસ્તા પર આવતાં નકાને ન ભાળ્યો, એટલે આમતેમ દૃષ્ટિ ફેંકતાં મીંઢા વકીલની ઓફીસમાં નકો વાતે ગુંથાણો હતો, તે જોઇને મોનજી શેઠે હાંક મારી કે—'એ નકાભાઇ ! ત્યાં શું કરો છો ?'

"મોંના ! એ–મોંના ! આંઇ આવતો ! આ કાંઇક રસ્તો બતાવે છે."

"આવો—આવો મોનજી શેઠ !" મોનજી શેઠ નકા-નગરીઆને લઇ જવા ઓફીસના ઓટા માથે પગ મૂકતાં, મીંઢા વકીલે તેમનું સન્માન કર્યું. "તમે તો અમારા

જુના ગ્રાહક છે. કેદીઓને આ શેઠ શું સગા થાય છે?"

"કયા કેદી?" મોનજી શેઠે પ્રશ્ન કર્યો.

"કાં! પેલા નાત પટેલીઆ, જેમને પોલીસે પકડયા છે તે; અને જેનું આજે કામ નીકળનાર છે તે." મીંઢા વકીલ પોતાને સબંધ ન હોય, તો પણ કયા કયા કામો કયારે કયારે કોના કોના ચાલવાના છે તેની બરાબર વહી રાખતા હતા.

"મારા સાહેબ! એને ને અમારે કાંઇ લેવા દેવા નહીં." મોનજી શેઠે કીધું.

"ત્યારે બંધવા તરફથી આ શેઠ અમને વકીલ રાખવા આવ્યા છે તે?"

"મીંઢાભાઇ! મહાત્મા ભદ્રંભદ્રજીને જેમ માધવ-બાગની સભાજ મનમાં રમ્યા કરતી હતી, તેમ તમને પણ હરતા ફરતા, ઉઠતા બેસતા, ખાતા પીતા, નાતા ધોતા, હસ્તા રોતા, કોર્ટના કેસ અને કોર્ટના કેદીજ મનમાં ઘૂમ્યા કરે છે. એટલે તમારી હાફિસ પાસેથી જે કોઇ નીકળે તે નાતના કેસ માટેજ જતાં હશે એમ ધારી બેઠા લાગો છો. નકાભાઇ! તમે પણ જાતાં જાતાં કયાં ભરાણા! ચાલો-ચાલો- તમે જાણતા નથી કે—**વેશ્યા ને વકીલ વેચાવે ચીર, ને બનાવે ફકીર.**"

"ઉભા રહો, એમ નહિ જવાય." મીંઢાભાઇએ નકો-નગરીઆનું કાંડું પકડયું.

"કેમ શું છે?"

"એમણે ધારાના હિમાયતી તરીકે અમારી પંદર મિનિટ અને પોણીનવ સેકન્ડ સલાહ લીધી છે. તે મિનિટે મિનિટ અને સેકન્ડે સેકન્ડની અમારી ફી ચડી ચુકી છે, તે પ્રથમ ચૂકાવો પછી જવાશે."

"હે-હે. ફી શું-ઉં!" નકાભાઇએ ગભરાઇને પૂછયું.

"નકાભાઇ! એમાં તમે ન સમજો. એ દેશી મોઢે વિલાયતી વાતો કરે તેવો છે. વિલાયતી આધારની વિલાયતી ફી માગે તેવો છે." મોનજી શેઠ બોલ્યા.

"શું! અમો વકીલને છેતરી જશો! એની સામે પીનલ કોડની કલમ........ખીમા! પેલો ગુરનો ફોજદારી કાયદો આંહી લાવ!"

"એ ગુરૂ બુરૂ જે હોય તે આમ લાવ!" મોનજીએ ખીમાના હાથમાંથી પુસ્તક ખેંચી લીધું. "હા-હા-હા-હા! એલા! આતો ભારે મોટો કાયદો! આ તો 'જેમ ગળા હાથી'ની ચોપડી લાગે છે. વકીલ સાહેબ ભારે કાયદો!!"

"ખીમા! નવલકથા અને કાયદાના પુસ્તકોના કબાટ જુદા જુદા રાખવાની નોંધ કરી લે!"

"મારે દીકરે કાંઇ કાયદા રાખ્યા છે ને! ઘરમાં બધાં આવાંજ થોથાં ભેગાં કર્યાં જણાય છે!" મોનજી શેઠે અટ્ટ-હાસ્ય કરી કહ્યું.

"શેઠ! વિચારીને બોલો. શું! અમે કાયદા રાખતા નથી! મારે ત્યાં -વુડરૉફ-મુલ્લાં --કનિંગહામ-શેફર્ડ— બ્રાઉન -રતનલાલ- જે કહો તે છે. વુડના બધા *ડાઇજેટસ* જોઇતા હોય તો તેના તમામ સેટ, તમામ લૉ જરનલ, લૉ ટાઇમ્સ, લૉ રીપોર્ટસ છે. હાલ ઓફ ઇન્ડિયાનો સંગ્રહ પુરેપુરો છે. ઉપરાંત ચીન-જેપાનના કાયદા જોવા હોય તો મારે ત્યાંજ મળશે. *કામસ્ચાટકા-કુરિયર* અને *ટીમ્બકટુ ટિટબિટસ* પણ હું જ મંગાવું છું. બતાવોની! *હાનો લુલુ હાવીઝર* મારા સિવાય બીજા કોઇને ત્યાં હોય તો!"

"બસ-બસ. ઘણું થયું. અમારી ખાત્રી થઇ ચુકી છે કે તમે કોથળામાં બધી આવીજ પાંચશેરી ભરતા હશો; અને કોરટમાં પણ આમજ તોપ મારતા હશો." મોનજી શેઠે કીધું.

"તમો અમો વકીલનો તિરસ્કાર કરો છો. આ અપ-માન મારૂં એકનું નહીં, પણ નામદાર સુપ્રીમ હાઇકોર્ટનું, બલકે ખુદ નામદાર શહેનશાહનું કર્યું છે. હમણાંજ ચીફ જસ્ટીસ લોરડ હેડલ બ્રેડલનો પ્રીવી કાંઉન્સિલ પુલ બેન્ચનો ચુકાદો બહાર પડયો છે, તે જુઓ. *મુર્સ ઇન્ડિયન કેસીસ*

પાનું ૭૪૫, ટીકા પાનું ૭૪૮ મેં છે, તે બરાબર વાંચો; એટલે વકીલનો તિરસ્કાર કરવામાં શું જોખમ છે તે વિષે તમારી બરાબર આંખ ઉઘડશે. ખીમા! મુર્સ ઇન્ડિયન કેસીસ વાલ્યુમ અઠાવીસમું એને બતાવ!"

"નકાભાઇ! ચાલો—ચાલો. એ લવારામાં તમે કાંઇ સમજશો નહીં." મોનજી શેઠ નકા નગરીઆને લઇને હેઠળ ઉતરવા લાગ્યા.

"ઉભા રહો! તમે શું શબ્દ બોલ્યા! લવારો. ખીમા! નોંધ કરી લે '-લ-વા-રો.' *લવારો* શબ્દ વાપર્યાથી તમે *ડેફેમેશન*ની વ્યાખ્યામાં પુરેપુરા ફસાઇ ગયા છો." મીંઢાભાઇ વકીલ કાયદાની જવાબદારીનું સૂત્ર મોનજી શેઠને સમજાવવા મંડયા.

"અરરરર! છુટવાની કાંઇ પણ બારી નથી?"

"બિલ્કુલ નહી. આઠે અપવાદ પૈકી એકેમાં તમારો સમાસ થતો નથી."

"હવે—જા—જા સમાસવાળા! આને છોડ. નહી તો સ્વાદ ચાખવો પડશે." મોનજી શેઠે ઉગ્રતા દર્શાવી.

"શેઠ! દુર રહેજો. તમે મારી સામે ડોળા ધુરકાવો છો. તમે તમારા હાથની મુઠ્ઠી વાળી છે. જો તમે મારા ઉપર ધસી આવશો, અને જો તમારી મુઠ્ઠીનો સ્પર્શ મારા શરીરના કોઇ ભાગને થશે, તો શું બનશે તે તમે જાણો છો?"

“ ના-આ.”

“ કલકત્તા-હાઇકોર્ટના છેલ્લા ફેંસલા મુજબ તમે *વ્યથા* ના ગુન્હેગાર ગણાશો. લાહોર હાઇકોર્ટ તેથી વિરૂદ્ધ પડી છે, પણ અલ્હાબાદ હાઇકોર્ટના અભિપ્રાય પ્રમાણે *સાપરાધ-હુમલો* તો ચોકકસ બનશે. તમો સમજ્યા!”

“ હા. હા. સમજ્યા. એવી કલકત્તા અને લાહોર જેવા દૂરના મુલકની વાત શું કરો છો! લ્યોની--આપણાજ ગામનો ફેંસલો!” કહી મોનજી શેઠે મીંઢા વકીલને ટાપલો માર્યો.

“ અરરરર! એણે મને તમાચો માર્યો. ખીમા! નોંધ કરી લે-ડાબા ગાલ ઉપર હડપચીથી બે ઇંચ ઉંચે, અને આંખથી અઢી ઇંચ નીચે.”

“ મીંઢાભાઇ! નોંધ કરી કરીને હું તો હવે થાકયો, અને કાગળ પણ હવે તો ભરાઇ ગયો.”

“ એમ કેમ બને!”

“ ત્યારે—મારા સાહેબ! તમે ઉભા ઉભા માર ખાધો, એ કાયદાનો ફાયદો! તમારા *હુમલા* અને *વ્યથા* બધું વૃથા છે. કારણ પેલા બે ડોસા તો કયારનાયે રફુચક થઇ ગયા છે.” મોનજી શેઠ નકા નગરીઆને લઇને રસ્તે પડી ગયા હતા તે તરફ આંગળી બતાવીને ખીમજીએ કીધું.

“ ખીમા! મારો એક દાંત જો જરા એણે પાડયો હોત, તો હું બતાવી આપત કે *બુદ્ધિપૂર્વક-મહાવ્યથા* માં

કેમ સંડોવાય છે. ખીમા! મને પણ સામું બિભત્સ વાકયો વાપરવાનું ઘણુંય મન થતું હતું; પણ તેમ કરવાથી વખતે હું એ શેઠને આકસ્મિક ક્રોધનું કારણ આપું, તો વળી ગુન્હાનો પ્રકાર હલકો થઇ જવાની ભીતિ લાગી, માટેજ મુંગો રહ્યો.”

“પણ—વકીલ સાહેબ! મોઢું સિવાઇ ગયું તે તો સમજ્યા, પણ ટાપલો ખાધો ત્યારે તમારા હાથ સામા કેમ બંધાઇ ગયા?”

“ખીમા! તું હજી કાયદાથી અજ્ઞાત દીસે છે. પીનલ કોડના ખાનગી બચાવનું ચેપ્ટર ખોલીને બરાબર વાંચ. જો એણે મારી ગળચી પકડી હોત, તો હું મારા બચાવ અર્થે તેના ઉપર પ્રહાર કરી શકત. પણ લાચાર! કાયદાએજ મારા હાથ બાંધી રાખ્યા. આ પોલીસ પકડી શકે તેવો ગુન્હો નથી, પણ *નોન–કોગ્નિઝેબલ* ગુન્હો છે. પોલીસ ઘુમટી નજીક હોઇ આવા ગુન્હામાં પોલીસ અમલદાર પાસે પણ જાહેરાત થઇ શકે છે, માટે ચાલો ત્યાં જાહેર કરીએ.”

# પ્રકરણ ૧૨ મું.

## ન્યાય મન્દિરમાં દ્વંદ યુદ્ધ.

મુકદ્દમો બૉર્ડ ઉપર આવ્યો તે દિવસે સવારના અગ્યાર વાગતાંથી પ્રેક્ષકોની ભીડ કોર્ટમાં થવા લાગી, અને એક કલાકમાં તો કોર્ટનો હૉલ ચિકાર ભરાઇ ગયો. દરબાર હૉલમાં જેમ પ્રથમ નાના મોટા રજવાડાઓ આવવા લાગે, તેમ ન્યાય મન્દિરમાં પ્રથમ કામવાળા કે કામ વગરના વકીલ મુખત્યારો, અને ઝબાવાળા કે ઝબા વગરના પ્લીડર બેરિસ્ટરોએ પ્રવેશ કર્યો. તેમની પાછળ જરા વારે સિરસ્તેદાર [ કલાર્ક ઓફ કોર્ટ ] દાખલ થયા; અને સૌથી છેલ્લે ખુદ ન્યાયમૂર્તિએ ન્યાય-મન્દિરમાં દેખાવ દેતાં, આખી કોર્ટ ઉભી થઇ ગઇ. ન્યાયાસને મેજીસ્ટ્રેટ સાહેબે બેઠક લીધા બાદ એકાદ મિનિટ તો આખી કોર્ટમાં ઉધરસના પ્રથક પ્રથક ખોંખારવ સિવાય બીજી રીતે ચુપકિદિ પ્રસરી રહી. મેજીસ્ટ્રેટ સાહેબે ઇસ્કોત્રો ઉઘાડી, તેમાંથી અવનવી તરેહનાં વતરણાં કાઢીને કલમ-સ્ટેન્ડ ઉપર પ્રથમ ગોઠવ્યા. બાદ નેત્રોં ઉપરથી ચશ્મા ઉતારી ખિસ્સામાંથી રૂમાલ કાઢી તે વડે લુછીને આંખે પાછા ગોઠવી દીધા; અને ખોંખારો મારી

એકાદ મિનિટ આખી કોર્ટ તરફ તાકીને અવલોકન કર્યું. અને પછી 'પટાવાળા' એવી બાંગ મારતા, પટાવાળો 'સા-આ-આ-બ' એવો લ્હેંકો કરતો દોડી આવ્યો.

"વો બાંક પર બૈઠા હુવે ઉસ્કુ જાકે બોલો કે અદબસર બેઠના ચાહીએ." જજ સાહેબે જે શખ્સ પ્રત્યે આંગળી બતાવી, તે ઉપર સર્વની દ્રષ્ટિ ખેંચાણી. તે ઇસમ બીજા કોઇ નહીં પણ આપણા નકા નગરીઆ હતા. બિચારા નકા નગરીઆને બાંક ઉપર લાંબો વખત બેસવાનો મ્હાવરો નહીં હોવાથી પલાંઠી વાળી પોતાના બે ગુંઠણને પોતાના ખેસવતી બાંધીને કાંઇક સુગમતાથી મોનજી શેઠની પડખે બેઠેલા હતા. તે દેખાવ જોઇને વકીલોએ મુખ આડા રૂમાલ દઇ હાસ્યને પેટમાં સમાવી દીધું. પટાવાળાએ આવીને નકાભાઇને સરખી રીતે બેસવા સુચના કરી. નકો નગરીઓ —'કાં-આં-આં!' એમ પ્રશ્ન કરવા જતો હતો, ત્યાં મોનજી શેઠે તેના મોઢા આડો હાથ દઇ દીધો. દરમ્યાન બેડીના ખણખણાટની સાથે કોર્ટની અંદર કેદીઓને લાવવામાં આવ્યા. પાંચે કેદીઓને પાંજરામાં પૂરવામાં આવ્યા. નકો નગરીઓ 'હેં મોના!'-કહી કાંઇક શંકાનું નિરાકરણ કરાવવા માગતો હતો, પણ મોનજી શેઠે તેના કાનમાં ફુંક મારી કે—'કોર્ટની અંદર જો બોલબોલ કરશો તો નાહક બહાર કાઢી મુકવામાં આવશે; એટલે જે કામ ચાલે તે મુંગા મુંગા જોયા કરવું.'

"નામદાર કોર્ટ! કેસ ચલાવતા પહેલાં મારે નં. ૩-૪ ના તોહુમતદારો શેઠ અમથાચંદ હુલ્લાણી તથા મફતચંદ પુલ્લાણી તરફથી અરજ કરવાની છે." તેમના વકીલ મિ. ટચાકીઆએ ઉભા થઇને કોર્ટને વિનતી કરી.

"શું છે?" કોર્ટે પ્રશ્ન કર્યો.

"નામદાર સાહેબ! નં. ૩-૪ ના તોહુમતદારો આબરૂદાર ગૃહસ્થો છે. માજનના શેઠની ઉંચી પદવીઓ ધરાવે છે. તેમને આ કેસમાં કેવળ ખોટી રીતે સંડોવવામાં આવ્યા છે. પ્રોસિક્યુશનનું તે પોકળ, પુરાવા ઉપરથી અમે બરાબર બતાવી આપીશું. પણ આવી પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થો........"

"સાબ! અમાડો ડાડો ગુજડી ગીયેલો, ટેના અમાડે ઘેડથી ગામખડચ થયા છે. વડશીની નાટો જમાડેલ છે. અમાડે ઘેડથી પાંચ ટો નવનાટ અને વીશ વરોઠી થીયેલ છે." અમથાચંદ પાંજરામાંથી વચ્ચમાં બોલી ઉઠયા.

"અને એના કાકા નાથા પુલ્લાણીને ત્યાંથી આઠ તો અધરણીની નાતું થયેલ છે, કેમ મફતચંદ ખરૂં કે નંઇ!"—નકા નગરીઆએ લિસ્ટ અધુરૂં રહેતું હતું તે પ્રેક્ષક વર્ગમાંથી ઉભા થઇને પુરૂં કર્યું. પ્રેક્ષકોમાં જરા હાસ્ય ઉપજ્યું.

"બેસી જાઓ. તમે કોણ છો? વચ્ચમાં કેમ બોલો છો! મિ. ટચાકીઆ! જો એ શખ્સ આવી રીતે વચમાં ખલેલ કરશે તો હું તમને જવાબદાર ગણીશ." કોર્ટે મિ. ટચાકીઆને ઉધડા લીધા.

"પણ-નામદાર કોર્ટ! હું તેને ઓળખતો પણ નથી" મિ. ટચાકીઆએ ખુલાસો કર્યો.

"એ તમારા કુળનો સગો નથી શું?" જજ સાહેબે સવાલ કર્યો.

"નહીં સાહેબ." મિ. ટચાકીઆએ જણાવ્યું.

"ઓ! આઇ સી? [અરે! હું સમજ્યો!]; જો તમે વચ્ચમાં હવેથી બોલશો, તો હું તમને બહાર કાઢવાનો હુકમ કરીશ." નામદાર કોર્ટે નકા નગરીઆ તરફ નજર ફેરવી ડોળા કાઢ્યા. પણ તે અગાઉ મોનજી શેઠે નકા નગરીઆનું કાંડું ઝાલી બેસાડી દીધા; અને નાતના વંડા અને ન્યાયની કચેરી વચ્ચેનો તફાવત સંક્ષેપમાં સમજાવી દીધો.

તોહમતદારોના વકીલ મિ. ટચાકીઆએ દલીલ ચાલુ કરી—"સાહેબ! મારા કુલ કેવા કુળવાન કુટુમ્બના છે તે ખુદ તોહમતદારોના બોલવા ઉપરથી આપ નામદારને જણાયું હશે. જેમને ઘેર આવડા મોટા વરાખરા થયેલ છે તેવા ઉચ્ચ કુટુમ્બના જણો આવા ગુન્હા કદી પણ કરે એમ નામદાર કોર્ટ કદી પણ માનશો ખરા કે! નામદાર કોર્ટ! નં. ૩જાના તોહમતદારની માજનમાં પેલી ખુરશી છે, અને નં. ૪થાના આરોપીની બીજી ખુરશી છે. આવા ગુન્હામાં તો તોહમતદારોની આબરૂનો સવાલ છે. તે આબરૂની ચોખવટ કરાવવા અમારીજ પુરી ઉત્કંઠા છે, એટલે તેઓ કદી ભાગી નાશી જાય તેમ નથી. જે તોહમત-

દારોને કોર્ટની અંદર પણ ખુરશીએ બેસવાનો વડીલોપાર્જીત હક પ્રાપ્ત થયેલ છે, તેવા સદ્‌ગૃહસ્થોને કેવળ હડહડતી, એકદમ જુઠી, તદ્દન પ્રપંચી, બીલકૂલ બનાવટી, સદાબરી તરકટી ફરીઆદ ઉપરથી પાંજરામાં પુરી રાખવાથી ઇનસાફનો હેતુ બરબાદ જશે. માટે બંને આરોપીઓને હમણાં ને હમણાં કેદના બંધનમાંથી મુકત કરશો. મુચરકા જેટલી રકમના ફરમાવો તેટલી રકમના આપવા માટે તૈયાર છીએ."

મિ. ટચાકીઆ બેસી જતાં પોલીસ પ્રોસીકયુટર મિ. પેસ્તનજી પડાકીઆ ઉભા થયા: "નામડાર કોરત! મારા વિડવાન મીતરે પ્રોસીકયુશનનો પુડાવ આવીયા વગર આવી અરજ કરીચ તેમાં ઘની ઉતાવલ કરીચ. આય કેસના પોલીસ પેપરો નામડાર કોરત પાસે મોજુડ છે, તે ઉપરથી જનાસે કે આય બે તોહુમતડારો બુઢ્ઢાબાવા જેવા છેક કાંઠે બેઠેલા છે, છતાં ખોટું કરવામાં ખુદાનો બી ડર તેમને બીલકુલ લાગતો નથી—"

**મિ. ટચાકીઆ:** "નામદાર કોર્ટ! મારા અસીલ સામે આવા અઘટીત શબ્દો વપરાય તે સામે હું સખ્ત વાંધો ઉઠાવું છું."

**મિ. પડાકીઆ:** "હું કંઇપન વાંઢા પડતું બોલીઓજ નથી. નામડાર કોરત! મારા વિડવાન્ મીતરે કેતલીક ઇરેલેવન્ટ (અસંબદ્ધ) બાબદ ઉપર નકામું બયાન કરી

કોરતનો કેવલ નકામો વખત રોકયોચ. બન્ધવાઓ માજનના શેથીઆ કેવાયેચ એતલે શું? એ કોઇ કૉલેજની કે સરકારની આપેલી પડવી છે? તેમના કોઇ દાદા કે બપાવાના વખટમાં નાતના કાંઇક ખડચ થયા હોસે, તેને આય કામમાં શું લાગેવલગેચ તે હું સમજી સકતો નથી. ઘેર બેસીને આય પરમાને પુલ્લનજી બની ટીરઠ કરે તેથી હાલના તોહુમટડારને શું લાભ મલેચ! તોહુમટદારની હાલની ઇસ્થીતી કેવી છે તેજ આપરે જોવાનું છે. આય કામમાં તોહુમટડારોએ ઘનુંજ હલકટ પનું......."

**મિ. ટચાકીઆ** [વચ્ચે ઉભા થઇને]: "નામડાર કોર્ટ !-"

કોર્ટ: "બેસી જાઓ, વચ્ચે નહીં બોલો."

**મિ. ટચાકીઆ**: "પણ.........સાહેબ......... ?"

કોર્ટ: "તમને રીપ્લાઇ [પ્રત્યુત્તર]નો હક છે ત્યારે બોલો."

**મિ. ટચાકીઆ**: "પણ—નામદાર સાહેબ! તોહોમતદારની બેડ કોન્ડકટ [ખરાબ ચાલ] આમાં બીલકુલ રેલેવંટ [ગ્રાહ્ય] નથી."

કોર્ટ: "કેમ મિ. પડાકીઆ! તોહોમતદારની બેડ-કોન્ડકટ આમાં શી રીતે રેલેવંટ છે?"

**મિ. પડાકીઆ**: "નામડાર સાહેબ! બચાવ તરફથી બન્ધવાઓની ખાનડાની અને નાટની શેથાઇ, નાટવરા અને

વરોથી, એવી એવી બાબદો જનાવી તેઓ ખાનડાન કુલના અને સારી ચાલના માણુસો છે એમ જ્યારે કેવા મંગાયેચ, એતલે તેમની બેદ કોન્દકત અમે સાંભી બતાવી સકીએ છીએ. પુડાવાના કાયડાની કલમ................"

આ તકે આપણા નકા નગરીઆએ મોટું બગાસું ખાઇ '**વી–ત–રા–ગ**'—એવા લ્હેંકા સાથે ફાડેલું મુખ આસ્તે આસ્તે બંધ કરવા માંડયું, તેથી આખી કોર્ટનું ધ્યાન તે તરફ ખેંચાયું; અને બગાસાંનો ચેપ ફેલાતાં બધી કોર્ટ બગાસાંમય બની ગઇ. વકીલોનો અમલ ઉતરી ગયો, અને નામદાર કોર્ટનો કોપ વકીલો ઉપરથી સરકી નકા નગરીઆ પ્રત્યે તુટી પડયો.

"તમે કોણુ છો?" નામદાર કોર્ટે તેના પ્રત્યે ઉગ્રતાથી પ્રશ્ન કર્યો.

"**નકો.**" આપણા નકાભાઇએ જવાબ વાળ્યો.

"નકો મંઝે કાય?" નામદાર કોર્ટે તેના પ્રત્યુત્તરથી અનુમાન ખેંચ્યું કે એ કોઇ દક્ષિણી લાગે છે, એટલે મરાઠી ભાષામાં પૂછવા માંડયું. બાપડો નકો નગરીઓ એ ભાષાથી અપરિચિત હુઇ મોન રહ્યો.

"કસાલા ઉત્તર દેતાસ નાહીં!" નામદાર કોર્ટે પુનઃ પ્રશ્ન કર્યો. પણ કાંઇ જવાબ ન મળવાથી જજ સાહેબે ટોકરી વગાડી, અને પટાવાળા મારફત સબ ઇનસ્પેકટરને

બોલાવ્યા. મોનજી શેઠને ભય પેઠો કે નકાભાઇને જેલમાં ધકેલી દેવાની તૈયારી ચાલે છે. નકો નગરીઓ સઘળો વખત ટગર ટગર કોર્ટ તરફ જોયાજ કરતો હતો.

"Sub-Inspector ! I fear this old man seems to be a spy. [ફોજદાર સાહેબ ! મને ભીતિ રહે છે કે આ બુઢ્ઢો માણસ કોઇ દુશ્મનનો જાસુસ લાગે છે]."

જરમન દૂતો પૌર્વાત્ય ભાષાઓનું સંપૂર્ણ જ્ઞાન ધરાવી અવનવા વેશ લઇને દરેક દેશમાં ભૂતની માફક ભટકયા કરે છે, એવું જજ સાહેબની જાણમાં હોવાથી આપણા નકાભાઇને જર્મન જાસુસ તરીકે ઠોકી બેસાડયા.

"નહીં સાહેબ ! એ જાસુસ બીલકુલ નથી એમ મારી ખાત્રી છે." મિ. સોહનલાલ સબ-ઇનસ્પેકટરે નકા નગરીઆ-ને તરત ઓળખી કાઢયા.

નામદાર કોર્ટે જે અમૂલ્ય શોધ કરેલી, અને જે ઉપરથી ખુદ સરકાર તરફથી પોતાની કદર થશે એવી ઉચ્ચ આશા બાંધેલી, તેમાં નિષ્ફળ નિવડયા. પરિણામે બાપડા નકા નગરીઆ પ્રત્યે નામદાર કોર્ટનો બેવડો કોપ વધ્યો; અને કોર્ટનો તિરસ્કાર કરવા માટે નકા નગરીઆ પ્રત્યે ત્યાં ને ત્યાં નોટીસ કાઢવામાં આવી. *નકો* એ મરાઠી ભાષાના નકારવાચક શબ્દ તરીકે નહી, પણ પોતાના નામ બદલ તેણે વાપરેલ છે, એમ સબ ઇનસ્પેકટરે સમજણ



ન્યાય મન્દિરમાં દ્વંદ્વ યુદ્ધ—પાન ૧૫૪

પાડી; તેમજ નકો નગરીઓ આ જમાનાની રીતભાતથી તદન અજ્ઞાત છે એવો ખુલાસો મોનજી શેઠે કરી તેના તરફથી કોર્ટની માફી માગી; અને નકા નગરીઆનું મગજ જરા ચસ્કી ગયું છે એવો ખુદ સર્જન સાહેબનો વૈદ્યકીય અભિપ્રાય પણ પડયો છે, એમ નામદાર કોર્ટની ખાત્રી કરાવતાં, નોટિસ ત્યાં ને ત્યાં રદ કરવામાં આવી; અને આયંદે એવું વર્તન જોવામાં આવશે તો મોનજી શેઠને પણ જોખમદાર ગણવામાં આવશે એવી ચેતવણી સાથે આ પ્રકરણ બંધ પડયું, અને કામ આગળ ચાલ્યું.

નંબર પાંચમા તોહુમતદાર કુકર્મસીના વકીલ મિ. લવરીઆએ ઉભા થઇને અરજ કરી કે—“ નામદાર કોર્ટ ! જો નં. ૩–૪ ના આરોપીઓને જામીનપર છોડવામાં આવે, તો મારા અસીલને પણ તેજ ધોરણે છુટો રાખવો જોઇએ. મારા અસીલની જોકે માજનમાં ખુરશી નથી, તોપણ તેના મામાના સાળાના સાઢુના પુવાના બનેવીનો કાકો ચીભડા ગામના માજનનો એક શેઠ છે, એટલે એ સગપણે મારા અસીલની ખાનદાની પણ પુરવાર થાય છે.”

પ્રોસિકયુશન તરફથી વળતી દલીલ થઇ કે–તોહુમતદારો કન્યા વેચનારાઓ છે, અધમ કૃત્ય કરનારાઓ છે, ઘરની કશી મિલ્કત નથી, ભિખારી જેવા છે, મફતનું ખાઇ મસીદે સુઇ રહેવાવાળા, અને નાતના પૈસે તાગડધિન્ના કરનારા છે. ફરીઆદીને એક વાઘરણ સાથે પરણાવી રૂપિયા

પડાવ્યા છે. નં. ૧-૨ ના તોહમતદારોની તો એવી કબુલાત છે. કેસ ઘણોજ મજબૂત છે. નં ૩-૪ના તોહમતદારોને મોકળા રાખવાથી પ્રોસિક્યુશનનો પુરાવો તોડવાની તેઓ ભારે ખટપટ કરશે.

મિ. ટચાકીઆએ વળતી દલીલમાં બીજી કેટલીક હકીકત સાથે ન્યાયનું સૂત્ર જણાવ્યું કે: 'તોહમતદારો સામે પ્રોસિક્યુશનનો કેસ સાબીત ન થાય ત્યાં સુધી બિન ગુન્હેગાર છે, એવું માની કોરા કાગળ જેવું મગજ ન્યાયાધિકારીએ રાખવાનું છે. આ કામમાં જે તોહમતદારો છે તે માજનના શેઠીઆ છે. જો કે માજનના શેઠીઆઓને હિંદુસ્થાનનો પીનલકોડ લાગુ પડતો નથી એવું મારૂં કહેવું નથી, તોપણ નાતના શેઠીઆઓ કેવા ખાનદાન હોય છે તે સંબંધે મિ. મેકાર્થી પાનું.......'

"એ-શું કાંઇ પ્રિવિ કાંઉસિલનું રૂલિંગ બતાવવા માગો છો, મિ. ટચાકીઆ!" મિ. ટચાકીઆ પુસ્તકોથી ભરેલો એક મોટો કોથળો છોડી, તેમાંથી એક પુસ્તક કાઢી, તે પાનું બતાવવા જતા હતા, તે ઉપરથી કોર્ટે પ્રશ્ન કર્યો.

"નહી સાહેબ! મિ. મેકાર્થી કૃત–Indian-Caste [હિન્દી ન્નાતો] નામક પુસ્તકમાંથી થોડોક હવાલો હું નામદાર કોર્ટ પાસે રજુ કરવા માગું છું."

"એ મેકાર્થીનો હવાલો કોઇપણ હાઇકોર્ટે લીધાના કંઇ પણ આધાર બતાવી શકશો?"

"તેવો આધાર હાલ મારી પાસે નથી. પણ નામદાર સાહેબ! આ પુસ્તક હાલમાંજ બહાર પડયું છે. એક પાશ્ચિમાત્ય વિદ્વાન પોતે અંગત તપાસ ચલાવી જે મત આપે તે કદી પણ ખોટો હોઇ શકેજ નહીં. માટે તે આધાર ધ્યાનમાં લેવો જોઇએ."

"ખરા ખોટાનો આ સવાલ નથી, કાયદાના સ્થાપિત ધોરણે તમારે કામ કરવાનું છે."

પરિણામે મિ. ટયાકીઆએ પુસ્તક બંધ કરી દલીલ સમાપ્ત કરી. એકંદર હકીકત, તેમજ નં. ૩-૪ ના આરોપીઓની વય ધ્યાનમાં લઇ, કોર્ટે તે બે બન્ધવાઓને જામીનપર મુકત કર્યા. ત્યારબાદ પ્રોસિકયુશને ફરીઆદી ગગલચંદને સાક્ષીના પિંજરામાં મૂકયો, અને સોગંદ આપવામાં આવ્યા.

મુખ્ય તપાસમાં ગગલચંદે કીધું કે– 'મને છોકરાની ખોટ હોવાથી હું ઓરતની શોધમાં હતો; ત્યાં મને પાંજરામાં છે તે નં. ૫ નો આરોપી મિંયાગામમાં મળ્યો. તેણે કહ્યું કે મારા લાયક કાઠીઆવાડમાં ઘણી કન્યાઓ મળશે. તે ઉપરથી મેં તેને સારી કન્યા શોધી લાવવા કીધું. નં. ૫ મા આરોપીનો થોડા રોજ પછી મારા ઉપર પત્ર આવ્યો કે એક કન્યા તૈયાર છે, રૂપીઆ છ હજાર બેસશે; માટે નકી હોય તો તરત રાજકોટ આવો. તે કાગળ અસલ રજુ

કરૂં છું. હું તે ઉપરથી રાજકોટ આવ્યો. મને નં. ૫ ના આરોપીએ સ્ટેશન સામેની ધર્મશાળામાં ઉતાર્યો. ત્યાં રાત્રે રજુ છે તે નં. ૩—૪ ના આરોપીઓ મને મળવા આવ્યા. નં. ૫ ના આરોપીએ મને ઓળખાણ પાડી કે આ—એટલે રજુ છે તે નં. ૩ જા નો આરોપી કન્યાનો કાકો થાય છે, અને નં. ૪ થાનો આરોપી તેનો મામો થાય છે. કન્યાના માવતર ગુજરી ગયેલ છે. કન્યા વીસ વરસની છે. ખાનદાન કુટુમ્બની છે. તે ઉપરથી મારૂં મન લલચાણું. આ લોકોએ છ હઝાર રૂપીઆ માગ્યા. મેં ચાર હઝારની ઓફર કરી, રગઝગ થતાં છેવટે પાંચ હઝારે સાટું ઠોકાયું. નં ૩ જા ના આરોપીએ મને કહ્યું કે – અમારી ભત્રીજી સવેલી છે, એટલે ગામમાં જો વાત બહાર પડે તો ગોકીરો થાય, અને નાતબહાર મૂકી દયે; માટે આંહી ધર્મશાળામાંજ ફેરા ફેરવવામાં ફાયદો છે. મને પણ તે વાત રૂચી. તેને વળતે રોજ રાત્રે કન્યાને લઇને આ નં. ૩—૪ ના આરોપીઓ આવ્યા. પાંજરામાં ઉભો છે તે નં. ૨જાનો આરોપી નાત ગોર છે, એમ મને સમજાવવામાં આવ્યું. પાંજરામાં રજુ છે તે નં. ૧ લાની આરોપી બાઇ સાથે મારા ફેરા ફેરવવામાં આવ્યા. બાદ મેં રૂપીઆ પાંચ હઝારની કોથળી રજુ છે તે નં. ૩ જાના આરોપીના હાથમાં આપી; અને પરોઢીએ પહેલી ટ્રેઇન જે ઉપડે છે, તેમાં અમને વળાવવામાં આવ્યા. તેજ રોજ અધરાતે મિંયાગામ

ઉતરી અમે ઘેર આવ્યા. કન્યાને મેં રસોઇ કરવાનું કહેતાં સાફ ના પાડી. મને લાગ્યું કે વખતે તેણીનો જીવ હજી નહીં ગોઠતો હોય, માટે નર્મદાજીમાં સ્નાન કર્યા પછી તેણીનો જીવ શાંત થશે. બીજી સવારે જાગ્યો ત્યાં તો મારી ઓરત જોવામાં ન આવી. વધારે તપાસ કરતાં મારી તેજુરી ફાડીને અંદરથી દાગીના રોકડ વગેરે ગુમ થયેલ માલમ પડયું. મેં તરત પોલીસને જાહેરાંત આપી. કોર્ટમાં રજુ છે તે તમામ દાગીના મારી પોતાની તેજુરીમાંથી ગુમ થયેલ તેજ છે. હવે મને ખબર પડે છે કે— મારી ઓરત તરીકે વાણીઆણી કહીને રજુ છે તે નં. ૧ લા ની આરોપીને પરણાવેલ, તે જાતની વાઘરણ છે. તેણીનું નામ રૂડી છે. રજુ છે તે નં. ૨ જાનો આરોપી ફુળગોર તરીકે હાજર હતો, તે જાતનો કોળી છે, તેનું નામ બીજલ છે; અને રજુ છે તે નં ૩–૪ ના આરોપીઓ જેમના નામ અમથાચંદ તથા મફતચંદ કરીને છે તે આરોપી રૂડી વાઘરણના કાકા મામા કે કાંઇ પણ સગા વ્હાલા થતાંજ નથી. મને જો પહેલેથી આ વાતથી આરોપીઓએ વાકેફ કરેલ હોત તો હું કદીપણ લગ્ન કરત નહીં, કે રૂપીઆ આરોપીઓને આપત નહીં'

ઉલટ તપાસ કરવા ઉઠતાં મિ. ટચાકીઆએ પ્રથમ ખોંખારો માર્યો, બાદ ફરીઆદી ગગલચંદ સામું તાકીને જોયું; અને પછી કમરે હાથ મેલીને ગગલચંદને તોડવાનો

આદર કર્યો. પ્રારંભમાં પોણી કલાક-ગગલચંદની ઉત્પત્તિ પરત્વે સાત પેઢી પિતૃપક્ષ, અને સાત પેઢી માતૃપક્ષ વિશેના પ્રશ્નો પૂછાયા. સામા પક્ષ તરફથી ડગલે ડગલે વાંધા લેવાની શરૂઆત થઇ. ગગલચંદ ખરેખર વણિક વંશનો છે કે કેમ તેના નિર્ણય અર્થે સાત પેઢી કુળની ઉત્પત્તિ સંબંધના સવાલો લગતા છે એમ દલીલ થઇ. દલીલની પુષ્ઠિમાં મિ. ટચાકીઆએ પાંચ વખત ટેબલ ઉપર હાથ પછાડયા. ત્યારે મિ. પડાકીઆએ વળતા આધારમાં દશ વખત ટેબલ ઉપર હાથ અને ધરતી ઉપર પગ પછાડયા. બાપડો નકો નગરીઓ આ ધરતી કંપથી ધ્રુજી ગયો. તેને માંજાર યુદ્ધનું સ્મરણ થયું. ધુરકા ધુરકીમાંથી હમણાં મુક્કા મુક્કી ઉપર વકીલો આવી જશે, અને હમણાં એક બીજાના ગળાં ચુસાશે, અને હમણાં રક્તપાત થશે એમ માની બે ચાર વાર ઉભા થઇ-'**રહેવા દયો, ડખો કરોમાં**'-એમ કહેવા જતો હતો પણ મોનજી શેઠે તેને દબાવી રાખ્યા. બિચારા નકા નગરીઆને ક્યાંથી જ્ઞાન હોય કે, ન્યાયમન્દિર એ પણ એક પ્રકારની રંગભૂમિ અગર તો વાક્ચાતૂર્યનો અખાડો છે!

ગગલચંદના કુળની ઉત્પતિનું પ્રકરણ પૂરૂં થયા બાદ ધર્મશાળામાં બનેલા બનાવોનો અધ્યાય એક કલાક ચાલ્યો. તેમાં મુખ્યત્વે કહેવાતા લગ્નનો કયો વખત હતો તે, તથા ફરીઆદીની સ્મરણ શક્તિ કેવી નબળી છે, તેના નિર્ણય

અર્થે— અજવાળિયું હતું કે અંધારિયું, જો અંધારિયું હોય તો-ચંદ્ર હતો કે ચાંદરડા, જો ચાંદરડા ઉગ્યા હોય તો તેની ચોક્કસ કેટલી સંખ્યા હતી- એ વગેરે પ્રશ્નો પૂછાણા. બાપડા ગગલચંદે ચાંદરડાની સંખ્યા ગણેલ નહીં હોવાથી તે તદ્દન જુઠો છે એમ કોર્ટ પાસે અનુમાન કરાવવા બચાવના વકીલે પુરૂં મંથન કર્યા બાદ મિ. ટચાકીઆએ પ્રશ્ન કર્યો કે- 'તમે જે કન્યા સાથે પાણીગ્રહણ કર્યું, તેનું મુખ ફેરા ફરતી વખતે જોયું હતું કે કેમ ?'

**જ:** ના.

**સ:** તમે કન્યાનું મોઢું જોવાનો તે વખતે આગ્રહ કર્યો હતો કે કેમ ?

**જ:** ના.

**સ:** ત્યારે-વળતે રોજ પ્રભાતની ટ્રેઇનમાં વિદાય થતી વખતે કન્યાનું મોઢું પછી જોયું હતું ?

**જ:** ના. કન્યા તો ઘુમટો તાણીનેજ ગાડીમાં બેસી રહેલ.

**સ:** તમે તથા કન્યા એકજ ડબામાં બેઠેલા કે કેમ ?

**જ:** હા.

**સ:** ત્યારે ગાડી ઉપડયા બાદ તે કન્યાનું મુખ તમે પછી નિહાળ્યું હતું કે ?

**જ:** ના

સ: તેનું કારણ શું ?

કોર્ટ: મિ. ટચાકીઆ! કન્યાના મુખ સબંધે આટલું બધું લંબાણ કરવાનું શું કારણ છે?

મિ. ટચાકીઆ: નામદાર સાહેબ! અમારા બચાવ અર્થે તે મુદ્દાનો સવાલ છે. એક પુરુષ લગ્ન કરતાં પહેલાં પોતાની ભવિષ્યની ઓરત કેવી છે તે ખાત્રી કર્યા વગર ભાગ્યેજ રહે. ફરીઆદીએ વાસ્તવિક કન્યાનું મોઢું જોઇનેજ લગ્નનું સાટું કરેલ હોવું જોઇએ. ફરીઆદી તે વાત ઇન્કાર કરે છે, તે કેવળ સાદી સમજની વિરૂદ્ધ છે. એટલે તે તદ્દન જુઠું બોલે છે, જેથી તેની આખી જુબાની ભરૂસાપાત્ર નથી, એમ બતાવવા માટે આ સવાલ અગત્યના છે.

મિ. પહાકીઆ: બચાવ તરફથી આય કેવલ ટાહેલું પીંજન ઠાયેચ. આય કેસમાં કન્યાને ઘુમટો તાનીને પનનાવવામાં આવેચ, એતલે તે રીવાજ સાંભે ફરીયાડી કસો વાંઢો ન લે એ ટડન કુદડટી છે. નામડાર કોરત! આય દલીલનો સમય નઠી, એતલે મારા કુલ સાંભે જે ટીકા થાયેચ, તેનો જુવાબ હું હવે પછી આપસ.

કોર્ટે સવાલ મંજુર કરતાં ફરીઆદીએ જવાબ વાળ્યો કે— 'કન્યાના સગાં વ્હાલાં હજી સ્ટેશને હોય તે વખતે કન્યાનું મુખ જોવાની બેઅદબી મારાથી થઇ શકે નહીં. ગાડી ઉપડયા પછી પણ મને કાંઇ શંકા ન હોવાથી મુખ જોવાની અધિરાઇ મને બીલકુલ ન હોતી.'

સ: ત્યારે તમે કન્યાનું મુખ જોયું ક્યારે ?

જ: વઢવાણ જંકશને, નાસ્તો કરતી વખતે.

સ: બરાબર ચ્હેરો જોયો હતો ?

જ: ઉપલક. ફક્ત મોઢું.

સ: અને તે કન્યા કોર્ટના પાંજરામાં અત્યારે જે તોહુમતદારણ ઉભી છે તેજ હતી એમ ચોક્કસ કહો છો ?

જ: જી હા.

સ: આ તોહુમતદારણને મોઢે આટલા બધા છુંદણાં છે તે ઉપરથી તમને કાંઇ તે વખતે સંદેહ ન ઉપજ્યો કે એ વાણીઆણી ન હોય!

જ: નાજી. ઘણાં હિન્દુ બૈરાં છુંદણાં પડાવે છે.

સ: પણ છ સાત છોકરાની મા જેવડી પાકટ વયની છે, એમ તો તે વખતે તમને લાગ્યુંજ હોવું જોઇએ ?

જ: હાજી. પણ મેં માન્યું કે કાઠીઆવાડમાં કન્યાને મોટી વયની કરવામાં આવે છે, જેથી બીજી કશી શંકા તે વખતે ન આવી.

આ તકે કોર્ટ ઉઠી, અને બન્ધવાઓને કોર્ટ બહાર લઇ જવામાં આવ્યા. વકીલો વગેરે પણ ઉઠી નિકળ્યા.

"નકાભાઇ ! ચાલો !" મોનજી શેઠે કીધું.

"કાં ! મોંના ! કામ પતી ગીયું ?"

"ના-ના, કોર્ટ હમણાં નાસ્તો કરવા ઉઠી છે.

"વાહ! હે-મોંના! આપણા સારંગધર મેતાને ત્યાં નાસ્તો હતો તેવોજ છે, કે આપણાથી કાંઇ ચવાય તેવું વસાણું છે ખરૂં?" બાપડા નકા નગરીઆને વળી ભય પેઠો કે રખે આઇસક્રીમ જેવી કોઇ અજાણી વસ્તુ પોતાને ખવરાવવામાં આવશે તો ક્યાંક દમ નીકળી જશે.

"હેં-હેં-હેં-હેં! નકાભાઇ! તમે આંહી શું કાંઇ જમણવાર કે જલસો છે એમ ધારી બેઠા છો?"

"કાં! મોંના? હસે છે કેમ?"

"નકાભાઇ! ન્યાયાધિશ સાહેબ કામ પડતું મેલી જ્યારે રોંઢા વખતે ઉઠે, ત્યારે *કોર્ટ નાસ્તો કરવા ઉઠી* એમ કહેવાય છે. નિશાળીઆની પેઠે બીજા બધાને પાણી પેશાબની રજા મળી એવો એનો અર્થ છે."

"તંયે-કોરટ એકલા એકલા શું નાસ્તો કરશે?"

"એ તો જેવી જે ન્યાયાધિશની પદ્ધતિ. કોઇના નાસ્તામાં થંડા જળનો પ્યાલો, અને કમાવેલ તમાકુની મેળવેલ અરધા પાનની પટ્ટીનો સમાવેશ થાય છે. કોઇનો નાસ્તો ફકત પવન ખાવાની લ્હેરમાંજ સમાય છે. કોઇનો ચ્હાં, તો કોઇનો દૂધના પ્યાલામાં નાસ્તો મનાય છે. કોઇનો ચ્હા ઉપરાંત એક બિસ્કીટ અગર બે પુરી અને બટાટામાં પરિપૂર્ણ થાય છે." મોનજી શેઠે કોર્ટની બહાર નકાભાઇને લઇ જતાં સમજણ પાડી.

કોર્ટમાં આવેલ પ્રેક્ષકોને પડતા મેલી અધ્યક્ષ એકલા અટુલા સૂક્ષ્મ આહાર કરે તો પણ 'શેઠ! ઉઠો રોટલો ખાવા' -- એવો ખોટો વિવેક પણ ન થાય, એ રીતિ આપણા નકાભાઇને તદ્દન અવ્યવહારિક અને સ્વાર્થિ લાગી; તેમજ પોતાનો કાંઇપણ અપરાધ નહીં છતાં કોર્ટ તેને વારંવાર ધમકાવે, એથી નકા નગરીઆને એવી ભીતિ લાગી કે રખે અમથા અને મફતચંદની પેઠે પોતાને પણ જેલ જાત્રા કરવી પડે. જેથી મુકદ્દમામાં હજી રસની હવે શરૂઆત થાય છે એવી સમજાવટથી મોનજી શેઠ નકા નગરીઆને ચાર પાંચ વખત કોર્ટના ઓટલા તરફ ખેંચી ગયા, છતાં તેનું મન ગામની દિશાએ દોરવાતાં, મોનજી શેઠને લાઇલાજે નકા નગરીઆ સંગાથે ઘેર ભણી જવું પડયું.



# પ્રકરણ ૧૩ મું.

## આ શું ?

જીંદલ-ગૃહમાં હમણાં હમણાં ધામધૂમ શાની ચાલી રહી છે ? કલાક બએ કલાકે મોટર, કાં રબર ટાયર વિક-ટોરિયા, કાં સાઇકલ એમ એમ અવનવા વાહનોની અવર જવર પૉર્ચમાં થયા કરે છે. હૉલની અંદર હાસ્યવિનોદ સંભળાય છે; રકાબી પ્યાલાના ખણખણાટ ખૂબ થયા કરે છે. સંગીતના મધુર સરોદો પણ દૂરથી સંભળાય છે. 'છે શું ?' નકા નગરીઆના શબ્દોમાં—' ગગી પીઅર આવી છે '. પિયેર આવી છે એટલે શું ? આણું વળવાનું છે ! કે કાંઇ લગ્ન નિમિત્ત છે, કે કાંઇ લૌકિક અવસર છે ! આંગળીને વેઢે ગણાય તેવા આ વ્યવહારિક પ્રસંગો સિવાય, પરણેલ દિકરી માવતરને ત્યાં શું કામ આવે ! આવે તો પણ ઘરમાં આનંદ શાનો ! કાંઇ સાસુના, કાંઇ સ્વસુરના, કાંઇ નણંદના, કાંઇ જેઠાણીના કળાપા બળાપાના પોટલા સાથે લાવવા જોઇએ, અને તે ઉખેળતાં મા દિકરીએ રાત્રિ દિવસ અશ્રુપાતમાં વ્યતીત કરવા જોઇએ; સાથે સાથે ભાઇ

ભોજાઇના મેણાં ટોણાં પણ ચાલુ થવાં જોઇએ. તેને બદલે મિ. અને મિસિસ મનહરલાલ અઠવાડિયા થયાં વેકેશન નિમિત્તે આવતાં, *નંદન-ગૃહ* આનંદ વિનોદમાં રેલી રહ્યું છે એટલે આપણા નકા નગરીઆ ઉપલા પ્રશ્નો કુદરતી રીતે કરે ખરા. પણ નકાભાઇએ ટુંક સમયમાં નવો જમાનો અવલોકયો અને અનુભવ્યો છે, એટલે હવે તે કેવળ ભોટ દીસતા નથી. પ્રથમ સમાગમમાં અગાઉ સરલા તથા નકો નગરીઓ એક બીજાને દેખીને હેબતાઇ ગયા હતા, તેવું અભિનય હવે દૃશ્ય થતું નથી. કારણ બંને એક બીજાના સ્વભાવથી પરિચિત થયેલ છે. નકો નગરીઓ જોકે સરલા કરતાં વયમાં ત્રણ કોડી વિશેષ હતો, તોપણ તેની નિદ્રાનો કાળ બાદ કરીએ, તો નકો અને સરલા વસ્તુતઃ સમાન વય અને સમ સ્વભાવના હતા એમ કહેવામાં અતીશયોકિત નથી. બંનેના હૃદય નિર્મળ અને નિર્દોષ હતા. બંનેનો સ્વભાવ હસમુખો અને આનંદી હતો. વયો-વૃદ્ધિના ચિન્હો ફકત ત્વચા અને કેશ ઉપરના બાદ કરતાં નકા નગરીઆના નેત્રો, કર્ણ મુખાદિ ઇન્દ્રિઓ પોતાની પ્રપૌત્રીના જેટલીજ તન્દુરસ્ત હતી. સરલાના આગમન પછી નકો નગરીઓ ઘણો ખરો કાળ તેણીની સાથે નંદન-ગૃહમાંજ નિર્ગમન કરતો હતો. મિ. સારંગધર નકા નગરીઆને ગાંડો ગાંડો કૂટી મારતા હતા, તેમને પણ ભૂલ હવે જણાઇ; અને તે પણ હવે પોતાના વડસ્વસૂર પ્રત્યે

પ્રેમભાવથી વર્તવા લાગ્યા. નકો અને સરલાનો સમાગમ એ જાણે કે ઓગણીસમી અને વીસમી સદીનો દૈવિ સંયોગ હોય એમ ભાસે છે. નકો નગરીઓ જેટલો પ્રાચીન વ્યવહારમાં કુશળ હતો, તેટલી સરલા અર્વાચીન કેળવણીમાં પારંગત હતી. નકો નગરીઓ જેમ માજનના કાવાદાવાનો ભોકતા થયો હતો, તેજ મુજબ આપણી સરલા બેન પરત્વે પણ એજ વ્યકિતની વક્રદૃષ્ટિ હતી. સરલાના લગ્નમાં ગાલિ પ્રદાનથી સંતોષ માનવામાં આવ્યો; અને છેવટે ત્યાં લગી નિંદા ફેલાવી કે—સરલાને તેના ધણીએ તજી દીધી છે, ફારગતી આપી છે. પણ જ્યારે મિ. અને મિસિસ મનહરલાલનું સજોડે નંદન-ગૃહમાં આગમન થયું, ત્યારે એ નિંદાખોરોના મુખ શ્યામ થયાં. નકો નગરીઓ માજનના ભૂતથી ગભરાયો, તો કુટુમ્બથી વિમુખ થયો, અને સંકષ્ટ ભોગવ્યું; ત્યારે સરલા અને તેના માતપિતા કેળવણી અને જાહેર હિમ્મતને પરિણામે એ વ્યકિતને મૃતવૃત લેખતા હતા; અને સ્મશાને ગયેલું શબ કદી બેઠું થતું નથી, એવી ચોક્કસ માન્યતાને લીધે જુઠી નિંદા અને ખોટા વ્યવહારને વશ નહીં થયા, તો તેમનો સંસાર ઉલ્ટો સુખી થયો. અર્થાત્ ઓગણીસમી સદીના નકો નગરીઆમાં નિર્બળતાનો ગુણ પ્રાધાન્ય હતો, ત્યારે વિસમી સદીની સરલામાં શૌર્ય અને મનોબળના ગુણ વિશેષ ખીલતા હતા. સરલાને નકો નગરીઆની સાથે વાર્તાલાપમાં ખાસ આનંદ મળતો.

એટલુંજ નહીં પણ ભૂતકાળનો ઇતિહાસ જાણવામાં નકો નગરીઓ ખાસ સાધનભૂત થતો. બીજી તરફ નકો નગરીઆને વર્તમાન પ્રગતિથી વાકેફ કરવાનું સરલા બેને માથે લીધું. હરવા ફરવામાં નકા નગરીઆને સાથેજ રાખવામાં આવતો.

નંદન ગૃહના આ માનિતા પરોણાઓ એક રાત્રે સિનેમા-થિયેટરમાં મોટરમાં બેસીને ગયા. ખાસ ઓરચેસ્ટ્રાની ટિકીટો ખરીદવામાં આવી. સરલા અને મિ. મનહરલાલની વચ્ચે આપણા નકા નગરીઆ ખુરશી ઉપર ગોઠવાયા. રંગભૂમિની મનોહર રચના, વિજળીની બત્તિના ઝળહળતા પ્રકાશ, વિજળીક પંખાના સુસવાટ અને પિયાનોના મધુર સરોદોથી નકો નગરીઓ દંગ થઇ ગયો. કોડિયાના દિવામાંથી વિજળી બત્તિ સુધી કેવી ઉત્ક્રાંતિ થઇ, અને વિદ્યુત્ત શકિત આધુનિક પ્રગતિમાં કેવો મહાન ભાગ ભજવે છે, તે વિષય પરત્વે સરલાએ સરળતાથી અને શાંત ચિત્તે પણ સંક્ષેપમાં નકા નગરીઆને સમજણ પાડી દીધી. દરમ્યાન ટોકરીના ટણટણાટ સાથે રંગભૂમિમાં અચબૂચ અંધારૂં થઇ ગયું, અને ઘોર તિમિર પ્રસર્યું; જેથી બાપડો નકો ગભરાયો. શું વાતાવરણમાં એકાએક વિપર્યાસ થયો હશે! અને તોફાની પવનના સુસવાટને લીધે બત્તિઓ ઓલવાઇ હશે! નકા નગરીઆની ભ્રાંતિ સરલાબેન તરત પારખી ગયાં; અને સમજણ પાડતાં આસ્તેથી

ખુલાસો કર્યો કે—અમૂક બટન દાબવેથી બત્તિઓમાં વિદ્યુત પ્રવાહ ચાલતો બંધ થતાં, બત્તિઓ સ્વયં બુઝાઇ જાય છે; અને એ બત્તિઓ બુઝાવવાનું કારણ પણ સમજાવીને સરલાબેને સામેના સફેદ પડદા તરફ ધ્યાન રાખવા નકો નગરીઆને સૂચવ્યું.

પહેલી ફિલ્મ—યુરોપમાં ચાલતા દારૂણ યુદ્ધના બનાવોને લગતી રજુ થઇ. શહેનશાહી લશ્કર રણાંગણ ઉપર પ્રવેશે છે—યાંત્રિક બળથી ચરો ખોદાય છે—લશ્કર ચરમાં દાખલ થાય છે—હયદળ અને પાયદળની વ્યૂહ રચના ગોઠવાય છે—યાંત્રિક તોપોમાંથી જેવા ધુમાડા નીકળવા માંડે છે, તેવો—મિ. મનહરલાલની પીઠ ઉપર કાંઇ સળવળાટ થયો; જેથી તેણે પાછળ દૃષ્ટિ કરી તો નકો નગરીઓ કાન આડા હાથ દઇ મિ મનહરલાલની પીઠ પાછળ મુખ ફેરવી ગયેલ, એટલે તેના નાકના ટેરવાનો સ્પર્શ મિ. મનહરલાલની પીઠને થતાં એ સળવળાટ મિ. મનહરલાલને લાગ્યો હતો. મિ. મનહરલાલને આ દૃશ્યથી જરા મંદ હાસ્ય ઉપજ્યું. સરલાબેનનું ધ્યાન ખેંચાતાં તે વસ્તુ સ્થિતિ સમજી ગયાં; જેથી નકા નગરીઆની ભ્રમણા દૂર કરતાં ખુલાસો કર્યો, કે એ તો કેવળ ચાલતાં ચિત્રો છે. એ ચિત્રોવાળી તોપોના ગોળા ઉડીને પ્રેક્ષક મંડળ સુધી પોંચે તેમ નથી. એટલે નકા નગરીઆનો જીવ પુનઃ હેઠો બેઠો.

'અજગરનું પરાક્રમ'-નામક બીજી ફિલ્મ શરૂ થઇ. યુરોપિય વાદીનું સુશોભિત મકાન દેખાય છે-પાસેના ખંડમાંથી એક મર્કટ પ્રવેશ કરે છે અને ખુરશીએ ગોઠવાય છે—પ્રથમ તે બટન દાબે છે તેવો એક બીજો મર્કટ નોકર હાજર થઇ ચ્હાનો સામાન લાવી ટેબલ પર ગોઠવે છે—ખુરશીએ બેઠેલા વાંદરજી ચમચાવતી સાકર નાંખી, તે ઉપર દૂધના ઠામમાંથી દૂધ રેડી ચ્હાનો પ્યાલો ગટગટાવી જાય છે. નકા નગરીઆને આ દ્રશ્યથી સાનંદાશ્ચર્ય ઉપજ્યું; અને ખુરશી ઉપર જરા જરા ઉંચા થઇને નિર્દોષ બાળકની પેઠે આંખો તાણી તાણીને એ દ્રશ્ય નિહાળવા લાગ્યા. પરંતુ નકાભાઇનો આનંદ ક્ષણિક હતો. કારણ વાંદરજીએ ચ્હા પીધા બાદ ટેબલ પર પડેલી કુમચીનો ફડાકો બોલાવતાં સામા ખંડમાંથી એક વિચિત્ર પ્રાણીને પ્રવેશ કરતાં જોઇ, નકા નગરીઆના ચ્હેરા ઉપર ભયાનક રસના તમામ ચિન્હો દેખાવા લાગ્યા. જો કે કરૂણાના પ્રસંગે-'મારા બાપલીઆરે'- એવો રાગડો તાણીને રૂદન કરવું નહીં, પણ નેત્રો ઉપર રૂમાલ મૂકીને બહુ તો નરમ પ્રકારના ડુસ્કાં લેવાં, તેમજ હાસ્યના પ્રસંગે— 'ખડ ખડ નહીં હસતાં માત્ર મુખ મલકાવવું', અને ભયના પ્રસંગે -ભીરૂતા નહીં દર્શાવતાં ભીમસેન જેવા પહેલવાન હોવાનો ડોળ કરવો- આ વગેરે વીસમી સદીના સામાજિક વિવેક [ etiquette ] ના નિયમોથી સરલાએ નકા નગરીઆને

વાકેફ કરેલ છતાં, બાપડા નકા નગરીઆથી ન રહેવાયું જેથી તેણે એકદમ ખુરશી ઉપર ઉભા થઇ જઇ- ' દોડો દોડો—પકડો પકડો ' - એવો ભારે ગોકીરો કરી મૂકયો. પ્રેક્ષક વર્ગમાં જે શાંતિ પ્રવર્તતી હતી તેમાં આ કારમી ચીસ સંભળાતાં, અચબૂચ ભંગાણ પડયું. કોઇએ કલ્પના કરી કે- લુંટારા કે હરામખોરો લૂંટ કરવા ધુસી ગયા છે. તેને હસ્તગત કરવાના હશે; કેટલાકે અટકળ દોડાવી કે -કોઇ ખીસાકાતરૂ ભાગે છે તેને પકડવાનો હશે; કેટલાકે તર્ક ચલાવી કે- કોઇ ખુની કે દારૂડીઆને કબજે કરવા આ સંજ્ઞા થયેલ છે. પરિણામે પ્રેક્ષક વર્ગમાં કેટલાંક બાનુઓ તો ગભરાઇ ઉજળાં પૂણી જેવાં થઇ ગયાં. નાના બુચ્ચાઓ બૂમ પાડી ઉઠયા. એક બે પારસી બાનુઓને તો મૂર્છાવટિક આવી ગઇ. તેને શાંત કરવા માટે- ' પાણી- પાણી '—એમ બીજી બાજુ બૂમો પડવા લાગી. આથી રંગ-ભૂમિમાં કોલાહલ મચ્યો, અને ફિલ્મનું કાર્ય બંધ પાડી વિજળીનો પ્રકાશ થતાં- ' શું છે! શું છે! કયાં છે! કોણ છે!' -એવા પ્રશ્નો સાથે પ્રેક્ષકો નકાભાઇ તરફ ધસી આવ્યા. નકા નગરીઆને કાં તો સર્પ કે વિછીનો ડંખ થયો હશે, અગર તો તેની ઘેલચ્છાના જુના મરજે પાછો ઉથલો માર્યો હશે, એવી સારંગધરની માન્યતા થઇ. પણ બત્તિના પ્રકાશ સાથે મર્કટ વગેરે જનાવરો અલોપ થઇ ફકત શ્વેત પડદો પોતાની દૃષ્ટિએ પડતાં પડદા તરફ આંગળી

બતાવી નકા નગરીઆના મુખમાંથી- 'આ શું !' એવા વિસ્મયજનક શબ્દો નિકળતાંજ, સરલા બેન સઘળો ભેદ લાગલા કલ્પી ગયા. ફિલ્મમાં અજગરને આવતાં દેખીને નકા નગરીઆ ભડકી જતાં તેણે ભયનો પોકાર કરેલો, તે સિવાય બીજું કાંઇ કારણ નથી એમ સરલા બેને ટોળે વળેલા પ્રેક્ષકોને ખુલાસો કરતાં, રંગભૂમિમાં અટ્ટ-હાસ્ય ઉત્પન્ન થયું. પોતપોતાના સ્થાને પાછા જતાં લોકોમાંથી -'બુઢ્ઢાનું કાતરીઉં ઘસેલું લાગેચ '- એવો કટાક્ષ મિ. સારંગધરના કર્ણ પર પડતાં તેમને ભોંય ભારે થઇ પડી; અને શરમિન્દા થઇ ગયા; જેથી નકા નગરીઆને તાબડતોબ ઘેર વિદાય કરી દેવાની તેણે હઠ પકડી. પણ સરલાએ પોતાના બુઢ્ઢા બાપાજીનો બચાવ કર્યો કે— અજ્ઞાની લોકો અન્ધકારમાં પીપળાની અંદર ભૂત કે ચુડેલ કલ્પી તેનાથી ભડકીને ભાગે, માટે અજ્ઞાનનો દોષ કાઢી તેનો તિરસ્કાર અને બહિષ્કાર કરવા કરતાં, જ્ઞાનિ અને સુશિક્ષિત પુરૂષોનો ધર્મ તો વાસ્તવિક સત્યનો પ્રકાશ પાડી, વસ્તુ પરિસ્થિતિનું જ્ઞાન આપવામાં સમાયેલો છે. નકા નગરીઆએ પડદા ઉપર-ના અજગરને નિર્જીવ માન્યા છતાં જો ગોકીરો કર્યો હોત તો હજુ તેમનો દોષ ગણાય ખરો, પણ એક ભયંકર વિકાળ વિષમ પ્રાણી પડદામાંથી નીકળી જો પ્રેક્ષક વર્ગમાં ઉતરી પડશે, તો અનેક જીવના સંહાર થશે, એવી તેની શુદ્ધ બુદ્ધિની માન્યતાથી પોતાના અને અન્યના પ્રાણુની રક્ષ

વાકેફ કરેલ છતાં, બાપડા નકા નગરીઆથી ન રહેવાયું જેથી તેણે એકદમ ખુરશી ઉપર ઉભા થઇ જઇ- 'દોડો દોડો—પકડો પકડો' - એવો ભારે ગોકીરો કરી મૂકયો. પ્રેક્ષક વર્ગમાં જે શાંતિ પ્રવર્તતી હતી તેમાં આ કારમી ચીસ સંભળાતાં, અચબૂચ ભંગાણ પડયું. કોઇએ કલ્પના કરી કે- લુંટારા કે હરામખોરો લૂંટ કરવા ધુસી ગયા છે. તેને હસ્તગત કરવાના હશે; કેટલાકે અટકળ દોડાવી કે -કોઇ ખીસાકાતરૂ ભાગે છે તેને પકડવાનો હશે; કેટલાકે તર્ક ચલાવી કે- કોઇ ખુની કે દારૂડીઆને કબજે કરવા આ સંજ્ઞા થયેલ છે. પરિણામે પ્રેક્ષક વર્ગમાં કેટલાંક બાનુઓ તો ગભરાઇ ઉજળાં પૂણી જેવાં થઇ ગયાં. નાના બુચ્ચાઓ બૂમ પાડી ઉઠયા. એક બે પારસી બાનુઓને તો મૂર્છાવટિક આવી ગઇ. તેને શાંત કરવા માટે- 'પાણી-પાણી'—એમ બીજી બાજુ બૂમો પડવા લાગી. આથી રંગ-ભૂમિમાં કોલાહલ મચ્યો, અને ફિલ્મનું કાર્ય બંધ પાડી વિજળીનો પ્રકાશ થતાં- 'શું છે! શું છે! કયાં છે! કોણ છે!'-એવા પ્રશ્નો સાથે પ્રેક્ષકો નકાભાઇ તરફ ધસી આવ્યા. નકા નગરીઆને કાં તો સર્પ કે વિછીનો ડંખ થયો હશે, અગર તો તેની ઘેલચ્છાના જુના મરજે પાછો ઉથલો માર્યો હશે, એવી સારંગધરની માન્યતા થઇ. પણ બત્તિના પ્રકાશ સાથે મર્કટ વગેરે જનાવરો અલોપ થઇ ફક્ત શ્વેત પડદો પોતાની દૃષ્ટિએ પડતાં પડદા તરફ આંગળી

બતાવી નકો. નગરીઆના મુખમાંથી- 'આ શું !' એવા વિસ્મયજનક શબ્દો નિકળતાંજ, સરલા બેન સઘળો ભેદ લાગલા કલ્પી ગયા. ફિલ્મમાં અજગરને આવતાં દેખીને નકા નગરીઆ ભડકી જતાં તેણે ભયનો પોકાર કરેલો, તે સિવાય બીજું કાંઇ કારણ નથી એમ સરલા બેને ટોળે વળેલા પ્રેક્ષકોને ખુલાસો કરતાં, રંગભૂમિમાં અટ્ટ-હાસ્ય ઉત્પન્ન થયું. પોતપોતાના સ્થાને પાછા જતાં લોકોમાંથી -'બુઢ્ઢાનું કાતરીઉં ઘસેલું લાગેચ '- એવો કટાક્ષ મિ. સારંગધરના કર્ણ પર પડતાં તેમને ભોંય ભારે થઇ પડી; અને શરમિન્દા થઇ ગયા; જેથી નકા નગરીઆને તાબડતોબ ઘેર વિદાય કરી દેવાની તેણે હઠ પકડી. પણ સરલાએ પોતાના બુઢ્ઢા બાપાજીનો બચાવ કર્યો કે— અજ્ઞાની લોકો અન્ધકારમાં પીપળાની અંદર ભૂત કે ચુડેલ કલ્પી તેનાથી ભડકીને ભાગે, માટે અજ્ઞાનનો દોષ કાઢી તેનો તિરસ્કાર અને બહિષ્કાર કરવા કરતાં, જ્ઞાનિ અને સુશિક્ષિત પુરૂષોનો ધર્મ તો વાસ્તવિક સત્યનો પ્રકાશ પાડી, વસ્તુ પરિસ્થિતિનું જ્ઞાન આપવામાં સમાયેલો છે. નકા નગરીઆએ પડદા ઉપરના અજગરને નિર્જીવ માન્યા છતાં જો ગોકીરો કર્યો હોત તો હજુ તેમનો દોષ ગણાય ખરો, પણ એક ભયંકર વિકાળ વિષમ પ્રાણી પડદામાંથી નીકળી જો પ્રેક્ષક વર્ગમાં ઉતરી પડશે, તો અનેક જીવના સંહાર થશે, એવી તેની શુદ્ધ બુદ્ધિની માન્યતાથી પોતાના અને અન્યના પ્રાણની રક્ષા

માટે સહાયની બૂમ પાડે, તેમાં તેનો બીલકુલ અપરાધ ગણાય નહીં. સરલાની એ દલીલને મિ. મનહરલાલે પણ પુષ્ટિ આપતાં મિ. સારંગધરે પોતાનો વિચાર માંડી વાળી, થયેલ ભંગાણ માટે મેનેજરની ક્ષમા ચાહતાં, ફિલ્મનું કાર્ય આગળ ચાલ્યું.

નકો નગરીઓને આ છેવટનો કટુ અનુભવ મળ્યો. તેનું પરિણામ એ આવ્યું કે આયંદે સભામાં ગભરાટ કે આશ્ચર્ય-ના ખુલ્લાં ચિન્હો નહીં દર્શાવવાની તેમણે પોતાના મનથી મજબૂત ગાંઠ વાળી. એટલે ત્યારપછીના દૃશ્યો તેમણે મુંગે મોઢે જોયા કર્યાં. તોપણ સરલા પોતાના બાપાજીનું મન રંજન કરવા, અને જ્યાં જ્યાં કાંઇ ખુલાસા કે વિવરણની આવશ્યકતા જણાય, ત્યાં ત્યાં તેવા ખુલાસા કે વિવરણ કરવાની પોતાની પવિત્ર ફરજ ચૂકયા નહીં.



# પ્રકરણ ૧૪ મું.

## મોંના ! વાત માંડવી પડશે ?

સવારનો નાસ્તો લીધા પછી મેશર્સ સારંગધર તથા મનહરલાલ બંને ફરવા નીકળી પડયા. એટલે પાછળ સરલા તથા નકો નગરીઓ બે જણાજ હૉલમાં રહ્યા.

"બેન ! મને તો આજે આખી રાત વાંદરા અને અજગરનાંજ સપનાં આવ્યાં." નકા નગરીઆએ સરલાને *ગગી* ને બદલે *બેન*થી સંબોધી સિનેમાની વાતનો આરંભ કર્યો.

"કેમ બાપાજી ! સ્વપ્નમાં પણ કાંઇ બીક લાગી કે શું ?"

"ના. ના. હાલતા ચિતર હતા, પછી બીવાનું કારણ નો'તું. પણ બેન ! હું પુછું છું કે–એ ચીતરવાળા જનાવર તી સાચાં કે ખોટાં ?"

"એ જનાવરો મૂળ સાચાં."

"હં–એં !"

"હા. બાપાજી. એ પ્રાણીઓને પાળીને કેળવી ને પછી તેમની પાસેથી ચિત્રમાં જોયું તે પ્રમાણે આબાદ કામ લેવાય છે. તેની છબીઓ તે મુજબ યંત્રથી પાડેલ છે."

"અ-હા-હા-હા! બેન! અમારા વખતમાં મદારીના ડાકલાનો જરા ડગડગાટ થતો, કે અમે છોકરાં નાગાં પુગાં સુસભર્યાં ધોડી જતાં; અને વાંદરાજી ખભે લાકડી લઇ બે પગે જરા નાચ કરતો, કે અમે છોકરાં ખડખડ હસી પડતાં. ઓહો! બેન! એના કરતાં આ વાંદરાં તો ઓહો કામ કરે છે."

"સરલા બેન! વાંદરાની શી વાત ચાલે છે?" મોનજી શેઠે પ્રવેશ કરતાં પૂછ્યું.

"કેમ! મોનજીભાઇ! આવો આવો." નકાભાઇએ આવકાર આપ્યો.

"નકાભાઇ! તમે મને પ્રેમથી *મોંનો* કહેશો એમાં મને વધારે આનંદ આવશે." મોનજીએ કીધું. સરલા બેનને જરા હાસ્ય ઉપજ્યું.

"મને મોનજી કરતાં 'મોંનો' વધારે ફાવે છે એ ખરૂં, પણ આટલું તો ચોક્કસ છે મોનજીભાઇ! કે આપણા વખતની બોલીમાં કાંઇક તોછડાઇ હતી, જ્યારે હવે હું જોઉં છું તો એક બીજાને વિવેકથી બોલાવવાની રીત

ચાલે છે. તો પછી આપણે પણ તેવી રીતે શા માટે સુધારો ન કરવો !"

"સરલા બેન ! નકાબાપા ઉપર તમે તો કાંઇ જાદુઇ અસર કરી જણાય છે. તેમની ભાષામાં પણ કાંઇ અજબ ફેરફાર હું તો જોઉં છું. વાંદરાની વાત શી ચાલતી હતી ?" મોનજીએ પૂછ્યું.

"એ તો બાપાજી તથા અમે બધાં ગઇ કાલે સિનેમા જોવા ગયા હતા, તેમાં જનાવરની ફિલ્મ આવી હતી, તે વિશે પ્રસ્તુત વાર્તાલાપ ચાલતો હતો."

"ઓહો ! નકાભાઇ ! ત્યારે તમે સિનેમા પણ જોયું ખરૂં !"

"હા–મોંના ! મને તો એ લાગી આવે છે કે કેળવણીથી વાંદરા અને અજગર પણ સુધરી શકે છે, છતાં આપણા નાતના શેઠીઆ કેમ સુધરતા નથી ?"

"નાતના પટેલીઆઓ કેળવણી લેવાની કે જમાનો જોવાની દરકાર કરે તો સુધરેને ! નકાભાઇ ! તમે સાંભળ્યું ને ! અમથાચંદ—મફતચંદવાળા કેસનો ફેંસલો આવી ગયો તે ?"

"ના. ના. શું થયું મોંના ?"

"અમથાચંદ તથા મફતચંદે વાઘરણને વાણીઆણી તરીકે ઠોકી બેસાડી, ગગલચંદને પરણાવી રૂપીઆ કઢાવ્યા, તે ગુન્હા માટે તે બંનેને કોર્ટે શિક્ષા કરી."

“ તી-ઇ મોંના ! ઘરડે ઘડપણે બેડી પેરવી આકરી તો લાગશે ! ”

“ કોરટે તે બંને ઉપર દયા કરી છે. બંનેની વૃદ્ધાવસ્થા ધ્યાનમાં લઇ કેદની શિક્ષા મોકુફ રાખી કેવળ દંડનીજ શિક્ષા ફરમાવી છે. બીજા બધાં કેદીઓને સખત કેદની સજા ફરમાવી છે. ”

“ મોંના ! હું તો આજ સુધી એમ માનતો તો કે માજનના શેઠીઆની એવી હાંક વાગતી હશે, કે તેનું કોઇ નામ પણ ન લઇ શકે. ”

“ નહીં. નહીં. હવે કાંઇ પોપા બાઇનું રાજ નથી. રંક કે તવંગર ગમે તે ગુન્હો કરે, તે બધાય ઇનસાફની નજરમાં સરખાજ તકસીરવાન ગણાય છે. ”

“ ભેદભાવ કાંઇ પણ નંઇ ? ” નકાએ પ્રશ્ન કર્યો.

“ મોનજી કાકા ! કાયદા પોથીમાં વર્ણ-ભેદના છાટડા તો અત્યારે પણ ક્યાંક ક્યાંક જોવામાં ક્યાં નથી આવતા! ” સરલા બેને જરા સુધારો મૂકયો.

કાયદો શું અને વર્ણ-ભેદ શું તે વિશે આપણા નકાભાઇનો અભ્યાસ હજુ બાકી હતો; એટલે કાંઇક પ્રશ્ન પૂછવા જવાની તૈયારી કરવા જતા હતા ત્યાં—‘ It's a long long way............’— એવી વ્હિસલના સૂર કાઢતે કાઢતે, મિ. સારંગધરે હૉલના મુખ્ય દ્વારમાં પ્રવેશ કર્યો.

નકો–નગરીઓ.



"મોંના! વાત માંડવી પડશે?"—પાનું ૧૮૫

ત્યાં ટપાલવાળાએ બે ત્રણ છાપાં અને કાગળો આપ્યા, તે હાથમાં લઇ સારંગધર સરલા બેન નજીક કોચ ઉપર બેઠા. તેનીજ પાછળ મિ. મનહરલાલ પણ એક ખુરશી ઉપર ગોઠવાઇ ગયા.

"ઓ-માઇ ગૉડ! ગજબ થઇ!!" અંગ્રેજી છાપું ફોડી, તેમાં નજર કરતે કરતે સારંગધરે વિસ્મય સૂચક અભિનય કર્યું.

"પપા! શું ખબર છે?" સરલા બેને આકાંક્ષાથી પૂછ્યું.

"બહુ જુલમ થયો. રશિયાના ઝારને ઠાર માર્યો."

"હેં-હેં! શું કહો છો?" આ વાકય બોલતાં સરલાના ચ્હેરા ઉપરથી જાણે રતાશ ઉડી ગઇ હોય, એવું નકા નગરીઆએ બારિક અવલોકન કરતાં જોયું. નકી કાંઇક માઠો બનાવ બની ગયો છે, અને નકી કોઇ નજીકના સગાસબંધીને બારવટીઆએ ઠામ પૂરો કરી નાખ્યો હશે તેના સમાચારનો મેલો આવ્યો હોવો જોઇએ એવું અનુમાન કરી બાપડા નકા નગરીઆથી ન રહેવાયું તે હળવેથી મોનજી શેઠના કાનમાં પૂછ્યું કે—"**મોંના! વાત માંડવી પડશે?**"

મોનજી શેઠ એકદમ ખડખડ હસી પડયા. 'કાકા કેમ હસ્યા?' એવો પ્રશ્ન પૂછતે પૂછતે હાસ્યનો ચેપ આજુબાજુ ફેલાતાં બીજાના મોઢાં પણ પહોળાં થવા લાગ્યા. મરણના

માઠા સમાચાર આવે, તેજ ઘડીએ માથા ઉપર ફાળિયું નાખતે નાખતે-'મારા-બાપલીઆરે' એમ પોક મૂકવાને બદલે, આજકાલના આ લોકોને ઉલટું હાસ્ય ઉત્પન્ન થાય છે એવી નિષ્ઠુરતા પોતાની જીંદગીમાં કદી પણ જોયેલ નહીં, એટલે આપણા નકાભાઇના મનમાં પ્રથમ ઘૃણા ઉત્પન્ન થઇ; તેની સાથે પોતે કાંઇ અરધાનો ખુરદો તો નથી કર્યોને એમ સંશયમાં પડતાં, પાછળથી લજ્જાના ચિન્હો તેના ચ્હેરા ઉપર દૃશ્ય થયા.

"હી-હી-હી-હી! નકાભાઇ પૂછે છે કે રશિઆના ઝારની વાત માંડવી પડશે કે કેમ?" મોનજી શેઠનો આ ખુલાસો સાંભળતાં તો બધાય એકી સાથે ખડખડ હસી પડયાં. મોનજી શેઠને તો હસવાની સાથે જે ઉધરસ ઉપડી, કે બે મિનિટે માંડમાંડ દમ વળ્યો. હજુ પણ આપણા નકાભાઇ તો હાસ્યનું કાંઇપણ કારણ કલ્પી શકયા નહીં. બીજાં કરતાં ખસુસે મોનજી જેવો વ્યવહાર કુશળ માણસ હસવામાં કેમ ભળ્યો હશે, અને તેની લાગણી કેમ બુઠ્ઠી થઇ ગઇ હશે, તેના સંકલ્પ વિકલ્પમાં નકાનગરીઆને તો ભોં ભારે થઇ પડી.

"એ નકાભાઇ! રશિયાનો ઝાર મરે તેમાં આપણને કાંઇ સ્નાન કે સૂતક નહીં." મોનજી શેઠ હાસ્યના ચેપ-માંથી હજુ પણ મુકત થયા નહોતા.

" મોનજી કાકા ! આપણે બધા બાપાજી ઉપર હસીએ છીએ તેમાં આપણી ભારે ભૂલ થાય છે. રશિયા શું અને ઝાર કોણ તેનું એમને જો જ્ઞાન હોત તો બાપાજી કદીપણ આવો પ્રશ્ન કરતજ નહીં. " સરલા બેન સમગ્ર મંડળીને મિઠો ઠપકો આપતાં બોલ્યા.

" બાપાજી ! યુરોપખંડમાં રશિયા નામનો એક મોટો મુલક છે. તેનો રાજા **ઝાર** કહેવાય છે. તેના મોતના ખબર છાપામાં છપાયા છે. " સરલા બેન છાપામાં આવેલા તાર-સમાચાર વાંચતે વાંચતે નકાભાઇને સમજણ પાડવા લાગ્યા.

" મોનજી ! આપણા વખતમાં તો શેરીનું એક કુતરૂં મરતું, તો બે દી રોટલોયે ન ભાવતો, અને આવો એક રાજા જેવો રાજા મરે છે, છતાં તમે બધાં હસો છો કાં ? " નકા નગરીઆને હવે જરા હિમ્મત આવી એટલે પૂછવા માંડયું.

" નકાભાઇ ! આપણી આગલી દુનિયા તો આપણી શેરી કે ગામ, અગર બાર ગાઉ જેટલા વિસ્તારની અંદર સમાઇ જતી હતી, એટલે પછી કુતરૂં કે બિલાડું મરે તે પણ આપણે નજરે જોતાં, અને આપણી લાગણી ખેંચાતી. પણ અત્યારનું જગત એથી અનેકગણું મોટું છે, તોપણ તાર અને ટેલિફોનથી એવું સંધાઇ ગયું છે, કે દિને ઉગ્યે પૃથ્વીને એક છેડે કયાંક ધરતીકંપ થાય કે જ્વાળામુખી

ફાટે તેના ધડાકાથી હજારો માણસો દટાઇ મુવાના કે બળી ગયાના સમાચાર વાંચીએ; તો બીજે છેડે કોઇ સ્ટીમર ડુબી જવાથી હજારો જીવોએ પાણી પીધાના વર્તમાન વાંચીએ; કયાંક ખાણ ખોદતાં ભડાકા થાય, તો કયાંક ટ્રેનો સામ-સામી અથડાતાં ધડાકા થાય અને જાણે ઘાણી પુરે તેમ સેંકડોની સંખ્યામાં માણસોનો કચ્ચરઘાણ વળતો હોય—આવા આવા રોજરોજ બનતા માઠા બનાવોના કાંઇ ખરખરા કરવા બેસાય નહીં, કે પાથરણાં મંડાય નહીં. પરંતુ ચ્હા કે કાફીનો પ્યાલો પીતાંપીતાં, અગર સિગાર કે બીડી પુંકતાં પુંકતાં —'ગજબ થયો'— એટલો ઉદ્દગાર અરસપરસ કાઢીએ એટલે પત્યું." મોનજી શેઠે ખેદ દર્શાવવાની આધુનિક પદ્ધતિનું સ્ફોટન કર્યું.

"અને એથી આગળ વધવું હોય, તો દિલસોજીનો એક તાર મોકલવો.' મિ. સારંગધર પોતાના વડસ્વસુરને સંભળાવતાં બોલ્યું તો પોતાના જમાઇ મિ. મનહરલાલ પ્રતિજ રાણીને બોલ્યા.

"અમારા વખતમાં તો બાપુ પોઢતા ત્યારે હડતાલ પડતી; અને હવે હડતાલ ન પડે, બેન!" નકો નગરીઆને સરલા બેનનો સંતોષ હતો, એટલે તેમની પાસેથીજ જાણવા માગ્યું.

"બાપાજી! હડતાલ તો હજુ પણ પડે ખરી. 'પણ આ રશિયાનો રાજા કાંઇ આપણા ઉપર રાજ કરતો નથી.

વળી તે રાજાએ પોતાની પ્રજાને ખોટી રીતે દબાવી, લડાઇ-માં ઉતારી, ચગદીને એવી તો પાયમાલ કરી નાખી કે પ્રજાએ બળવો કરી એ રાજાને ગાદીએથી ઉઠાડી મૂકયો; અને પછી મોતની શિક્ષા ફરમાવી." સરલાએ પોતાના બાપાજીને ઇતિહાસ સંક્ષિપ્તમાં કહી સંભળાવ્યો.

"બેન ! હવે ત્યાં કોણ ગાદીએ બેઠું છે ?"

"બસ. લોકોએજ સત્તા હાથમાં લીધી છે, અને લોકોજ હવે ત્યાં રાજ્ય ચલાવે છે."

"મોંના ! આપણા વખતમાં તો લોકો રાજ કરે એવું કયાંઇ નોતું."

"નકાભાઇ ! વિલાયત તરફના લોકોમાં તો રાજા હોય તોપણ લોકમતને અનુસરીને તેમણે રાજ ચલાવવું જોઇએ, એમ લાંબા વખતથી ત્યાંની પ્રજાએ રાજા ઉપર અંકુશ મૂકયો છે. આપણા રાજાઓ પણ રૈયતને દિકરા સમાન ગણી અગાઉ રાજ્ય ચલાવતા હતા, અને રૈયતના હાથમાં-જ ઘણીખરી સત્તા હતી."

"મોનજી કાકા ! એ કેવી રીતે ?" સરલાને રાજ-કીય વિષયમાં વિશેષ આનંદ પડવા લાગ્યો.

"બેન ! વિલાયતના દેશોમાં કાયદો અને ન્યાય પાર્લા-મેન્ટના હાથમાં આવ્યાને બહુ તો બે સૈકા થયા હશે; ત્યારે આપણે ત્યાં તો એ સત્તા મૂળથીજ લોકોના હાથમાં

ફાટે તેના ધડાકાથી હજારો માણસો દટાઇ મુવાના કે બળી ગયાના સમાચાર વાંચીએ; તો બીજે છેડે કોઇ સ્ટીમર ડુબી જવાથી હજારો જીવોએ પાણી પીધાના વર્તમાન વાંચીએ; કયાંક ખાણ ખોદતાં ભડાકા થાય, તો કયાંક ટ્રેનો સામ-સામી અથડાતાં ધડાકા થાય અને જાણે ધાણી ફુટે તેમ સેંકડોની સંખ્યામાં માણસોનો કચ્ચરઘાણ વળતો હોય—આવા આવા રોજરોજ બનતા માઠા બનાવોના કાંઇ ખરખરા કરવા બેસાય નહીં, કે પાથરણાં મંડાય નહીં. પરંતુ ચ્હા કે કાફીનો પ્યાલો પીતાંપીતાં, અગર સિગાર કે બીડી ફુંકતાં ફુંકતાં —'ગજબ થયો'— એટલો ઉદ્દગાર અરસપરસ કાઢીએ એટલે પત્યું." મોનજી શેઠે ખેદ દર્શાવવાની આધુનિક પદ્ધતિનું સ્ફોટન્ન કર્યું.

"અને એથી આગળ વધવું હોય, તો દિલસોજીનો એક તાર મોકલવો.' મિ. સારંગધર પોતાના વડસ્વસુરને સંભળાવતાં મોઢું તો પોતાના જમાઇ મિ. મનહરલાલ પ્રતિ જ રાખીને બોલ્યા.

"અમારા વખતમાં તો બાપુ પોઢતા ત્યારે હડતાલ પડતી; અને હવે હડતાલ ન પડે, બેન!" નકા નગરીઆને સરલા બેનનો સંતોષ હતો, એટલે તેમની પાસેથીજ જાણવા માગ્યું.

"'બાપાજી! હડતાલ તો હજુ પણ પડે ખરી.' પણ આ રશિયાનો રાજા કાંઇ આપણા ઉપર રાજ કરતો નથી.

ના ઘર; પછી રાજ શું હયે ! ધૂળ ને ઢેફાં ! ! આજ ફર્નિચર-માં–કાચનો નકલી સામાન અને કપડાં લત્તાનો જે પરિગ્રહ વધ્યો છે તેવું અગાઉ નહોતું. ત્યારે તો ઘરવખરી સાચી ગણાતી–સોના અને રૂપામાં. તે તો કાં હોય–બચકીમાં અને કાં હોય–બાવડાં ઉપર. પછી પાછળથી ઘરમાં રાજા વાંસડો ફેરવે, તો નિકળે ખાલી હાંડલા અને ટોડાં ! બીજું શું ? ”

આપણા વડવા મનોબળિયા, સત્યાગ્રહી અને સાદા જીવન ગાળી કેવા સુખી હતા, એ સાર જ્યારે સરલાએ ખેંચ્યો; ત્યારે હાંડલા અને ટોડાના જમાનાવાળા લોકો આધુનિક સંસ્કૃતિના અભાવે કેવી જંગલી અવસ્થા ભોગ-વતા હતા, એ તારતમ્ય સારંગધરે તારવ્યું.

વાત આગળ ન ચાલી, કારણ બેબી બકુલને બાબા-ગાડીમાં ફેરવીને હૉલમાં આયાએ લાવતાં, દાયરો વિખરાયો.

હતી. દરેક ગામે ગામની પંચાયત હતી, અને ત્યાં ગામના ફેંસલા લોકોજ ચૂકવતા. વિલાયતના દેશોમાં નાણાંની ચાવી પ્રજાના હાથમાં આવી, તે પહેલાં ત્યાંના રાજાઓ નિરંકુશ હતા; જ્યારે આપણે ત્યાં તો મૂળથીજ રાજાઓ ઉપર મહાજનનો અંકુશ હતો. ગામ ઘણાંખરાં શાહુકારો ઇજારે રાખતા; રાજ્યને શાદી ગમી કે તેવા અસાધારણ પ્રસંગે નાણાંની જરૂર હોય તો શાહુકાર કાઢી આપતા. લોકોની ખોટી કનડગત રાજા કરતો, તો મહાજન સદાબરૂં ગામ છોડવા તૈયાર થતું, એટલે પછી રાજા મનામણા કરતા."

"મોંના! કાં ભુલી જા! હઠીભી બાપુએ કન્યાચોરીનો વેરો વધાર્યો તયે તો માજને રીસામણું કર્યું'તું, ને ઉચાળા ભર્યા'તાં; બે ગાઉ આપણાં ગાડાં ગયા'તાં, ને બાપુ પગે ચાલીને આવી પોંચ્યા'તાં, અને ગાડાં આડાં સુતા'તાં, ને માજનને મનાવ્યુ'તું, ને પછી બધાં પાછા આવ્યા'તાં." નકા નગરીઆએ એક સૈકા પહેલાની વહીનું પાનું ફેરવ્યું.

"મોનજી કાકા! અત્યારે રૈયત હિજરત કરે તો તેની મિલકત જપ્ત થાય છે; તો તે વખતે સ્થાવર મિલકતની રાજા જપ્તી ન કરતા?" સરલા બેને શંકાથી પ્રશ્ન કર્યો.

"હેં-હેં-હેં-હેં! બેન! આજની પેઠે તે કાળમાં લોકો પાણાંમાં નાણાં નહોતા નાખતા. આજની પેઠે બે ત્રણ ભોંની હવેલીઓ ત્યારે નહોતી. ટોડાના બેઠી બાંધણી-

સ્વદેશીનું ચણતર ચણાવા માંડયું. ગામેગામ નગર કિર્તન કે પ્રભાત ફેરીના નાદમાં– 'સ્વરાજ' અને 'સ્વદેશી' નાજ સુર સંભળાવા લાગ્યા; અને જેલ *મહેલ* સમી મનાવા લાગી.

અગાઉ સાહેબલોક જેવા પોશાકમાં– બાબુ છે કે બુટલેલ, અગર વાણીઓ છે કે વટલેલ–એ ઓળખવાની આપણા નકાભાઇને મુંઝવણ પડતી. ત્યારે હવે ખાદીની ટોપી અને ખાદીના ઝબ્બામાં—બાવો છે કે બ્રાહ્મણ, વાંઝો છે કે વણિક, ભંગી છે કે ભાટીઓ, લુહાર છે કે લુહાણો, મિયાં છે કે મહાદેવ, અગર મહાત્મા છે કે મૌલાના— એ પારખવાની તેથી વિશેષ ગણી મુંઝવણ તેમને આવી પડી હતી. પણ હવે આ શંભુ મેળામાં *નાતબાર*ની કશી બ્હીક નહોતી. જેથી નાતજાતની પૃચ્છાની આગલી રીત હવે નકાભાઇએ બંધ કરી.

આચાર વિચાર અને રહેણી કહેણીમાં આર્યાવર્તમાં આટલું બધું પરિવર્તન થાય છે, છતાં સાહેબલોક સમા સારંગધર હિમાલયની જેમ હજુ અડગ કાં ઉભા છે! એવી એવી શંકાઓ વખતે વખતે આપણા નકાભાઇના મનમાં ઉદ્દભવતી; પણ નકાભાઇને ચોકખે ચોકખું કોણ કહેવા હિંમત ધરે કે– તેના એ જામાતૃ પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી પૂરેપૂરાં રંગાયેલા છે. હિન્દુસ્થાનની જરજરિત નાતોને તિરસ્કારતાં છતાંયે એ નાતમાં માનનારા છે. કલણમાં

# પ્રકરણ ૧૫ મું.

## સમયના પ્રવાહમાં.

કાળચક્ર જાણ્યે અજાણ્યે નિરંતર ફર્યાજ કરે છે. નકા નગરીઆના વડવાના જન્મારામાં એક સો વરસે જગતના ઇતિહાસનું પાનું ભરાય તેવો માંડ એકાદ બનાવ બનતો હશે. ત્યારે નકાભાઇ એવા નસિબદાર કે અત્યારે દિન ઉગ્યે પૃથ્વીની ઉથલપાથલના રોજરોજ કાંઇ ને કાંઇ બનતા અગત્યના બનાવો તેમણે જોયા કે જાતે સાંભળ્યા. જરમની જેવી મહાન શહેનશાહત તુટી, કૈસર પદભ્રષ્ઠ થયો, મહાન વિગ્રહ બંધ પડયો, નાની પ્રજાના આત્મ નિર્ણયના હકોના રક્ષણના નામે વર્સાઇલમાં તાગડા રચાયા, એશિયા અને આફ્રિકાની પ્રજા માટે નવીન પણ મજબૂત બેડીઓ ઘડાવા લાગી. નર અને નાણાંનો પૂરો ભોગ આર્યાવર્તે પણ વિગ્રહમાં આપ્યો, તેના બદલામાં **રૌલેટ** કાયદાની તેને નવાઝેશ થઇ. જલીઆંવાળા બાગના હત્યાકાંડની સાથેજ *ગાંધી-યુગ*નો ઉદય થયો. આર્યપ્રજામાં સ્વમાનની જાગૃતિ આવી. કોમે કોમ અને હિન્દુ-મુસ્લિમ ઐકયના પડઘા સંભળાયા. અંત્યજોદ્ધારની જોસભેર ઝુંબેશ ચાલવા માંડી. અહિંસાત્મક અસહકારનો પાયો મહાત્માજીએ નાખ્યો; અને તે પાયા ઉપર

સ્વદેશીનું ચણતર ચણાવા માંડયું. ગામેગામ નગર કિર્તન કે પ્રભાત ફેરીના નાદમાં– 'સ્વરાજ' અને 'સ્વદેશી' નાજ સુર સંભળાવા લાગ્યા; અને જેલ મહેલ સમી મનાવા લાગી.

અગાઉ સાહેબલોક જેવા પોશાકમાં— બાબુ છે કે બુટલેલ, અગર વાણીઓ છે કે વટલેલ–એ ઓળખવાની આપણા નકાભાઇને મુંઝવણ પડતી. ત્યારે હવે ખાદીની ટોપી અને ખાદીના ઝબ્બામાં—બાવો છે કે બ્રાહ્મણ, વાંઝો છે કે વણિક, ભંગી છે કે ભાટીઓ, લુહાર છે કે લુહાણો, મિયાં છે કે મહાદેવ, અગર મહાત્મા છે કે મૌલાના— એ પારખવાની તેથી વિશેષ ગણી મુંઝવણ તેમને આવી પડી હતી. પણ હવે આ શંભુ મેળામાં *નાતબાર*ની કશી બ્હીક નહોતી. જેથી નાતજાતની પૃચ્છાની આગલી રીત હવે નકાભાઇએ બંધ કરી.

આચાર વિચાર અને રહેણી કહેણીમાં આર્યાવર્તમાં આટલું બધું પરિવર્તન થાય છે, છતાં સાહેબલોક સમા સારંગધર હિમાલયની જેમ હજુ અડગ કાં ઉભા છે! એવી એવી શંકાઓ વખતે વખતે આપણા નકાભાઇના મનમાં ઉદ્દભવતી; પણ નકાભાઇને ચોકખે ચોકખું કોણ કહેવા હિંમત ધરે કે– તેના એ જામાતૃ પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી પૂરેપૂરાં રંગાયેલા છે. હિન્દુસ્થાનની જરજરિત નાતોને તિરસ્કારતાં છતાંયે એ નાતમાં માનનારા છે. કલબમાં

# પ્રકરણ ૧૫ મું.

## સમયના પ્રવાહમાં.

કાળચક્ર જાણ્યે અજાણ્યે નિરંતર ફર્યાજ કરે છે. નકા નગરીઆના વડવાના જન્મારામાં એક સો વરસે જગતના ઇતિહાસનું પાનું ભરાય તેવો માંડ એકાદ બનાવ બનતો હશે. ત્યારે નકાભાઇ એવા નસિબદાર કે અત્યારે દિન ઉગ્યે પૃથ્વીની ઉથલપાથલના રોજરોજ કાંઇ ને કાંઇ બનતા અગત્યના બનાવો તેમણે જોયા કે જાતે સાંભળ્યા. જરમની જેવી મહાન શહેનશાહત તુટી, કૈસર પદભ્રષ્ઠ થયો, મહાન વિગ્રહ બંધ પડયો, નાની પ્રજાના આત્મ નિર્ણયના હકોના રક્ષણના નામે વર્સાઇલમાં તાગડા રચાયા, એશિયા અને આફ્રિકાની પ્રજા માટે નવીન પણ મજબૂત બેડીઓ ઘડાવા લાગી. નર અને નાણાંનો પૂરો ભોગ આર્યાવર્તે પણ વિગ્રહમાં આપ્યો, તેના બદલામાં રૌલેટ કાયદાની તેને નવાઝેશ થઇ. જલીઆંવાળા બાગના હત્યાકાંડની સાથેજ *ગાંધી-યુગ*નો ઉદય થયો. આર્યપ્રજામાં સ્વમાનની જાગૃતિ આવી. કોમે કોમ અને હિન્દુ-મુસ્લિમ ઐકયના પડઘા સંભળાયા. અંત્યજોદ્ધારની જોસભેર ઝુંબેશ ચાલવા માંડી. અહિંસાત્મક અસહકારનો પાયો મહાત્માજીએ નાખ્યો; અને તે પાયા ઉપર

મોનજી શેઠજ આવેલા હોય. પણ નંદન-ગૃહની પાર્ટી ઉજવાયા પછી આઠમે રોજ ડેલીની સાંકળ ખખડી, અને નકા નંગરીઆ ઉઘાડવા ગયા, ત્યારે, મોનજી શેઠને બદલે મનજી પોસ્ટમેન નીકળ્યો; અને 'નકા નગરીઆ આ તમારૂં પારસલ'— કહી પોસ્ટમેને પોંચ સહી કરવા આપી. માજનની નોટીસની હવે કાંઇ નકાભાઇને બીક નહોતી; એટલે વગર આનાકાનીએ પોંચમાં સહી તો કરી આપી, અને ટપાલવાળો પારસલ મૂકીને ચાલ્યો પણ ગયો. પરંતુ 'બાપા! ખોલોની પારસલ !' –એમ ઝકલબાઇએ ઉપરાચાપરી કહ્યા છતાં, –'સારંગધર મેતાને ત્યાં હમણાં જમણ થયું તેનો કાંઇ ડખો હોય તો ! અને વખતે તેના કોઇ દાવ દુશ્મને આ કંડીઓ મોકલ્યો હોય અને ખોલતાં વખતે સરપ નીકળી પડે તો!'-એમ હડફાની પાળી સુધીનો ભય પારખવાની વિદ્યા જેમને વારસામાં ઉતરેલ હોય તેવા નકાભાઇનું મન માને ખરૂં ! જેથી એ પારસલ ખોલતાં પહેલાં મોનજી શેઠનો મત લેવા નકાભાઇએ ઓહોંસ કરતાં, લાઇલાજે એક છોકરાને ઝકલબાઇએ મોકલી મોનજી શેઠને તેડાવ્યા. ઝકલબાઇએ મોનજી શેઠને વસ્તુસ્થિતિ સમજાવી, એટલે મોનજીભાઇએ વાણિયાશાહી હાસ્ય કરી– 'હેં-હેં-હેં-હેં ! એમાં તે બીવાંપણું શું હોય ! લાવો–હું ખોલી આપું ?' –કહી પારસલ તોડી તેમાંથી કાગળે વીંટેલ વસ્તુ નકાભાઇના હાથમાં આપી.

નિયમિત હાજરી આપનાર, સાહેબ સાથે શેકહેન્ડ કરનાર, પરદેશી પરિધાનને પરમ પ્રેમથી પોષનાર—વગેરે વગેરે વ્યકિતઓનોજ તેમની 'નાત' અને 'વાડા' માં સમાવેશ થતો હતો. નકાભાઇના સમયમાં પ્રજા તે પ્રજા—એટલે એક આખું સુદ્રઢ અંગ ગણાતું. જ્યારે હવે પ્રજાઅંગના બે કટકા થઇ ગયેલ હતા. પહેલો કટકો— **લોકપક્ષી**, અને બીજો ટુકડો— **સરકારપક્ષી**.

જેમ ધર્માચાર્યો *પરિવ્રાજક* માંથી *પરમહંસ* ની પદવી આપે છે, તેમ સરકારના કર્માચાર્યો પણ *મિસ્તર* માંથી *રાવ બહાદુર* બનાવે છે. તેજ ધોરણે આપણા મિસ્તર સારંગધરને 'રાવબહાદુર'ની ઉપાધિનો અલંકાર અર્પણ થયો, ત્યારે નંદન ગૃહમાં ભારે આનંદમંગળ વર્તાઇ રહ્યો. હૉલમાં મોટી મિજલસ થઇ, અને ખાણાપીણી પણ ચાલી. પણ આ પ્રસંગે સરલા બેન સાસરે હતા, જેથી તેની ગેરહાજરીમાં નકાભાઇનો કોઇએ ભાવ પણ ન પૂછયો. નકાભાઇના વખતમાં આ પ્રણાલિકાનો પ્રચાર બીલકુલ નહોતો, જેથી આ શુભ પ્રસંગ શી બાબતનો છે એ વિષય તેના મનમાં ઘોળાયા કરતો.

સરલા બેનની ગેરહાજરીમાં નકાભાઇ ઘણુંખરૂં ઝકલુબાઇની સાથેજ કાળ નિર્ગમન કરતા. જ્યારે જ્યારે ડેલીની સાંકળ બહારથી ખખડે, ત્યારે ત્યારે ઘણે ભાગે

મોનજી શેઠજ આવેલા હોય. પણ નંદન-ગૃહની પાર્ટી ઉજવાયા પછી આઠમે રોજ ડેલીની સાંકળ ખખડી, અને નકા નંગરીઆ ઉઘાડવા ગયા, ત્યારે, મોનજી શેઠને બદલે મનજી પોસ્ટમેન નીકળ્યો; અને 'નકા નગરીઆ આ તમારૂં પારસલ'— કહી પોસ્ટમેને પોંચ સહી કરવા આપી. માજનની નોટીસની હવે કાંઇ નકાભાઇને બીક નહોતી; એટલે વગર આનાકાનીએ પોંચમાં સહી તો કરી આપી, અને ટપાલવાળો પારસલ મૂકીને ચાલ્યો પણ ગયો. પરંતુ 'બાપા! ખોલોની પારસલ !' -એમ ઝકલબાઇએ ઉપરાચાપરી કહ્યા છતાં, -'સારંગધર મેતાને ત્યાં હમણાં જમણ થયું તેનો કાંઇ ડખો હોય તો ! અને વખતે તેના કોઇ દાવ દુશ્મને આ કંડીઓ મોકલ્યો હોય અને ખોલતાં વખતે સરપ નીકળી પડે તો!'-એમ હડફાની પાળી સુધીનો ભય પારખવાની વિદ્યા જેમને વારસામાં ઉતરેલ હોય તેવા નકાભાઇનું મન માને ખરૂં ! જેથી એ પારસલ ખોલતાં પહેલાં મોનજી શેઠનો મત લેવા નકાભાઇએ ઓહોંસ કરતાં, લાઇલાજે એક છોકરાને ઝકલબાઇએ મોકલી મોનજી શેઠને તેડાવ્યા. ઝકલબાઇએ મોનજી શેઠને વસ્તુસ્થિતિ સમજાવી, એટલે મોનજીભાઇએ વાણિયાશાહી હાસ્ય કરી- 'હેં-હેં-હેં-હેં ! એમાં તે બીવાંપણું શું હોય ! લાવો-હું ખોલી આપું ?' -કહી પારસલ તોડી તેમાંથી કાગળે વીંટેલ વસ્ત નકાભાઇના હાથમાં આપી.

"મોંના! આ શું છે?" નકાભાઇએ ધ્રુજતે હાથે લેતાં પૂછ્યું.

"કાગળ ઉખેળી નાખોની, એટલે ખબર પડે!"

"અરે! મોંના! અણીવાળા સૂયા જેવું આ શું છે?" કાગળમાંથી ચીજ નીકળતાં જોઇને નકાભાઇ બોલી ઉઠયા.

"આ તો સુદર્શન ચક્ર લાગે છે." મોનજી શેઠે વસ્તુ પારખીને કીધું.

"અરરર! મારી નાંખ્યા. બાપરે! શરીરમાં ભોંકાય તો સવાશેર લોહ નીકળી પડે, એવું આ નાનકડું ભાલું છે. આ કેણે મોકલ્યું?"

"જુઓ. જુઓ. એમાં કાગળ પણ છે. સરલાબેને મોકલ્યું લાગે છે."

"સરલાએ! હેં! સરલાએ!" નકાભાઇનો સાદ ફાટી ગયો. "મોંના! કાગળમાં શું છે! વાંચ તો ખરો!"

મોનજી શેઠે કાગળ ફોડીને વાંચ્યોઃ—

'પરમપૂજ્ય બાપાજી,

તમે તો હમણાં હૉલમાં ખુબ મઝા માણતા હશો. લાચાર છું કે અમે તેમાં ભાગ લઇ શકયા નથી. એટલે અમે તો પપાને મુબારકબાદીનો તાર કર્યો હતો, જે તમારા જાણવામાં આવ્યું હશે. તમને યાદ હશે કે એક રોજ બપોરના તમે

તમારા વખતમાં ઘેરઘેર રેંટીઆ ચાલતા હોવાની વાત કરેલી, ત્યારે હું હસી પડી હતી. પણ તમારી એ વાત હસી કાઢવા જેવી નહોતી, એમ હવે મને જ્ઞાન થયું છે. આંહી આખા મલાકામાં સ્વદેશીની ચળવળ પૂર જોશમાં ચાલે છે. ઘેરઘેર રેટીંઆ ચાલુ થઇ ગયા છે. હું પ્રથમ શરમાતી, પણ 'મહિલા કાંતણ ક્લાસ'માં દાખલ થયા પછી હવે સારૂં કાંતતાં શીખી ગઇ છું, અને તેમાં સારો રસ લેતી થઇ ગઇ છું. તમે જાણીને ખુશ થશો કે—'મલાકા-મહા મંડળ' તરફથી મને ચંદ્રક પણ મળ્યો છે.

બેબી બકુલ ચાલતાં શીખી ગયાનું પપા લખતા હતા; પણ તેની તબીઅત નરમ રહ્યા કરે છે તે જાણી મને ઘણી ચિંતા થયા કરે છે. તમે બેબી બકુલને વખતે વખતે ખોળામાં બેસાડી રમાડતા હશો.

બાપાજી! તમને હું આંહીંથી શું સંભારણું મોકલી શકું! યાદ કરી કરીને બે ચીજો મન ઉપર આવી—**ટોપી અને તકલી.** બંને જો કે નજીવી કિંમતની છે, પણ મારા મનથી અમૂલ્ય ગણું છું. પહેલી ચીજ—તમારા માથાનો ભાર હળવો કરે તેમ છે. વળી તેનું કાપડ મારા હાથથીજ કાંતેલું છે. બીજી ચીજ તો—તમારા જેવા આગલા કસાએલા અને અનુભવીને હાથે સોળ કલા કરે તેમ છે એવી મારી ખાત્રી છે. તે ઉપરનો તમારા હાથનો નમૂનો અમને જરૂર મોકલશો.

અમારૂં મંડળ મેમેન્ટો [સ્મૃતિ—ચિન્હ] તરીકે સાચવી રાખશે, અને તમારો ઉપકાર માનશે. મોનજી કાકા રોજ મળતા હશે અને ગમ્મત પડતી હશે.

લી: તમને સદા સંભાળતી અને તમારો
સમાગમ ઇચ્છતી
**સરલા**ના જય ભારત.'

કાગળ પૂરો વાંચીને મોનજીભાઇ બોલ્યા: "લ્યો નકાભાઇ! તમે તો સરલાબેનના હૃદયમાંથી બીલકુલ ખસતા-જ નથી."

"પણ આવો સૂયો તેણે શા માટે મોકલ્યો?" નકાભાઇ હજુ માથું ખજવાળતા હતા.

"તમે હજુ સમજ્યા નહીં! એ તકલી છે તે! તમે તે ઉપર સુતર કાંતી તેનો નમુનો મોકલજો એમ બેન લખે છે તે ન સમજ્યા?"

"પણ મોંના! આવી રૂપાની તરકલી! આપણા વખતમાં તો માવજી મકવાણો, અલી આરબ, બનેસંગ બાપુ સંધાય વાંસના છોયાનો કટકો, અને હેઠે ગોળ ઠીકરાની કટકી એવી તરકલી ઉપર સબોસબ સુતરના ઢગલા કરતા."

"નકાભાઇ! જમાનો આગળ વધતાં, સુધારો પણ બધો વૃધ્ધ્વોજ જોઇએ કે ના! હવે લોઢાની તકલી, ત્રાંબાની

તકલી, પીતળની તકલી અને પૈસાવાળાના રમકડાં તરીકે રૂપા કે સોનાની તકલી પણ આવે છે."

"મોંના! એને આ ટોપી ઠીક મોકલી. પેરવાની મજા પડશે." ટોપી હાથમાં લઇ માથા ઉપર મૂકવા માંડી.

"સરલાબેન તો હજુ છોકરૂં કહેવાય, પણ તમે ઘરડે ઘડપણે કાં વરસ વેંચો!" મોનજીએ મશ્કરી કરી; "ચોરણા પછેડી ઉપર પાઘડીને બદલે આ ટોપી શોભશે ખરી?"

"કાં–આં! ટોપી પેરવામાં વાંધો શું છે! ઘરમાં આપણે પાઘડી એક કોર મૂકીને માથે ફાળીઉં વીંટતા તેના બદલે ટોપી પેરીએ એમાં શરમ શું! વળી આપણે તો કે'તા કે– 'ટોપીમાં બે ગુણ–નંઇ વેરો, નંઇ વેઠ' એ કાં ભુલી જા!"

"એ ગુણ તો અત્યારે સાહેબ લોકની ટોપીમાં ગણાય, પણ આ *ગાંધી* ટોપી પેરીને બજારમાં નીકળશો, તો સીપાઇ પકડશે, અને સોટા ખાવા પડશે, તે સમજ્યા! અત્યારે તો વાયરો વાય છે. જુવાનીઆ જેના તેના કપડાં ખેંચી લયે છે, અને કાપડની હોળી કરે છે. પણ ઉફાંણો બેસી જશે એટલે પાછા જ્યાંના ત્યાં સમજવું."

"ના. બાપા. ના. એવો ચાળો આપણે નથી કરવો. સારંગધરૂ મેતાને પૂછ્યું છે?" ઝકલભાઇ બોલ્યા.

"હા. નકાભાઇ! રાવ બહાદુરને ખબર પડશે, તો બંગલામાં પણ પગ મુકવા નહીં દયે."

"મોંના! એક મુંઝવણ મારા મનમાં હમણાં આવ્યા કરે છે, તી પુછું?"

"હું–અં. પૂછોની."

"તી–આ સારંગધર મેતા કાઠીઆવાડી મટી હમણાં કોંકણી થઇ ગયા છે?"

"નકાભાઇ? આ તમે શું બોલો છો?"

"તંયે–હમણાં તમે બધા તેને 'રાવ–રાવ' કરો છો, તી આ *રાવ* કોણ! આપણા વખતમાં ઓલ્યો બાબારાવ નિશાળ પાસે રેવડી તડાકેદાર વેંચતો, ઇ જાતના આ 'રાવ' કેવાય?"

"અરે! નકાભાઇ! તમે તો પાછી ગજબ કરવા માંડી. આવું કયાંઇ બીલકુલ બોલશો નહી. જેમ રાજાઓમાં સોરઠના 'રા' અને કચ્છના 'રાવ' કહેવાય, તેમ લોકોમાં પણ આવા અનેક તાજ વગરના 'રાવ' હિન્દુસ્થાનની સરકારે ઉત્પન્ન કર્યા છે. જેમ રાવથી સંબોધાતા રાજા માથે મુગટ હોય છે, તેમ લોકો માટે 'રાવ' શબ્દની સાથે બે કલગી તોરા વળગાડેલા હોય છે. મોટી કલગીવાળા–*રાવ–બહાદુર* કહેવાય, અને નાની કલગીવાળા *રાવ–સાહેબ*



સર સંતલાલનો વારો ગવર્નર સાહેબને
હસ્ત ધૂનન કરવાનો આવ્યો—પાન ૨૦૨

કહેવાય." મોનજી શેઠના આ ખુલાસા પછી નકાભાઇ મુંગા થઇ ગયા, અને વાત બંધ પડી.

દરેક પંથ અને ધર્મમાં સુખ શાંતિના આદર્શ તરીકે અને પુણ્ય પ્રભાવના પરચા તરીકે *સ્વર્ગ* ની કલ્પના કરેલી હોય છે. ખસુસે જૈન મતમાં તો *દેવ-લોક* ની કલ્પના મોવાળો ચીરવા જેવી ચોકસાઇથી થયેલ છે. દરેક દેવલોક વચ્ચે અંતર અને તેના માપ, દરેક દેવલોકમાં વિચરતા દેવો, અને તેના દિવ્ય વૈભવો ઇત્યાદિનું બહુજ રસિલું વર્ણન જોવામાં આવે છે. તેજ પ્રમાણે આ 'ખિતાબી-ખલ્ક' ના પણ દેવલોક હોય છે. પહેલું દેવલોક નાકના દાંડા આગળ બે ડગલા છેટે આવેલું છે; તેમાં પ્રાંતના *મોટા-સાહેબ* બિરાજે છે. ત્યાંથી સંખ્યાતા જોજન ઉપર બીજું દેવલોક આવે છે, તેમાં *ગવર્નર સાહેબ* બિરાજે છે. ત્યાંથી સંખ્યાતા જોજન ઉપર પાંચસોમે મજલે ત્રીજું દેવલોક આવે છે, તેમાં '*વાઇસરૉય સાહેબ*' બિરાજમાન થયેલ છે. ત્યાંથી અસંખ્યાતા જોજન સુધી લવણ સમુદ્ર અને પછી ક્ષિર સમુદ્ર, અને પછી મધના સમુદ્રને પેલે પાર ચોથું દેવલોક આવે છે. ત્યાં અંકે રત્ન, રૂપાની પાટ, મોતીના હાર ઝગમગે છે. તેની અંદર મુકિતશિલ્લા છે. તે સિદ્ધશિલ્લા ઉપર ભરતખંડના *મહા-મંત્રી* બિરાજમાન થયેલ છે.

તે સ્વામિ કેવા છે ? સૂવર્ણે-સુગંધે-સુરસે-ભુખ નહીં-દુઃખ નહીં-માયા નહીં-મમતા નહીં-સોગ નહીં-રોગ નહીં-ભીરૂના ભેરૂ-માયાના મારણહાર-તરસ્યાના તારણહાર-અનંત અનંત સુખ સુખની લ્હેરમાં બિરાજી રહ્યા છે. ધન્ય સ્વામિનાથ! તમે ત્યાં બિરાજો છો, હું અપરાધી દીન કિંકર ઇત્યાદિ-ઇત્યાદિ, [ખિતાબી આમણા-ભાગ ૨ જો].

આપણા રાવ બહાદુર સારંગધરને પહેલા દેવલોકનું સુખ તો કયારનુંયે પ્રાપ્ત થઇ ચુકયું હતું; અને બીજા દેવલોકમાં પ્રવેશ કરવાનો અધિકાર મળ્યો, એટલે કે પારલૌકિકને બદલે લૌકિક ભાષામાં કહીએ તો-પાટનગરમાં ગવર્નર-સાહેબની *લેવી*માં હાજર થવાનું તેમને ઇજન મળ્યું, ત્યારે તો તેમના સુખની સીમાજ ન રહી. એ દેવલોકમાં કેવા પુણ્યાત્મા અને બુદ્ધાત્મા વસતા હશે, તેનો ઝાંખો ખ્યાલ તો આપણને ખુદ રાવ બહાદુરની પોતાની નોંધ પોથી ઉપરથીજ આવી શકે તેમ છે.

ગવર્મેન્ટ-હાઉસમાં અનેક નાઇટ બહાદુરો, સરો, રાવ બહાદુરો, સરદાર બહાદુરો અને શમ્શુલ-ઉલમાઓનો શંભુ મેળો જામ્યો હતો. સર **સં**તલાલ નાત ઉપરવટ થઇ તાજેતર વિલાયત જઇ આવેલા, અને અંગ્રેજોની રાજદ્વારી સંસ્થાઓનું પણ બ્હોળું જ્ઞાન મેળવી આવેલા, તેનો વારો ગવર્નર સાહેબને હસ્ત-ધૂનન કરવાનો આવ્યો. ગવર્નર

–સાહેબના ગજવામાં જેટલો ગુજરાતી ભાષાનો શબ્દ ભંડોળ હતો, તેટલોજ સર સંતલાલના શિરમાં અંગ્રેજી ભાષાનો ભંડાર હતો. ગૃહ મંત્રીએ પ્રસ્તુત ઓળખાણ પડાવ્યા બાદ ગવર્નર સાહેબે હસ્તેમુખે હાથ મિલાવી પૂછ્યું:— "Well Sir Sanklal! So, you had been to London also? [કેમ! સર સંકલાલ! તમે લંડન પણ જોયું કે!]"

"યસ્સર." સરે નીચા નમીને જવાબ વાળ્યો.

"Saw Parliament and its sittings! [પાર્લામેન્ટ અને તેની બેઠકમાં પણ હાજરી આપી હતી કે!]"

"યસ્સર."

"Very good. Did you meet **Benn**! [વારૂ. બેનને તમે મળ્યા હતા કે!]"

"નો–સર. બેનને અમે સાથે નહોતા લઇ ગયા. અમે એકલા ગયા હતા."

"Oh! I see–What's your opinion about **Bonar Law.**! [હં. હું સમજ્યો. બોનર લો વિશે તમારો શો મત છે!]"

"ગુડ. ગુડ. નામદાર સાહેબ! ખરૂં પુછો તો અમારા દેશના, **હિન્દુ લો** અને **મોહમદન લો** કરતાં આપનાં દેશનાં **બોનર-લો** બહુ સારાં ગણાય; મારો એ અદના ઓપિયમ [મત] છે."

"Is that so! [એમકે!]"

નજીક ઉભેલા કેટલાકે ખિસામાંથી રૂમાલ કાઢી મોઢા આડા દીધા. માર ધક્કો ને કાઢ બહાર— એમ સર સંતલાલનો વારો પૂરો થતાં, તેને એક કોર ખેસવી નાખ્યા. *લેવી*માંથી પાછા ફરતાં હુસહુસાટ હજુ હળવો પડયો નહોતો. ખસુસે સરદાર બહાદુર શ્યાવકશા શેઠના જડબાં-પાંસળાં તો હજુ ઉંચાજ હતાં, અને 'O-oh! my!'–એમ દીર્ઘશ્વાસ લેતેલેતે સર સંતલાલના વાંસામાં તેમણે ધપ્પો માર્યો, અને પૂછ્યું:–"એઇ! સર શંખ! આય તે સું ભાંગરો વાટીઓ?"

"કેમ! શું થયું?" સર સંતલાલે ડોક ફેરવીને પૂછ્યું.

"તો દીકરી! ન જાનતા હોઇએ તો મુંગા મરીએ."

"પણ છે શું?"

"ત્યારે *બેન* કોન તે તું સમજ્યો?"

"હા. વેલુ બેન."

"અરે, મુવો તું સર નો થતો! ગવંડરસાબ 'વેજવુડ બેન'નું પુછટાં ઉટાં."

"ઓત્તારી! એ તો આપણને ખબર નહીં."

"અને બચારા ઓનર લૉને તમારા હિન્દુ–લૉ ભેગો કાંય કાંધ મારીયો?"

" કાં–આં ? "

" તારૂં માહું ! *બાનર લૉ* વેલાતનો પરઢાન છે, એતલું બી ન જાનીએ ? "

આ કિસ્સો રાવબહાદુરે પોતાની નોંધ પોથીમાંથી સરલાબેનને સવિસ્તર લખી મોકલ્યો, ત્યારે સરલાબેને પ્રત્યુત્તરમાં માત્ર એટલુંજ જણાવ્યું કે– 'તમારા સરનાઇટો ભીંત ભૂલે છતાં ડહાપણના ભંડાર અને સ્હેજ હસી કાઢવાનું, ત્યારે અમારા નકાબાપા સ્હેજ ભૂલ કરે તો ગાંડા અને ગમાર અને તમે લોકો તેનાથી મોઢું મરડો–આતે ક્યાંનો ન્યાય !' પોતાનીજ પુત્રિ તરફની આ ટીકા રાવબહાદુરને જરા ભારે લાગી.



## પ્રકરણ ૧૬ મું.

### શેઠ મોટાતણું સર્વ મોટું.

કવિ દલપતરામ કહે છે કે– 'શેઠ મોટાતણું સર્વ મોટું '– એ ન્યાયે મોટા માણસનું ધન મોટું તેમ ધાસ્તી પણ મોટી. મોટા માણસના શરીર રક્ષાના સાધનો મોટા, તેમ તેના દરદ પણ મોટા. મોટા માણસની શરદી મોટી, તેમ ગરમી પણ મોટી. ગરીબ માણસનો શિયાળો પોષ માસમાં બેસે, અને માહ મહીને ખતમ થાય; ત્યારે મોટા માણસની શિશિર ઋતુ કારતકે શરૂ થઇ, છેક ચૈત્ર આખર સુધી ચાલ્યા કરે. મહા માસમાં નકાભાઇ જેવાને તો નદીએ કે કૂવે થંડા પાણીમાં પડવાનું ગમે, અને ઉઘાડે ડીલે બહાર નિકળવાનું મન થાય; પણ ગાંડામાં કુટી પાડે એવી મોનજી કે ઝકલબાઇની દલીલથી ફકત ફાળીઉં અરધા અંગે અડાડે ત્યારે રાવ બહાદુરના અંગ ઉપરથી ગોદડાં જેવા કોટ પાટલૂન, અને માખણ જેવું મુલાયમ મફલર ચૈત્ર માસના ધોમ ધગતા તાપમાં પણ ખસ્યા ન હોય, તો પછી કુટુમ્બના બીજાં અંગભૂતોનું તો પૂછવુંજ શું! ખસુસે મોટા ઘરમાં રૂપાને પારણે ઝૂલતા લક્ષ્મિપુત્રની

જીવનરક્ષાની કેટલી કાળજી રખાતી હશે, તે તો નકાભાઇ-ની જાડી બુદ્ધિમાં ઉતરેજ શાનું! એટલે વખતે વખતે એણી બકુલને બાબાગાડીમાં ઝકલબાઇને ઘેર આયા રમાડવા લઇ આવતી, ત્યારે વારે ઘડીએ નકાભાઇ ઝકલને પુછપુછ કરતા કે- 'હેં ઝકલ! આ ભનકાને આખો દી' ઢબુરી રાખે છે, ફક્ત બે આંખ્યુંજ તગતગે છે, બીજું કાંઇપણ દેખાતું નથી, તી બીચારૂં મુંગું ઝાડ મુંઝાતું નંઇ હોઇ?' ત્યારે ઝકલબાઇ ધમકાવીને એટલોજ ખુલાસો આપી શકતા કે- 'બાપા! તમે મુંગા રહોની! તમે આજની રીતમાં શું સમજો!' પરંતુ જો એણી બકુલની જીંહ્વા ઉપર જંગબારી પોપટની પેઠે ભાષા-જ્ઞાન ચઢયું હોત તો ટપ દેતે કહી દેત કે— 'મને કુદરતનું તાજું સ્મરણ છે, એટલે હું તમને હજુ બરાબર ઓળખું છું; મને પણ તમારા નાનપણની અદેખાઇ આવે છે: અને મને પણ નાગુંપુગું રહેવું બહુ ગમે છે, જેથી આ કપડ-કોટમાં પૂરાયેલો હું કેદી, પાટું મારીને કપડાં ખેસવું છું -ભેંકડો તાણું છું- આંખોના અણસારા કરૂં છું તો પણ મને કોઇ સમજતું નથી એટલે લાચાર છું.' કુદરતને કોરડે મારનાર આવા સારંગધરને ત્યાં બકુલ કેમ મોટો થયો હશે એ એક કોયડો છે.

રાવબહાદુર સારંગધર ભલે વૈદકશાસ્ત્ર ભણ્યા નહોતા તોપણ બધી પાટ ગણ્યા તો હતા. એટલે અંગ્રેજી છાપામાં

આવતી પ્રત્યેક જાહેર ખબરથી એટલા બધા પરિચિત રહેતા હતા કે— કબજિયત માટે વિલાયતી મીઠાથી માંડી ઈનોઝ ફ્રુટ-સૉલ્ટ, ‘ કુટણોજ-પાઉડર ’ અને અમેરિકન, જરમન, જપાન, ઇત્યાદિ દરેક દેશની દરેક પ્રકારની છેલ્લામાં છેલ્લી ઢબના પેરેફિનના બાટલાઓના સંગ્રહ તેમને ત્યાં જોઇ શકો. જરી નાક સળવળ્યું, તો સ્મેલિંગ-સૉલ્ટથી માંડી ‘ યુકાલિપ્ટસ-ઑઇલ ’ કે ‘ વેપેક્ષ ’ અને ઇનફ્લ્યુએન્ઝાની અટકાયત માટેની દરેક જાતની રંગબેરંગી શીશીઓનો ઢગલો તેમને ત્યાં તૈયારજ હોય. પ્લેગ કે મેલેરિયાના જંતુઓ ભલે બસેંહ ગાઉ દૂર બણબણતા હોય, તો પણ એ હરામખોર જંતુઓને પોતાના કમ્પાઉન્ડ તરફ આવતા હાંકી કાઢવા માટે ‘ ફિનાઇલ ’ ‘ ફ્લિટ ’ ઇત્યાદિ જંતુનાશક સાધનો વડે લડત ચાલુ થઇજ સમજવી; અને દિવસના ત્રણ ત્રણ વખત આ કાર્ય કરવા નોકરો ઉપર પોતાની જાતી દેખરેખ રહેતીજ હોવી જોઇએ. ભુલ્યે ચુકયે ગામ કે પરગામનો કોઇ જરી-પુરાણો કે સ્હેજ કરચલીવાળા કપડાં સજીત સગો કે સાગવી તેમને મળવા આવ્યો, તો બાર હાથ છેટે રાખીને વાત પતાવે; અને વાંસો દેખાડે કે લાગલો તેટલી જમીનનો ભાગ જંતુનાશક લોશનથી સાફ થયેલોજ સમજવો.

સ્વચ્છતાના નિયમોમાં જેટલી ઝીણવટ, તેનાથી બમણી ઝીણવટ ખાનપાનમાં પણ રખાતી. આપણા દેશી ઘઉં

કરતાં વિલાયતી 'શ્રેડેડ-વીટસ' માં વિટામીન 'એ' ની ગોળાકૃત્તિનો પરીઘ ઘણો મોટો હોય છે, એવા પેકબંધ ડબ્બાઓ ઉપર ગોળ સીલ હોવાથી ખાત્રી માનવાની તેમની નૈસર્ગિક શકિત હતી. ઘરની રોટલી કરતાં '**પોલસન બ્રેડ બટર**' ની પોલાણમાં વિટામીન **-એ-સી-ડી-ટી-** ભરચક હોય છે, એવું સમજવાની ફકત તેમનીજ બુદ્ધિ ચાલી શકતી. દેશી મીઠાઇમાં *કાર્બોહાઇડ્રેઈટ* અને *પ્રોટીડનું* પ્રમાણ માપસર હોતું નથી, એટલે નુકસાનકરતા છે એમ તેમની પૂરી પ્રતિતી હતી; માટેજ હાથની આંગળીનું ટેરવું વટિક પણ નહીં અડકેલી હન્ટલી-પામરની બિસ્કીટ, કે પ્રીકફ્રીનની પ્રેસ્ટ્રીજ વપરાતી. 'ભજીઆં' તો ભારે પડે, પણ *સેંડ-વીચ* પચવામાં સુગમ અને સુતરા ગણાય. છોકરાં-ઓ માટે કેસા કંદોઇના પતાસાં કે પાચેલ કાજુ પાચક નહીં, પણ 'કેડબરી' ની *ચોકલેટ* ચાલી શકે. મકનદાસના 'ટોપરાંપાક' કરતાં 'મેકીનટૉશ' ની *ટોફી* તન્દુરસ્તીને બંરની ગણાય. આટલું છતાંયે ઘરનાં કોઇ કુટુમ્બીજનને જરી ઉધરસનું ઠસ્કુ આવ્યું, કે પેટમાં જરી જીવડાં ઓલ્યા કે નાક જરી સડસું થયું, તો ડાકટરોની દોડાદોડીજ સમજવી. તેમાંય જો થર્મોમીટરનો પારો અરધી ડીગ્રી ઉંચે ચઢયો, તો સૂવાજ પડયા. પલંગ ઉપર રજાઇ, અને તે સાથે બ્લાંકેટમાં વિટળાવું પડે. સારંગધરના સૂત્રાનુસાર

શરીરને ખાતર ડાકટર નહીં, પણ *ડાકટરને ખાતર શરીર;* અને ડાકટરને ખાતર દવા નહીં, પણ *દવાને ખાતર ડાકટર.*

સરલાના બચપણમાં આ સાહેબી પરિપકવ થઇ નહોતી, એટલે તે તો અરધ દેશી અને અરધ પરદેશી રીતે મોટી થઇ. પરંતુ બકુલ તો ઘોડીઆમાંથીજ *રાવ બહાદુર* ની સાહેબીમાં પુરેપુરો માણેલો, એટલે 'મેલિન્સ–ફુડ,' 'ગ્લાકસો' 'કવેકર ઓટસ' અને 'ઓવલટાઇન' ના અમૃતપાનથી શરીર બંધાતે બંધાતે બાર વર્ષનો થયો, ત્યારે તેને પાંખ આવી; અને એ રાજહુંસ પિંજરમાંથી છુટવાનો ફફ્ડાટ કરતો.

કયાં એવી બકુલનું બાળપણ, અને કયાં નકાભાઇનું નાનપણ! કયાં વીસમી સદીનું સંસ્કારવાળું સુધરેલું પ્રાણી, અને કયાં ઓગણીસમી સદીનું કુદરતને ખોળે રમતું જંગલી પ્રાણી! કયાં મુવા વાંકે જીવતું ખોળીઉં, અને કયાં જીવનના જોમથી ઘડીભર મોતને પણ ઠેલતું થડીઉં!

કાર્લાઇલ કે કીંગ્ઝલી જેવો કોક પંડિત એમ સુણાવે છે કે— *કહેવાતા અસંસ્કારી પ્રાણીઓના દુર્ગુણો કરતાં, કહેવાતા સંસ્કારી પ્રાણીઓના દુર્ગુણો દારૂણ હોય છે.* [ *Vices of so called civilization are far worse than vices of so called uncivilization.* ]

નકો નગરીઓ વીસમી સદીના આ બધા જીવન ક્રમથી અપરિચિત હોઇ, એક રીતે તેને સુખશાંતિ અને નિરાંત

હતી. જેથી પુરસદના ઢગલા હોવાથી આહાર નિદ્રાનો કાળ બાદ કરતાં, બાકીના વખતમાં સરલાબેનના સંભારણાવાળી તકલી તે હાથપર લેતા. ટુંક સમયમાં કામ એવું સુન્દર અને સફાઇબંધ કાઢવા લાગ્યા, કે એ નમૂનો એક હાથમાંથી બીજા હાથમાં જતાં, શહેરમાં એ સુતર પાછળ ધીમે ધીમે લોકો ઘેલા થવા લાગ્યા. ઝકલબાઇની ડેલીમાં અગાઉ ફક્ત મોનજી શેઠ સિવાય બીજાનો ભાગ્યેજ પગરવ હતો; ત્યારે હવે તો આ કલાનું રહસ્ય શિખવા માટે શાળાના નાના મોટા વિદ્યાર્થીઓનો પણ તેની ડેલીમાં દરોડો પડવા લાગ્યો. અને ઝકલબાઇના ઘરને 'કલા-મન્દિર' તરીકે પણ કેટલાક સંબોધવા લાગ્યા. વીસમી સદીના આ જાગૃતિ કાળના જમાનામાં ગામેગામ સનસનાટીભર્યા સમાચારો છાપામાં મોકલનારા શખ્સોના પણ હવે ટોટા નહોતા. નકાભાઇ બાપડા જાણે કે ન જાણે તો પણ તે હવે તો દેશ પરદેશ છાપે પણ ચઢવા લાગ્યા. *સોરઠી-સમાચાર* માં ત્યાં લગી છપાયું કે- 'મુઠ્ઠીમાં આખો તાકો સમાઇ જાય એવા ઢાકાના મલમલની ઐતિહાસિક વાત અમારા વાંચકોને હસવા સરીખી લાગતી હશે, પરંતુ એવુંજ બારીક સુતર કાંતનારનો સોરઠી ભૂમિમાં પુનર્જન્મ થઇ ચૂકયો છે. ખાસ વિશિષ્ટતાઓ એ છે કે આ ભાઇ વિચિત્ર છતાં ચિત્ત ચોરે તેવા કલાકાર છે; અતી વૃદ્ધ છતાં યુવાનોને શરમાવે તેવા જોમદાર છે.' એ છાપાનો ઉતારો છેક *મલાકા-મિત્ર* માં

પણ પ્રસિદ્ધ થયો, ત્યારે સરલાબેન પણ પોતાના બાપાજીને અભિનંદન પત્ર લખવા ચૂકયા નહીં. કેટલાક પત્રકારો નકાભાઇના ફોટાની પણ માગણી કરવા લાગ્યા. ‘ અખીલ આર્ય સુતર સમિતિ ’ એ આ સુતરનો ઇજારો લેવા પણ માગણી પર માગણી મોકલી આપી; અને એ સુતર ઉપર ‘ *Naka–Brand* ’ છાપ પણ પડવા લાગી; અને એજ છાપવાળા સુતરની માગણી માટે વણકરો પણ હઠ લઇને બેઠા. સમિતિએ પોતાની શાખા ખોલવા માગણી પર માગણી કરી; અને નકાભાઇને તેના આચાર્ય નિમવા વિનતિ પર વિનતિ પણ મોકલાવી.

જગત ઉંચે ચઢે છે કે નીચે એ તો આપણા મહાકવિ શ્રી. ન્હાનાલાલભાઇને ખબર! પણ ધરમ કરતાં આ કળિકાળમાં ધાડ કેમ આવે છે તેનું જ્ઞાન તો નકાભાઇને થયું. મોનજી શેઠ સુસભર્યા નકાભાઇ પાસે દોડી આવ્યા, અને કહેવા લાગ્યા— ‘ નકાભાઇ ! આ બધી ધાંધલ તમે શી આદરી છે ? ”

“ ધાંધલ ! ધાંધલ કોણ ! માણસુર ધાંધલ ! ”

“ અરે !— પણ આ છાપામાં તમારૂં નામ છપાય છે તે તમે જાણો છો ? ”

“ છાપામાં ! ઇ શું છે ! શું છાપે છે ! કોણ છાપે છે ? ”

“ હયો ! તમે તો કાંઇપણ જાણતાજ નથી. આ તો *જર્મંવામાં જગલો* ને *ફુટવામાં ભગલો* જ લાગે છે. મારા બેટા ગામના

છોકરાઓ પણ નવરા બેઠા નખોદ વાળે છે: તમારા નામે જ્યાં ત્યાં ટપાલ લખતા જણાય છે. ટપાલખાતાએ પણ બોક્ષ નંબરની એવી સગવડ કરી દીધી છે કે, કોના નામના કોણ કાગળ લઇ જાય છે તેની ખબરજ નહીં પડે. નકાભાઇ! તમને આ લોકો છાપરે ચઢાવે છે, અને હોળીનું નાળીએર કરે છે, તેનું શું માઠું પરિણામ આવશે તે તમે સમજો છો?"

"ના, મોંના! છે શું! તું હાંફળો ફાંફળો કાં થઇ જા! વળી કાંઇ માઠા સમાચાર છે?"

"માઠા જેવુંજ તો! રાવ-બહાદુરે આજ સવારે *પ્રભાત–પડકાર* ફોડયું અને વાંચતા વાંચતા લાલચોળ થઇ ગયા."

"લાલચોળ થઇ ગયા! શું કાંઇ ગરમી લાગી?"

"કાગળનીજ ગરમી હોવી જોઇએને! ભારે ગુસ્સે થઇ ગયા છે."

"ગુસ્સો! ગુસ્સો શું! કોના ઉપર!"

"તમારા ઉપર. તમને કાંઇ ખબર નથી. નકાભાઇ! આમાંથી વખતે આગળ જતાં તમારા આંગળા કપાઇ જશે હો! માટે ચેતો."

"અરરર. મોંના! આ તું શું કેછ! આંગળા શું કામ કપાય?"

"તમે તકલી સારી કાંતી જાણો છો માટે."

“ પણ એમાં આંગળા કપાય એવી કઇ કારીગરી છે! તું કયાં નથી જાણતો!”

“ અમે જાણતા ત્યારે જાણતા. હવે જાણીએ છીએ કે આજનો કાળ તેને માટે નથી. માટે મુંગા મુંગા બેસી રહો તો ઠીક; અને આ તકલી છોડી દયો તો મહેરબાની.”

“ પણ તરકલીએ શું બગાડયું છે?”

“ અરે—તરકલીજ તમારો ઘાણ કાઢશે. લ્યો-જુઓ! તમે આ *પ્રભાત-પડકાર*ની આંખે ચડયા છો તે!” મોનજીએ છાપું હાથમાં લઇને બતાવ્યું.

“ ઇ વળી શું છે?”

“ એ સાહેબ લોકનું વાજીંત્ર છે. રાવબહાદુરે મને બોલાવીને ધુંવાપુંવા કરી મારા તરફ ફેંકયું. જરા સાંભળો—વાંચું એ ફકરો:—

‘શહેરના છોકરાઓને ભણવાનું ગમતું નથી. પણ
‘રખડવાનું ગમે છે. શિક્ષકોના માન ગયા. શાળાઓને ખંભાતી
‘તાળાં દેવાયાં. ગામમાં કોઇ વિચિત્ર શખ્સ આવ્યો છે. તેણે
‘છોકરાઓ ઉપર અજબ કામણ કર્યું જણાય છે. યુવક
‘પ્રજાને આડે માર્ગે દોરે છે. અમને પાકે પાયે બાતમી મળે
‘છે કે- એ ડોસાને જાણીતા રાવ બહાદુરના કુટુમ્બ સાથે
‘કાંઇ નિકટ નિસ્બત છે. રાજ વિરૂદ્ધ ચળવળનું તેને ત્યાં
‘ધામ થઇ પડયું છે. ગુપ્ત મંડળ ભેગું થતું જણાયું છે,
‘કારણ બંધ બારણે કામ ચલાવે છે. તેના પહેરવેશ ઉપરથી

'એ જરૂર કોઇ તાયફાવાળાનો પીર લાગે છે. કારણ આપણી
'વાયવ્ય સરહદ ઉપર વસતા આફ્રિદી લોકો જેવો ચોરણો
'પહેરે છે. ચોરણા ઉપર કાંઇ પિછોડી જેવું વિંટે છે. એટલે
'તેની અંદર ભયંકર શસ્ત્રો સ્હેલાઇથી ગોપવી શકે. અંગ
'ઉપર બંને પડખે આપણા ફ્રૉક જેવી ચીણના આકારનું
'ટુંકું કેડીઉં પહેરે છે, અને માથે અકાલી શીખોની જેમ
'અજગરના ગુંચળા જેવું પાઘોટાનું થાન બાંધે છે. આ શક-
'મંદ વ્યકિત ઉપર છુપી પોલીસે ખાસ તકેદારી રાખવી ઘટે
'છે. માબાપોએ સવેળા ચેતવું જોઇએ, અને પોતાના પુત્રોને
'આડમાર્ગે જતાં અટકાવવા જોઇએ.'

"મોના! આમાં હું કાંઇ સમજ્યો નંઇ! સરલા-બેન તો વખાણ કરે છે ને?" મોનજીને સાંભળ્યા પછી નકાભાઇ બોલ્યા:

"ભઇ! સરલા અને સારંગધરના વિચારોમાં હાથી ઘોડાનો ફેર છે. આપણે તો વહેવારીઆ વાણીઆ. મુછ નીચી, તો સાતવાર નીચી કરવાવાળા. વાચે કમાડ દેવાઇ જાય એવો વેપાર આપણે કરવોજ શું કામ જોઇએ!"

"બાપા! મોનજી કાકા સાચું કહે છે. સારંગધર મેતાને ખરાબ લાગે તેવો ધંધો આપણે શું કામ કરવો જોઇએ! તમારે કે મારે કયાં કોઇના પેટ ભરવા છે? છોડી દયો એ લપ." ઝકલબાઇએ પણ ટાપસી પુરી.

નકાભાઇએ તકલીની લપ છોડી, પણ ગામના છોકરાઓ તેને છોડે તેમ કયાં હતા! નકાભાઇ કાંતવામાંથી

નવરા પડયા, એટલે વખતે મોનજી સંગાથે અને વખતે એકલા આંટા મારતા. નકાભાઇ એક રોજ સાંજના મેદાન પર જઇ ચઢયા. ત્યાં શાળાના છોકરાઓ ક્રિકેટની રમત રમતા હતા. મોનજીના પ્રપૌત્ર રમેશની પાર્ટી દાવ લેતી હતી, અને બકુલની પાર્ટી દા' દેતી હતી. નકાભાઇને દૂરથી દેખી –' એ મારા નકાબાપા આવે –' એમ બકુલ બોલી ઉઠયો, એટલે– ' વેલકમ–નકા કાકા–વેલકમ '– એમ તાળીઓના અવાજ કરી નકાભાઇને આવકાર દેવા લાગ્યા. નકાભાઇનું મુખ મલકયું, અને રમત જોવા માટે પલાંઠો- વાળી બંને પગે ફાળીઉં વીંટીને નિરાંતે મેદાનમાં બેસી ગયા. રમતમાં રમેશનો બાઉન્ડરી ફટકો જે વાગ્યો, તે બાપડો બકુલ દડાની પાછળ હાંફતો હાંફતો જાય દોડયો. નકાભાઇથી ન રહેવાયું, એટલે પોતાના ભાણિયાને મદદ કરવા બકુલની મોઢા આગળ પોંચી જઇ, દડો પકડી પાડી એવા જોરથી ફેંકયો, કે એક ઘાયે બોલરના હાથમાં જઇ પડયો. છોકરાં બધાં ' હુરરા ! કાકા ! હુરરરરરા ' – કહેતાં નકાભાઇના શરીરની આસપાસ વિંટળાઇ ગયા. રમેશે તો પોતાનું બેટ નકાભાઇના હાથમાં દેવા માંડયું, અને કહેવા લાગ્યો –' નકાબાપા ! મારી જગ્યાએ તમે આવો. મારો વારો પછી હું પુરો કરીશ. ' બીજા બધા છોકારાઓ પણ તાણ કરવા મંડયા કે– ' ગો–ઓન ! કાકા ! ગો–ઓન ! '

બકુલ પણ કાલાવાલા કરવા લાગ્યો કે- 'બાપાજી! રમોની! રમોની, બાપાજી!'

નકાભાઇ બોલી ઉઠયા. 'આમાં તે શું! અમે મોય-દાંડીઆની રમતમાં કાંડા ઉપરથી મોય ઉલાળી દાંડીઆ વતી એવી મારતા, કે બબે ખેતરવા ઉડી પડે; પછી વકટ-લેન ભરતાં ભરતાં ડુચો નીકળી જાય. 'વકટ શું અને લેન શું' એ ભણુતર નિશાળમાં નહોતું ભણાવ્યું; એટલે છોકરાઓ પ્રથમ નકાબાપાના મોઢા સામું વકાસી રહ્યા, પછી પવનમાં ફરફરતા નકાભાઇની મૂછના રૂપેરી કાતરા સામું તાકી રહ્યા, અને પછી બધા હસી પડયા. છોકરાઓ સમજ્યા કે નકાબાપા જેમ કાંતણ-કલામાં કુશળ છે, તેમ ક્રિકેટ આદિ દરેક રમતના પૂરા *સ્પોર્ટ-મેન* [ખેલાડી] છે, અને **એમ.સી.સી.** ટીમને પણ પોંચી વળે તેવા છે.

રાતના ખાણા વખતે બકુલ હોંશભેર કહેવા લાગ્યોઃ-"પપા! નકાબાપા ક્રિકેટ ઘણું મજેનું રમી જાણે છે."

"હમ્બગ! એમાં એ શું સમજે! એ વળી કયાં અથડાયા હતા!" રાવ બહાદુરે પૂછયું.

"નકાબાપા ક્રિકેટના મેદાનમાં આવ્યા'તા."

"જો-બકુલ! મેં તને એકવાર કીધું છે, કે એ ડોસાની ડાગળી ખસી ગઇ છે, અને તેના છાંટા આપણને

ઉડાડશે. તમે લોકો સમજો છો–અમારી કેવી સ્થિતિ થાય છે તે ?" રાવ બહાદુર નંદકુંવર પ્રત્યે મુખ ફેરવીને બોલ્યા.

"એમાં તમને શું થયું ?" નંદકુંવરે પૂછ્યું.

"તમે રાજદ્વારી બાબતમાં શું જાણો ! આ તમારા નકાબાપા પોલીસની આંખમાં છે. મને રાવસાહેબ સોહનલાલે એક બે વખત ખાનગીમાં કીધું કે વાતાવરણ ગરમ થતું જાય છે. નકા નગરીઆને આંહીથી બની શકે તો ક્યાંક બેસવો; નહીંતર તમારી સ્થિતિ કફોડી થશે, અને *રાવ બહાદુર*ના ખિતાબને પણ વખતે આંચ આવી જશે."

"ઓહો ! આટલી બધી વાત વધી ગઇ છે ?" નંદકુંવરે અચંબાથી પૂછ્યું.

"ત્યારે ! ઇલ્કાબ કે ખિતાબ પચાવવા કાંઇ સ્હેલા નથી. આપણને બધી વાતની ફીકર. માટે બકુલ ! હું તને ફરીને ચેતવું છું કે–તારા નકાબાપા ભેગો ભળ્યો, તો તારી વાત તું જાણ્યો !" રાવબહાદુરે બકુલ પ્રતિ ડોળા કાઢ્યા.

"પણ પપા ! સરલાબેન તો દરેક કાગળમાં નકાબાપાના વખાણ કરે છે તે ?"

"સરલાની સમજણ અવળી થતી જાય છે, પણ તારે તો સુધરવાનું છે; આપણે તો ભણવું જોઇએ બીજા કશામાં તારે ધ્યાન આપવાનં નથી. જો–આ વખતે બે

સ્ટાન્ડર્ડ ભેગા કરી તારે પાસ થવાનું છે. એટલા માટે તો ખાનગી ટ્યુટર રાખ્યો છે. તેની પાસે આપણે તે ભણવાનું હોય કે રખડવાનું! હવેથી કોઇ ભેગો ભળીશ નહીં, કે કયાંઇ પણ રખડીશ નહીં. સ્કૂલેથી સીધા ઘેર આવવાનું, સમજ્યો કે?"

બકુલનું ધ્યાન આ સઘળો વખત નીચું ઘાલી દૂધમાં ભાત ચમચાવતી હલાવવામાંજ હતું.



# પ્રકરણ ૧૭ મું.

## એકજ ઉબ્કો.

રાજ્ય કે મ્યુનિસિપાલીટી તરફથી ખાસ પાટીઉં માર્યું હોય, કે—'આ ઠેકાણે ગલિચી કરવાની સખ્ત મનાઇ છે'- તો એજ ઠેકાણે ગંદકીના ઢગલા ભાળીએ-એ જેમ લોકહઠ, તેજ પ્રમાણે અમૂક કાર્ય કરવા માવતર મનાઇ કરે, છતાં એજ કાર્ય કરવા છોકરાંઓનું મન દોડયા કરે એ શિશુહઠ છે. કારણ મનાઇ થયેલા કાર્યના લાભાલાભનો ટચ પોતાની જ્ઞાન કસોટીએ કાઢવાનો તેમનો જાતિસ્વભાવ હોય છે. સારંગધરને નકાભાઇ સાથે ભલે બારમો ચંદ્રમા હોય, પરંતુ બકુલ અને નકાભાઇના ગ્રહોના હજુ ભવન નહોતા ફરી ગયાં; એટલે સામસામી દૃષ્ટિ વક્ર કે ક્રુર નહોતી. શાળાએ જતાં પહેલાં કે પછી અગર રજા વખતે હરકોઇ બ્હાને બકુલ અને રમેશ ઝકલબાઇને ત્યાં પોંચી જતા, અને નકાભાઇના મુખેથી 'દાદાજીની વાતો' સાંભળે અને રસાસ્વાદ લ્યે.

એક દિવસ નકાભાઇને પુડલા ખાવાનું મન થયું, અને ઝકલબાઇએ બનાવી આપ્યા. નકાભાઇ પાટલે બેસવાનો

આદર કરતા હતા, ત્યાં બકુલ અને રમેશ પણ આવી પોંચ્યા, અને બંને છોકરાઓ માટે પણ થાળી પિરસાઇ.

"બાપા! આ શું કહેવાય!" બકુલે થાળીમાં હાથ નાખતાં પૂછ્યું.

"ઇ 'પુડલો' કેવાય."

"અમારે બંગલે *પુડિંગ* આવે છે તેનાથી તો આ કાંઇ બીજું લાગે છે!"

"પુડંગ! પુડંગ શું?"

"કાં! ધોળું ધોળું દૂધ જેવું– *કોર્નિલિયા* ને ત્યાંથી આવે છે તે તમે નથી ખાધું?"

"કારમીનિયા! ભુકરા અને કારમીનિયા પાણા આવે છે ઇ?"

ના. ના. *કોરનીલિયાને* તમે નથી જાણતા?" રમેશ બોલ્યો.

"પણ તેના કરતાં વળી *મોનજીની* નું પુડિંગ બહુજ ફાઇન આવે છે." બકુલે કહ્યું.

"હેં! મોનજીની પુડલી બહુજ ફાંકડી આવે છે? માળો–ઓ! અમને તો કોઇ'દી ચખાડતોયે નથી."

"પણ–બાપાજી! એના કરતાંયે આ *પુડલીંગ* મને મજેની ભાવે છે. મોહન તો કોઇ દિવસ બનાવતોયે નથી!"

“ અરે! આતો કાંઇ નથી. પણ ઝમકુમાનો હાથ એવો ફરો, ને એવા નમણા પુડલા બનાવતા કે તે દી તો જાણે સાગમટે જમણવાર. કચરા કાકા, ને નાથી ફઇ, ને આણંદી ભાભુ, ને પાડોસના પાના બાપા, ને સોઢા શેરીના હુકા અદા સંધાયના ઘરના ઘરના ભેગા થઇને આવતા; ને અમે તો પાંચપાંચ છછ પુડલા અડાવી જાતા. કાં, ઝકલ! તને યાદ છે કે નંઇ ?” નકાભાઇએ વેદના વારાની વાત છેડવા માંડી, પરંતુ આ પ્રાણીઓ કયા જમાનાના હશે તેથી બકુલ અને રમેશ અજ્ઞાત હોવાથી સામસામા હસી પડયા, અને હોંસેહોંસે પુડલાને ઇન્સાફ આપી, વખત વધી જવાથી માબાપની બીકે જલ્દીજલ્દી મુંગામુંગા ઘર ભેળા થઇ ગયા.

કલાક વારે પાછી ડેલી ખખડી, અને નકાભાઇ ઉઘાડવા ઉઠયા.

“ કેમ! મોંના! અટાંણે!” મોનજી શેઠને અંદર પ્રવેશતા જોઇને પૂછયું

“ નકાભાઇ! બકુલ આંહી આ૦યો’તો ?”

“ હું-અં. કાં ?”

“ તેણે કાંઇ ખાધું હતું ?”

“ હું-અં. કેમ પૂછવું પડયું ? તારો છોકરોયે ભેળો હતો.”

"માળા-આ! આ છોકરા કોઇ દી' સાચું બોલે! રમેશ મોડો આવ્યો એટલે ધમકાવ્યો, તો પહેલાં તો ગલાં-તલાં કરવા મંડયો, અને ચાળા કરવા લાગ્યો."

"ચાળા તો, મોંના! આપણેય કરતા."

"નકાભાઇ! એવા માવતરને ફોસલાવવાના ઢોંગ નજ ચાલે! એક લપડાક ખેંચી કાઢી, ત્યાં સીધોદોર થઇ ગયો; ત્યારે જાણ્યું કે બકુલ પણ આંહી ખાવામાં ભેગો હતો. નકાભાઇ! બકુલને તમારે પુડલોબુડલો નજ ખવરાવવો જોઇએ."

"કાં-આં! તું તો એને પુડલો ખવરાવછ ને!"

"ખોટી વાત છે."

"હુવે-બકુલ કે'તો તો કે મોનજીની પુડલી મને બહુ ભાવે છે."

"છોકરાંઓને જુઠું બોલવાની ટેવ પડી લાગે છે. તમારો પુડલો એને ભારે પડયો લાગે છે."

"કેમ! પુડલો ન પચ્યો?"

"પુડલામાં ન પચવા જેવું શું બન્યું છે? પણ કહે છે કે- *નાના માણસનો ખોરાક, તે મોટા માણસનું વિષ જણાય.* આપણી વાત જુદી અને બંગલાની વાત જુદી. બકુલે ઉબકો કર્યો, અને ડાકટરની દોડાદોડી થઇ છે એમ હમણાં સાંભળ્યું."

"એમાં દાકતર શું! જરા તીખાં મીઠું ચવરાવી દયોની કે મોળ બેસી જાસે. હાલ્ય! હું આવું."

"નકાભાઇ! તમે ન સમજો. મુંગામુંગા આંહી બેસી રહો. તમે કાંઇ ડાકટર નથી."

"હું બાપાને કેતી'તી કે રે'વા દયો, તોયે છોકરાંવને હેતથી ખવરાવવા લાગ્યા." ઝકલબાઇ બોલ્યા.

"ઝકલબા! આમાંથી વાત વધશે, તો પડપૂછ થાશે, નકાભાઇનું લોહી છે હળવું, અને ઓળીઓ ઘોળીઓ નાહક એના ઉપર ઉતરી પડશે; માટે તમે બંગલે જાઓ, તો પુડલાનો ફેંફેરો કરશો માં એ કે'વા આવ્યો છું." આગળ-બુદ્ધિ વાણીઆને નકાભાઇની દયા આવી ગઇ.

*નંદન–ગૃહમાં* બકુલના પલંગની એક બાજુ ખુરશીએ રાવ બહાદુર સારંગધર બેઠા હતા. તેમની સમીપ નજીકમાં શ્રીમતી નંદકુંવર ઉભા હતા. બીજી બાજુ કુટુમ્બના જુના ડાકટર ડોસાભાઇ કાનમાં ભુંગળી લગાડી ગંભીર મુખમુદ્રા સહ દર્દીની છાતીની અંદરના સુરનું પ્રથક્કરણ કરવામાં મશગુલ હતા. બહારના બીજા કોઇ પણ અવાજના આવરણ ન આવે તેટલા ખાતર દરેક દિશાએ હળવા હળવા સિસ્કારા થયા કરતા હતા; અને થોડો વખત તો હૉલમાં નિરવ શાંતિ પ્રસરી રહી. તે ચુપકિદીનો પ્રથમ ડાકટરે ભંગ કર્યો. કાનમાંથી ભુંગળીનો ભાર ખેસવી, જરા છાતી નીચે લટ-

કાવી, ડો. ડોસાભાઇ રાવ બહાદુર પ્રતિ બોલ્યા– ‘ હુમના ઇનફ્લ્યુએન્ઝાનો ભારી પવન પુંકાયેચ. તમે લોક સાવચેટી રાખોચ કે ?’

“ અમે અગાઉ *મર્કોઝોન* વાપરતા. હમણાં બધાંય *લિસ્ટેરીનના* ગાર્ગલ્સ [ કોગળા ] કરીએ છીએ. ” રાવ બહાદુરે ખુલાસો કર્યો.

“ લિસ્તેરીન’ કરતાં તો ‘ **મુમ્તેરીન** ’ વાપડો. ઘનીજ ફાઇન છે. લેઇટેસ્ટ પ્રેપરેશન છે. હું તો હુવે બધે તેનીજ ભલામન કરૂંચ. ”

“ એની જાહેર ખબર અમારા જોવામાં કેમ નથી આવી ? ”

“કાંય નહી? આર્ચ-મેડીસી, હેલ્થ-હેરેસ્સી, ડન-વન્ટ્રી, -ઇનફ્ન્ટ્રી,–‘ મરકયુરી ’ ‘ નેપચ્યુન– ’ વગેરાં વગેરાં બેસ્ટ મેડીકલ જનરલમાં આવેચ તે ! યુરોપ અમેરિકાના મોટા મોટા દાકતર લોકના સર્ટિફીકેટ ટાંકેચ તે ! સ્કેચ બી ઘનોજ ફાઇન આપેચ. હુવામાં જંટુ કેમ ઉડેચ, આપરા આંગ ઉપર કેમ ધસી આવેચ, ગલાની ટયુબમાં મોંના માટે કેમ ઘુસી જાયેચ–એ બધું આબાડ સમજાવેચ. ગાર્ગલ્સની રીટ ટફુન ખોટી છે. પન હુવે તો આ *મુમ્તેરીન* પઢતીથીજ એ લુચ્ચા જંટુઓ બીલકૂલ પાસેજ નહીં આવવાના. હુવાની સાંભે એ આબાડ ડવા છે. ”

“ એ કોગળાનું લોશન નથી ! ”

"નહીં. ત્યારે હું સું કેવુંચ તે! એ નવી જાટનું મેડીકેટેડ-કપરૂં છે મોંના આગળ બાંઢવાનું. અરે! આય તમારા સાદુ-લોગ રાખેચ તે સું?"

"અમારા સાધુ તો મોઢે **મોંમતી** બાંધે છે." નંદકુંવરે કીધું.

"હાં. ધેત્સીટ. તેજ મિસાલ આય 'મુમ્તેરીન' બાંઢવાની."

"પણ અમારા સાધુ અને શ્રાવક તો મોંમતી દોરામાં પરોવીને પછી કાને ચડાવે છે." નંદકુંવરે વિશેષ ખુલાસો કર્યો.

"નહીં. નહીં. નહીં. એવી જંગલી રીટ નહીં! 'મુમ્તેરીન'ના ઘનાજ ફાઇન ફ્રેઇમ નાની મોટી સાઇઝના આવેચ. ટોરટૉઇઝ-શેલ-સેલ્યુલૉઇડ-બારકેરેટ-જેવાં જોઇએ તેવાં મલેચ. મોંના આગળ મુમ્તેરીન ફ્રેઇમમાં ગોઠવી ચશ્માની કાંની ફ્રેમ કાને લગાડી દેવાની. બસ! બીજી કશી ખટખટ નહીં. મુંબઇ કલકટાની હાઇકલાસ સોસયટીમાં હવે તેજ વપડાયેચ."

"એ કોની બનાવટ છે?" સારંગધરે જીજ્ઞાસાથી પૂછ્યું.

"*માર્ક-ઑાવીસ*ની એ સ્પેશ્યલ પ્રેપરેશન છે. બાપરે અંહી ન્યુ મેડીકલ સ્ટોરમાં બી મલેચજી."

"ડાકટર! બકુલનું હાર્ટ કેમ લાગે છે?" સારંગધરે પૂછ્યું.

"હાં–આં! પલ્સ [નાડી] જરા જલદ છે. તોબી બુરચાનું હાર્ટ સાઉન્ડ [મજબુત] લાગેચ."

"પણ તેનું પેટ જરા ચડી આવ્યું હોય એમ તમને નથી લાગતું?"

"નહીં. એ ટો લીવરનો ઢક્કો જરા સ્ટમકને લાગી જાય તો પેટ આય પરમાને પુગી આવે. તે તો ઇન્જેકસનથી એસી જસે. ફીકર નાં કરતા"

"પણ તેણે ઉબકો કર્યો છે તે?"

"ઓ–આઇ–સી! સાથોસાથ ઉલટી બી થઇ ઉટી કે?"

"નહીં. ફકત એકજ ઉબકો આવ્યો હતો."

"My God! That's very bad. [યા ખોદા! આ તો બહુજ ખરાબ.] ઉલટી થઇ હતે તો ઠીક, પહેલે સું થયું?"

"ડાકટર! હું તો વરન્ડામાં રેકીંગ ચેર [આરામ ખુરશી] પર *ટિટબિટસ* વાંચતો હતો. બકુલના માસ્તર અંદર તેને ભણાવવા ગયા. જરા વારે કાંઇ 'આઁ–આઁ'—એવો અવાજ હૉલ તરફથી આવતાં મારા કાન ખેંચાયા. મને ફાળ પડી એટલે એકદમ અંદર ગયો, તો બકુલ ગળુ ખેંચતો હતો."

"અરરર! ગલું ખેંચટો ઉટો?"

" ડાકટર ! આખો હૉલ ગાજી ઉઠયો. બકુલની પાસે હું ગયો તેવો તે ડોળા તાણી ગયો."

" બાઇ જોવ ! ડોલા બી તનાયા ? "

" પછી તો તેને એકદમ પલંગમાં સુવાડી તમને તુરત બોલાવવામાં આવ્યા."

" વારૂં ! ગલામાંથી કંઇ નીકલીઉં કે ? "

" ફકત થુંક કાઢયું છે, તે આ થુંકદાનમાં સાચવી રાખ્યું છે."

" That's very good. [ બહુજ ઉત્તમ. ] આય થુંકમાં કંઇ ઝીનું ઝીનું સફેડ જેવું સું દેખાયેચ ! બુચ્ચાએ કંઇ ખાધું ઉતું ? " ડાકટરે ચશ્મા નાકે સમાંનમાં ગોઠવી બાડી આંખે થુંકદાન આમતેમ જોઇને પૂછયું.

" નહીં. આજે બકુલ નિશાળેથી આવ્યા પછી બિલકુલ જમ્યો છેજ કયાં ! મેં તેને ઘણું કીધું, પણ સાવ ભુખ્યો છે." નંદકુંવરે કીધું.

" ત્યારે-ઇસ્કોલમાં કંઇ ચના મમરા ખાધા હોસે. કેમ ! ખરૂં કે નહીં બકુલ ? " ડોસાભાઇએ પૂછયું.

" ના-ના. " બકુલ પડખું ફેરવી ગયો.

" જોવની ! રાવ બહાદુર ! આય થુંકવાલી ઉબકી સાચવવી પરસે. મને ધાસ્ટી લાગેચ કે બુચાનું ગલું ખેંચાયું

એ સીરીઅસ [ ગંભીર ] બાબદ ગનાય. એ કંઇ જુડાંજ સીમ્ટમ [ ચિન્હ ] છે. આપંરે સંભાલ રાખવી પરસે, નહીંતર દરદ ઘેર કરી જસે."

"તમને શું લાગે છે ડાકટર !" સારંગધરની ભ્રકુટિ પર કરચલી પડી.

"મને તો આય બઢાં સીમ્ટમ *ડીપ્તેરીઆ*ના લાગેચ."

"હેં ! ડિફ્-તેરીયા..............! સારંગધરનો સાદ ફાટી ગયો.

"હા-સાહેબ. માટેજ કહેવુંચ કે સરજન સાહેબને બોલાવીએ તો ઠીક."

"ત્યારે તો-હું જઇને હમણાંજ તેડી લાવું." રાવ બહાદુર ખુરશીમાંથી ઉભા થઇ ગયા.

"નહીં. સાહેબ ! આપ ટસડી ના લો. હું સાહેબને કેસ બઢો સમજાવીને હુંવરે પકરી લાવુંચ."

મોટર લાગલી ભોં કરતી હાજર થઇ, અને અર્ધા કલાકમાં તો ગોરા ડાકટર રજુ થઇ ગયા. સરજન સાહેબે દસ્તુર મુજબ પોતાની ટોપી ટીપાઇ ઉપર મૂકી, દર્દિના પ્રત્યેક અંગની ઠોકઠાક અને દાબદુબ કરી, બાદ રક્તપ્રવાહ-માપક યંત્ર વડે લોહીના દબાણુની ખાત્રી કરી; પછી થુંક-દાનનું વાસણુ આગળ ધરાયું, તે બે હાથ છેટેથી દ્રષ્ટિપાત

કરી, કેમિકલ એનેલાઇઝરને ત્યાં મોકલી દેવા સલાહ આપી; અને તેનું *ઑટો-વેક્સીન* કરાવવાનો પણ અભિપ્રાય આપ્યો. પેશાબ તથા અંદરના લોહીની સૂક્ષ્મદર્શક યંત્ર વડે તપાસણીની પણ આવશ્યકતા દર્શાવી. દરમ્યાન 'મુમ્તેરીન' તાત્કાલિક મંગાવી આઠે પ્રહર ચઢાવી રાખવા ભલામણ થઇ.

"બકુલ ખાવા માટે પછાડા માર્યા કરે છે તેનું શું કરવું?" નંદકુંવરે ડોસાભાઇને પૂછ્યું.

"Sir! The Patient feels very hungry, what do you advise! [ સાહેબ! દર્દિ ભુખ્યો ડાંસ હોવાની ફરિયાદ કરે છે, તો તેનું શું કરવું? ]" નંદકુંવરનો સંદેશો ડૉ. ડોસાભાઇએ સરજન સાહેબને પહોંચાડયો.

"No-o-o-h! Don't give him any food at present. It is very dangerous in such cases. Better inject food through *Rectum*. [ ના. ના. ના. હમણાં બીલ્કુલ ખોરાક ખાવા આપશો નહીં. આવા દર્દમાં તે બહુજ નુકશાન કરતા થઇ પડે, તેના કરતાં ગુદા વાટે પિચકારીથી ખોરાક અપાય તો ઠીક. ]" ટોપી હાથમાં લેતે લેતે સરજન સાહેબે ડૉ. ડોસાભાઇને મત આપ્યો.

"Sir! do you think it is a case of *Dyptheria*? [ સાહેબ! ત્યારે આ ડિફ્તેરીઆનો કેસ છે એમ

આપ માનો છો ?]" સરજન સાહેબને પૂછતાં રાવ બહાદુર સારંગધરનું મોઢું ઉતરી ગયું.

"Well! Rao Bahadur! It is still doubtful. Before I can pronounce any definite judgement, I must have the chart of his nose, throat, lungs, heart and kidneys. [જુઓ, રાવ બહાદુર! હજુ મને શંકા લાગે છે; હું કાંઇપણ ચોકકસ નિર્ણય આપી શકું તે પહેલાં મારી પાસે દરદીના નાક, ગળું, ફેફસાં, હૃદય અને મૂત્રાશયનો નકશો હોવો જોઇએ.]"

"Then Sir! may I get the X'Ray Photo? [ત્યારે સાહેબ! એકસ-કીર્યનો ફોટો લેવરાવું?]" સારંગધરે પૂછયું.

"Oh yes! Better hurry up. However let me again examine his mouth. [હા-જ-તો! જેમ બને તેમ તાકીદ કરો. તો પણ તેનું મોઢું તો ફરી તપાસી જોઉં!]" કહી સરજન સાહેબ પાછા બકુલના પલંગ પાસે આવ્યા; અને બકુલને પંપાળતા બોલ્યા.—"y-e-a-s! that's a good chap—મોઢું બરાબર ખોલો! that's right: o-o-oh! I fear this may be due to *Pyorrhœa* perhaps.. Well, Rao Bahadur! will you please get at once an expert dental opinion! [શાબાશ! બહુ મજેનો પોરીઓ! મોઢું બરાબર ખોલો. હં. ઠીક. અરરરર.........! આતો પાયોરીઆનું

પરિણામ હોય એમ લાગે છે. જુઓ, રાવ બહાદુર! કુશળ દંત-વૈદ્યનો સત્વર મત લ્યો.] ”

મૃત દેહની પરલોકમાં શાંતિ અર્થે શ્રાદ્ધ-સરાંવણાંની બારિકે બારિક વિધિ શાસ્ત્રાનુસાર થવી જોઇએ, અને તેમાં નાણાંનો મોહ પણ હોમી દેવો જોઇએ-એ જેમ સનાતન ધર્મના આસ્તિકોની પવિત્ર ફરજ છે, તેમ માંદા દેહની આ લોકમાં શાંતિ અર્થે સારવારની બારિકે બારિક વિધિ સંસ્કારી શાસ્ત્રાનુસાર થવી જોઇએ, અને તેમાં નાણાંનો મોહ હોમાઇ જવો જોઇએ—એ આધુનિક શરીરવિજ્ઞાન ધર્મના આસ્તિકોની પણ તેટલીજ પવિત્ર ફરજ છે. એટલે ગોરા ડાકટરે સૂચવેલી તમામ વિધિઓ થવા માંડી.

બીજી તરફ એક કાનેથી બીજે કાને વાત ફેલાઇ કે- રાવ બહાદુરના બકુલને તેના કોઇ નોકરે ઝેર આપ્યું છે, અને બંગલામાં હાથ પોતિયાં લેવાઇ રહ્યાં છે. કોઇ કહે કે બંગલાના જુના નોકર **મોહ**નનું કાવતરૂં છેઃ કોઇ કહે કે- પોલીસ તપાસ ચાલુ પણ થઇ ચૂકી છેઃ કોઇ કહે કે- મુંબઇથી મોટો ગોરો ડાકટર એરોપ્લેનમાં ઉપડી ચૂકયો છેઃ કોઇ કહે કે- વાતમાં કાંઇ માલ નથી, છોકરાંના ઢોંગ હશેઃ કોઇ કહે કે— મોટાની મોટી વાત. એમ ગામને મોઢેથી ગરણું સાવ ખસી ગયું.

મળ-મૂત્ર-પ્રસ્વેદ-થુંક-બળખાં-શેડા- ગુંગા ઇત્યાદિ ઇત્યાદિ અંગબહાર નિકળતા દરેક ગંદા અને મલિન પ્રવાહી

કે અર્ધ પ્રવાહી પદાર્થો પ્રથક્કરણ અર્થે રસાયણ પ્રયોગની કસોટીએ ચઢી ચૂકયા; અને તેની રસીઓ પણ તૈયાર થવા માંડી. અંગેઅંગના અવયવોના ભાગ, તેના વિભાગ, તેના પ્રતિ વિભાગની *એકસ-રાઈ* અને-*ઝેડ*-કીરણોથી છબીઓ પણ લેવાઇ ચૂકી. બકુલ ખાવા માટે રાડારાડ પાડે, ધમપછાડા મારે, કુદરત ગમે તે કહે, પરંતુ વીસસી સદીનું વિજ્ઞાન તેનાથી વિપરીત હોઇ, બકુલનું કોઇ સાંભળેજ નહીં. મોઢા આડી *સુસ્તેરીન* દેવાઇ ગઇ, એટલે એ દિવસમાં તો તદ્દન નંખાઇ ગયો. દાંતના ડાકટરે છેલ્લામાં છેલ્લી ઢબની *ઑટો-ઇલેકટ્રીક* ખુરશી પર બેસાડી બકુલના મોઢાની *એરો ઇથિરિયલ* પદ્ધતિ-થી તપાસ કરી, ત્યાં ને ત્યાં મત આપ્યો કે 'મોઢાનું આખું માળખું પાયોરીઆથી સડવાની તૈયારીમાં છે, માટે બત્રીસે દાંત નકામા હોઇ, તે કઢાવી નવું ચોકઠું તુરતમાં નહીં ચઢાવે, તો શરીરના અંગેઅંગમાં ઝેર પ્રસરી જવાને ઝાઝી વાર નથી.'

ઝાઝી સુયાણીએ વેતર વંઠવા માંડયું. આટઆટલા પ્રયોગો છતાં દર્દ તો હવે તોફાની અને ચીડીઓ થવા લાગ્યો. પરિણામે રાવ બહાદુરની મુંઝવણ વધવા લાગી. અણીને વખતે મોટા માણસને મોટી સલાહ દેનારાં સ્નેહી સંબંધીઓના પણ ટોટા હોતા નથી. કોઇએ *હાઇડ્રો-થેરાપી*, તો કોઇએ *અલ્ટ્રા-વાયોલિન-થેરાપી* વખાણી. કોઇએ *પ્લેટીનમ થેરાપી* તો કોઇએ *યુરેનિયમ-થેરાપી* આગળ ધરી. કોઇએ

*એલ્યુમિનિયમ-થેરાપી*, તો કોઇએ *હારમોનિયમ-થેરાપી* હાંકવા માંડી. એમ કપાળે કપાળે ભિન્નભિન્ન મતિવાળા *થેરાપીઓ* ના થોકડા રાવ બહાદુર સન્મુખ રજુ થયા. આવી બાબતમાં મોનજી કે નકાભાઇની સલાહ બિલકૂલ નકામી હોઇ, સરલાબેનને જલ્દી આવી પહોંચવા અરજન્ટ તાર થયો.



## પ્રકરણ ૧૮ મું.

---

### સરલા બેનનું આશ્ચર્ય.

---

જ્યારે આપણા કોઇ અંતરના વ્હાલાજનની માંદગીના ખબર આપણે અચબૂચ સાંભળીએ, તેમાંચે ખસુસે તેડાવવાનો તાકીદનો તાર આવે, ત્યારે આપણા હૃદયમાં અમૂક પ્રકારનો ધ્રાસ્કો લાગે છે; અને કેમ હશે, કેમ નહીં હોય, એવા છેક છેલ્લે પાટલે સુધીના વિચારોના ઘોડા આપણા મનમાં તે વખતે દોડયાજ કરે છે. અને બે કલાકની મુસાફરી પણ તેવે ટાંણે બાર દિવસ જેવડી લાંબી લાગે છે. ત્યારે છેક મલાકાથી દેશમાં, તે પણ એકલાં અટુલાં આવતાં સરલાબેનની માનસિક સ્થિતિ કેવી થઇ હશે તે સ્હેજે કલ્પી શકાય તેમ છે. જોકે સામા તારમાં—'સારૂં છે, ફિકર કરશો નહીં'— એમ જણાવ્યું હોય, તો પણ આપણો જીવ ધરપતો નથી. મન ચકડોળે ચઢ્યું હોય, અને જેમ જલ્દી પોંચવાની આપણે પરમાત્માને અંતરથી પ્રાર્થના કર્યા કરીએ, અને જેમ જેમ ઘર પાસે આવતું જાય, તેમતેમ તેવેજ ટાંકણે કુદરત પણ જાણે કયાંથી કાંઇ ને કાંઇ પાણાં આડા નાખ્યાજ કરે! કાંતો કયાંક રેલ્વે

લાઇનના પૂલો કે પાટાનો ઉખેળમાળો અને ખોદકામ પરમે-નન્ટ વે ખાતાને તે રોજ જ સુજે, અને લાલ સિગ્નલના હુકમને માન આપી, કીડીના વેગે તેટલા ભાગમાં ટ્રેઇનને ચાલવું પડયું હોય. યા તો ડ્રાઇવર દારૂના નિશામાં તેજ ટાંકણે લાઇનપર ચરતું ઘોડું કે ગધેડું કચરી નાંખે, તેના થડકાથી ખોટીપો થાય. તેમ નહીં તો વખતે એનજીનના ઇસ્ક્રુજ કયાંક ઢીલા પોચા પડી જતાં, સ્ટીમ [ વરાળ ] નિકળી જતી હોય, પરિણામે એનજીન પુસ થઇ ગળીઆ ઢાંઢાની જેમ ઠસુકઠસુક ચાલે ચાલતું હોય. અગર તો વચલા કોઇ સ્ટેશન માસ્તર કે સાંધાવાળાના કોણ જાણે શા કારણે હાથ પગ ઝલાઇ જતા હોય, કે વ્હિસલ માર્યા છતાં સિગ્નલજ ન પડે, જેથી અમૂક મિનિટ ઉતારૂઓના બારીઓમાંથી ડોકાં ખેંચાયા કરે, અને ત્રિશંકુ-ની પેઠે અદ્ધર લટકી રહેવું પડે. એમ જેમ કિશોરાવસ્થા-એ પોંચતા પહેલાં બાળકને અનેક વ્યાધિ અને મરજમાંથી પસાર થવું પડે છે, તેમ નિર્ણિત સ્થાને પોંચતા અવલ આપણે પણ આવા અણધાર્યા વિલંબ અને ખોટીપામાંથી પસાર થયેજ છુટકો.

સરલા બેનની રેલગાડી માંડ માંડ આખરે અર્ધિ રાત્રે સ્ટેશન-યાર્ડમાં આવી પોંચી; અને તેણીએ ઉંચા જીવે બારીમાંથી પ્લેટફૉર્મ પર દ્રષ્ટિ કરી, તો ફકત **મોહનનેજ** જોયો. નંદન-ગૃહમાં આજ સુધીમાં અનેક નોકરો આવ્યાં

ને ગયાં, તો પણ મોહન અચળ રહેલો. કારણ પોતાના શેઠ શેઠાણીના સ્વભાવને સાચવવાની કલામાં તે પારંગત થયેલો હતો. છોકરાં પણ તેનાજ ટેવાયેલાં, સરલા બેનને પણ કાંખમાં તેડી તેણેજ રમાડેલ, રાવ બહાદુરને ત્યાં ટેબલપર જે જે દોસ્ત આશનાવો જમી ગયા હશે, તે તેના નખમાં મોહનની રસોઇનો સ્વાદ એવો રહી ગયો હોય, કે કાંઇપણ શુભ પ્રસંગે મોહનનેજ સંભાળે અને તેની હંગામી નોકરી ઉછીની મંગાય.

"મોહન! બકુલભાઇને કેમ છે?" સરલા બેને ગાડીમાંથી ઉતરી પ્લેટફૉર્મ ઉપર પગ મૂકતાં પ્રથમ પ્રશ્ન કર્યો:

"સારૂં છે બેન! તમે કેમ છો!" મોહન આંખ ચોળતો ચોળતો બોલ્યો.

"મને કાંઇ નથી; પણ તારૂં મોઢું ઉતરી ગયેલું કેમ લાગે છે?"

"બા! મારૂં મોઢું તો જે છે તેજ છે."

"નહીં. મોહન! સાચું કહેજે, બકુલભાઇને કેમ છે?"

"ભાઇ તો પોઢી ગયા છે."

"મોહન! મોહન! જેવું હોય તેવું જલ્દી કહી દે, મારો જીવ ગભરાય છે, બકુલભાઇ ક્યાં છે?"

"બેન! મેં કીધું ને! બકુલભાઇ આનંદથી અત્યારે બંગલામાં સુતા છે."

" મોહન! ત્યારે તારી આંખ લાલ ઘોલા જેવી કેમ છે?"

" બેન! બબ્બે કલાક આંહી ડોળા તાણીને બેસી રહ્યા, અને ઝોકાં ખાધા એટલે વખતે તમને લાગતું હશે."

" ત્યારે પપા સ્ટેશને કેમ નથી આવ્યા?"

" સાહેબ આવ્યા'તા, પણ ગાડી અડધી કલાક મોડી છે એમ માસ્તરે કીધું, પછી મને રોકીને સાહેબ બંગલે પાછા ગયા."

" હાસ! મોહન! મારો તો જીવ ઉડી ગયો હતો." સ્ટેશનમાંથી બહાર નીકળતાં સરલા બેનના અંગમાં જોમ આવ્યું; "હેં! મોહન! મોટર કેમ નથી આવી?" ઘોડાગાડી દેખી સરલાબેને પૂછ્યું.

" બેન! મોટર કયાંથી આવે! દાકતરોની દોડાદોડીમાં મોટરની તો હુંસ નીકળી ગઇ, એટલે રીપેરમાં ગઇ છે." ગાડીમાં સરલા બેનની સામે ગોઠવાતાં મોહને કીધું.

" મોહન! બકુલને એકદમ આ શું થઇ ગયું?"

" શી ખબર! કાંઇજ નોતું. ફકત એકજ ઉબકો થયો'તો."

" ઉબકામાં કાંઇ નિકળ્યું'તું?" ઉલટીમાં જેમ વખતે લોહી નિકળે તેમ ઉબકામાં પણ તેવું નિકળતું હોય એમ માની સરલા બેને પૂછ્યું.

"ના. બેન! સાહેબને ખબર પડે, તો મને અને બકુલભાઇને ઉધડાજ લ્યે."

"એવું તે શું છે! મોહન! મારાથી ચોળો રાખ માં. કોઇને નહીં કહું. શું છે? મને વાત કર."

"જો. જો, હો! હું માર્યો ન જાઉં."

"મોહન! મારો તો તને મૂળથીજ ભરૂંસો છે. વાત બિલકૂલ બહાર નહીં જાય."

"બેન! બકુલભાઇ માંદા પડી ગયા ત્યારે તેની સારવારમાં મનેજ પાસે રાખ્યો'તો, રાતે તેના પલંગ પાસે હુંજ સુતો. બે રાત તો સાહેબ અને બાને પણ ઉજાગરા થયા. ત્રીજી રાતે બા અને સાહેબ સુવા ગયા; અને મારી પણ આંખ જરા મળી ગઇ, ત્યાં બકુલભાઇએ મને ઠોંકો મારીને ઉઠાડયો, અને કહે કે-મોહન! મારા પેટમાં જીવડાં બોલે છે. ખાવાનું દે. મેં કીધું કે-દાકતરે અને સાહેબે ના પાડી છે. તો કહે કે—મોહન! હું મરી જઇશ, ખાવા દે, મને કાંઇ નથી. મેં કીધું કે-તમને ઉબકો થયો'તો ને! તો કહે કે એ તો સ્હેજ મોળ આવી ગઇ, અને માસ્તર આવ્યા એટલે જરા વધારે ગળું બોલાવ્યું. મેં પૂછ્યું-કાં? તો કહે કે-તેનું તારે શું કામ છે? જોની! મને કાંઇ નથી—"

"હેં! હેં! બકુલભાઇને કાંઇ નહોતું?" સરલાબેને અચંબાથી વચ્ચે પૂછ્યું.

"બેન! ખરું કહું! મને માસ્તર દીઠો નો'તો ગમતો, પલંગમાં સુઇ જવું હતું. એટલે પછી........"

"હું-અં! ભણવું નો'તું ગમતું એમજને!"

"ત્યારે બેન! આખો દી ને રાત લેસન લેસન તે કોને ગમે?"

"ખરું છે. મને પણ એવું નજ ગમે. બકુલ! આ તને મોઢે શું બંધાવતા હતા?"

"એ તો *મુસ્તેરીન* હતી."

"મુસ્તેરીન! વાહ! એ વળી શું?"

"એ તો માર્ક-નૉવીસની સ્પેશ્યલ પ્રેપરેશન છે."

"ઓ હો! ત્યારે તો તું બહુ મુંઝાઇ ગયો હઇશ!"

"નહીં. મને બહુ ગમતી. ચેવડાનું પડીકું લાવી દિવસના મોહન પલંગ નીચે સેરવી દેતો; પછી એકએક દાણો મોઢામાં મૂકીને ચાવીએ, તો પણ મોઢાં આડું *મુસ્તેરીન* હોવાથી પપાને ખબર ન પડે. ડાકટર પણ મુસ્તેરીન જોઇને ચાલ્યા જતા."

"હેં બકુલ? તને ઉબકો કેમ આવી ગયો! તે કંઇ ખાધું હતું?"

"હું-અં. નકાબાપા ભેળું મેં અને રમેશે 'પુડીંગ' ખાધું હતું."

" પુડિંગ ! નકાબાપા પુડિંગ ખાય છે ? "

" પુડિંગ નહીં. આપણે માનજીની ને ત્યાંથી આવે છે તેવું પુડિંગ નહીં. એ તો— ' પુડલીંગ ' કહેતા હતા. "

" પપાને ખબર છે ? "

" નહીં. મેં અને રમેશે હોંસેહોંસે ખાધી, મને બહુ ભાવી. બંગલે આવ્યા પછી જરા મોળ આવી ગઇ, પણ પપાને અમે તે વાત બિલકુલ કરી નથી. બેન ! તું પણ ના કહેતી. "

" એ નકાબાપાના વખતની કાંઇક સ્વાદિષ્ટ ચીજ હોવી જોઇએ, મારે પણ ચાખવી જોઇશે. " મુસાફરીના પરિશ્રમથી સરલાબેનને ઝોકાં આવવા લાગ્યા, અને વાત બંધ પડી.

સવારના ચ્હા નાસ્તો થયા પછી બંગલામાં વાર્તાલાપ ચાલતો હતો. ત્યાં મોહને આવીને કાંઇ ચીઠી આપતાં, તે વાંચી રાવ બહાદુર ગાડી જોડાવીને એકદમ બહાર નીકળી પડયા એટલે સરલાબેન પણ લાગલા પોતાના બાપાજીને મળવા દોડી ગયા. નકા નગરીઆ નિત્ય નિયમ મુજબ વાડામાં કળશ્યે જઇ આવી, હાથ પગ ધોઇ, દહીં રોટલો આરોગી, કોગળા કરવાની તૈયારી કરતા હતા, ત્યાં ડેલી ખખડી; અને ઝકલબાઇ ઉઘાડી આવ્યા; તેવા– ' નમસ્તે–

બાપાજી !'- કહેતી બે હાથવતી વંદન કરતી વ્યક્તિને જોઇ નકાભાઇ બોલી ઉઠયા—" કોણ ! ઇ ! "

" બાપાજી ! મને વિસરી ગયા ? " સરલાબેને સ્મિત હાસ્ય કર્યું.

" બાપા ! એ તો સરલાબેન છે. " ઝકલબાઇ બોલ્યા.

" હેં-હેં-હેં-હેં ! કોણ ! મારી દીકરી સરલા ! કયાં છે ! " નકાભાઇએ આંખ ઉપર હાથનું ઢાંકણ કરી ટગર ટગર જોવા માંડયું.

" બાપાજી ! આ રહી. "

" અરે ! અરે ! મારી બેનબાઇ ! " નકાભાઇ એકદમ ભેટી પડતાં તેના નેત્રમાં સ્નેહાશ્રુ આવી ગયાં. " બેન ! તું કંયે આવી ! કોના ભેળી આવી ? "

" બાપાજી ! હું એકલી આવી. કાલે રાતની ગાડીમાં. "

" હેં ! હેં ! એકલી ! એટલે દૂરથી ? "

" કેમ ! કાંઇ નવાઇ લાગે છે ? "

" તી–ઇ ! નવાઇ ન લાગે ! આપણાં આણંદી ભાભુને ઘરની બાર બે ગાઉ છેટે ગાડાંમાં જવું હોઇ, તો સાથે ઘરનું માણહ અને વળાવીઓ પણ જોઇ અને તું એકલી આવી ? "

"બાપાજી ! તમારા વખતમાં બીકારૂં લાગતું હશે; અને વળી તમે બૈરાંને બહાર કાઢતા પણ કયાં ? પણ– બાપાજી ! તમારી આંખે ચશ્માં આવી ગયાં કે શું !"

"કાં–આં ?"

"ત્યારે, તમે મને ઓળખી પણ ન શકયા !"

"અરે !— બેન ! મારી આંખ્યું તો દીવા જેવી તેજ છે; મોતિયાં આવે તેવું છેજ નંઇ. પણ આ શું ફેરફાર!" નકા નગરીઆ સરલાના આખા શરીર પ્રતિ નિહાળી રહ્યા.

"કાં ?"

"તંયે !— કયાં, ઓલી ફુંક મારતાં ઉડી પડે એવી ઝીણીઝીણી રેશમી સાડી ! અને કયાં, આપણા ઝમકુમા પેરતા એવો ધીંગોધડઓ આ ચોળીઆનો સાડલો!! ભુલીજ જાઉંને ! હું તો ઓળખીજ ન શકયો."

"બાપાજી ! એમાં તમને અચંબો શું લાગે છે ! દેશના ઉદ્ધારને ખાતર સ્વદેશીનેજ ઉત્તેજન આપવું એ આપણી પવિત્ર ફરજ છે; બાપાજી ! આ ખાદી મારા હાથની કાંતેલી છે; અને અમારા મંડળના વણાટ વિભાગમાં વણાવેલી છે. જુઓ બાપાજી ! તમારે પણ આ પરદેશી વસ્ત્રોનો મોહ હવે છોડવો પડશે."

"દેશી શું ને પરદેશી શું, ઇ મને કાંઇ ખબર નથી. મને તો ઝકલ જે લુગડાં શિવડાવી આપે તે પેરૂં છુ."

"નહીં. બાપાજી! તમારે તો હવે શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરવાં પડશે. તમે તો સ્વાવલંબી છો. તમારી તકલીનું કામ એવું સુન્દર થાય છે, કે અમારા મંડળમાં તમારો નમૂનો જોઇ તેની ઘણીજ પ્રસંશા થઇ હતી. બાપાજી! મને એક સાડી જેટલું સુતર તમારે કાંતી દેવું પડશે. મારા એક ફ્રેન્ડને ભેટ આપવાનું મેં વચન આપ્યું છે"

"બેન! તરકલી તો કે'દીની અઢાવી મેલી."

"હેં! હેં! તકલીનું કામ છોડી દીધું! કેમ, થાકી ગયા?" સરલાબેનને આશ્ચર્ય ઉપજ્યું.

"થાકી શું જાઉં! પણ આ ઝકલ અને મોનજી ડખો કરવા લાગ્યાં."

"કાં! બેન? આવ્યાં!" મોનજી શેઠે ખોંખારો મારી ડેલીની અંદર પ્રવેશ કરી પડકાર કર્યો.

"આવો-આવો મોનજી કાકા!" સરલાબેને વંદન કરી આવકાર આપ્યો.

"બેન! મજેમાં છો ને? તમારા આવ્યાના ખબર પડયા, એટલે બંગલે મળવા ગયો. ત્યાંથી કીધું કે તમે નકાબાપને ત્યાં ગયા છો, એટલે સીધો આંહી આવ્યો. મારી વાત શું ચાલતી'તી?"

" એ તો નકાબાપા કહે છે કે તમે તેની તકલી છોડાવી. કાંઇ કારણ ?"

" સાહેબને વાંધો હતો."

" હું તો આ સાંભળી અજાયબ થાઉં છું. એમાં વાંધો હોવાપણું શું છે ?"

" ઇ તો કીયે કે— આંગળા કપાઇ જાસે." નકાભાઇ વચ્ચે બોલ્યા.

" મોનજી કાકા ! આટલું બધું બિવરાવવાનું કારણ ?"

" બીક તો બંગલાને હોયજ ને ?"

" તો તમારે પપાને સમજાવવા જોઇતા હતા."

" બેન ! રાજદ્વારી બાબતમાં અમારૂં ગજું નહીં. અમે તો વાણીઆ. પવન જોઇને પીઠ ફેરવી જઇએ."

" વાણિયા–વાણિયા કરીને આમ ડરપોક કયાં સુધી રહેશો ! એ ધંધામાં કાંઇ પાપ છે ?"

" નારે–પાપ શું હોય ! પાપ તો હાલતા ચાલતા આપણે કર્યેજ જઇએ છીએ. રાવબહાદુર સાહેબ એક તો નકાબાપા ઉપર ચડી રહ્યા છે, તેમાં વળી બાપાએ બીજો ભડકો કર્યો."

" એ વળી શું ?"

" કાં–આં ! આ બકુલભાઇની માંદગી."

"નહીં. બાપાજી! તમારે તો હવે શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરવાં પડશે. તમે તો સ્વાવલંબી છો. તમારી તકલીનું કામ એવું સુન્દર થાય છે, કે અમારા મંડળમાં તમારો નમૂનો જોઇ તેની ઘણીજ પ્રસંશા થઇ હતી. બાપાજી! મને એક સાડી જેટલું સુતર તમારે કાંતી દેવું પડશે. મારા એક ફ્રેન્ડને ભેટ આપવાનું મેં વચન આપ્યું છે"

"બેન! તરકલી તો કે'દીની અઢાવી મેલી."

"હેં! હેં! તકલીનું કામ છોડી દીધું! કેમ, થાકી ગયા?" સરલાબેનને આશ્ચર્ય ઉપજ્યું.

"થાકી શું જાઉં! પણ આ ઝકલ અને મોનજી ડખો કરવા લાગ્યાં."

"કાં! બેન? આવ્યાં!" મોનજી શેઠે ખોંખારો મારી ડેલીની અંદર પ્રવેશ કરી પડકાર કર્યો.

"આવો-આવો મોનજી કાકા!" સરલાબેને વંદન કરી આવકાર આપ્યો.

"બેન! મજેમાં છો ને? તમારા આવ્યાના ખબર પડયા, એટલે બંગલે મળવા ગયો. ત્યાંથી કીધું કે તમે નકાબાપાને ત્યાં ગયા છો, એટલે સીધો આંહી આવ્યો. મારી વાત શું ચાલતી'તી?"

"એ તો નકાબાપા કહે છે કે તમે તેની તકલી છોડાવી. કાંઇ કારણુ ?"

"સાહેબને વાંધો હતો."

"હું તો આ સાંભળી અજાયબ થાઉં છું. એમાં વાંધો હોવાપણું શું છે ?"

"ઇ તો કીયે કે— આંગળા કપાઇ જાસે." નકાભાઇ વચ્ચે બોલ્યા.

"મોનજી કાકા ! આટલું બધું ણિવરાવવાનું કારણુ ?"

"બીક તો બંગલાને હોયજ ને ?"

"તો તમારે પપાને સમજાવવા જોઇતા હતા."

"બેન ! રાજદ્વારી બાબતમાં અમારૂં ગજું નહી. અમે તો વાણીઆ. પવન જોઇને પીઠ ફેરવી જઇએ."

"વાણિયા-વાણિયા કરીને આમ ડરપોક કયાં સુધી રહેશો ! એ ધંધામાં કાંઇ પાપ છે ?"

"નારે-પાપ શું હોય ! પાપ તો હાલતા ચાલતા આપણે કર્યેજ જઇએ છીએ. રાવબહાદુર સાહેબ એક તો નકાબાપા ઉપર ચડી રહ્યા છે, તેમાં વળી બાપાએ બીજો ભડકો કર્યો."

"એ વળી શું ?"

"કાં-આં ! આ બકુલભાઇની માંદગી."

"એમાં નકાબાપાને શું છે ?"

"બેન! તમને કેહેવામાં વાંધો નથી. પરંતુ બકુલભાઇનો ઉબકો, એ નકાભાઇના પુડલાનુંજ પરિણામને ?"

"જો બેન! બકુલને જરા મોળ આવ્યાની મોનજીએ વાત કરી, તંયે મેં એને કીધું કે-હાલ્ય! તીખાં ને મીઠું ચવરાવીએ; પણ મને જાવાયે ન દીધો." નકાબાપાએ આગલી પાછલી ઉખેળી.

"શું! બકુલને આટલાં બધાં વિતક વિતિ ગયાં છતાં તમે બંગલે પણ ગયા નથી?" સરલા બેનને આશ્ચર્ય પર આશ્ચર્ય થયું.

"ના. મોંનો અને ઝકલ કેવા મંડયા કે હમણાં ઘર ઝાલીને બેસી રીયો. એટલે તેદુંનો હું તો ડેલીબાર પણ નીકળ્યો નથી. મેં તો ભાણીઆને ઘણાંદી' થયાં જોયો નથી. બેન! કેમ છે એને ?" નકાભાઇની લાગણી ઉશ્કેરાઇ.

"બાપાજી? બકુલને કાંઇ નથી. ફકત નબળો બાંધો છે. તમારૂં *પુડલીંગ* પણ ન પચે એવું શરીર તે શા કામનું! આજે સવારેજ પપા સાથે અમારે ચર્ચા થઇ, અને મેં કહ્યું કે-તેના માટે *નેચરોપથી* નો ઇલાજજ સાચો છે. પપા મારી સાથે સમત થયા છે, અને **સનબાથની** ટ્રીટમેન્ટ કરવા લઇ જવાનું નકી થયું છે.

"હેં! લઇ જવાનું નકી થઇ ગયું ? *સોમનાથ* ની માનતા કરવા? ત્યાં કોઇ સુરધન છે કે માતા છે?" નકાભાઇને દેવ યા દેવિ છે તેની ચોકસાઇની આવશ્યકતા જણાઇ.

"*સોમનાથ* નહીં પણ *સન બાથ*. એ એક પ્રકારનું સૂર્ય-સ્નાન છે. મુંબઇની નજીક *સાયન્ટિફિક સન બાથ સેનિટોરિયમ* છે. ત્યાં આપણને શાસ્ત્રીય પદ્ધતિએ કપડાં ઉતરાવીને સૂર્ય-સ્નાન કરાવે છે."

"હેં! મોંના! લુગડાં ઉતારીને સનાન તો *મેલા* આંચો હોય તંયે આપણે કરતા." નકાભાઇ બોલ્યા.

"હેં-હેં-હેં-હેં! નકાભાઇ વળી તમે વચમાં ડફડફ કરવા માંડયું ?" મોનજી શેઠે કીધું.

"કાકા? તમે પણ બાપાજીને આમ કાં ધુત્કારી કાઢો? એમને સમજણ પાડવી જોઇએ. બાપાજી! શરીરના અવયવો સુરજ સામે ખુલ્લાં રખાવી, તે ભાગમાં સુરજના કિરણો બરાબર પ્રવેશાવે-એ *સૂર્યસ્નાન* કહેવાય."

"હેં! બેન! આપણા ગામમાં ઉગે છે એવો સુરજ, કે ત્યાં વળી બીજો સુરજ ઉગતો હશે?" નકાભાઇને આધુનિક વિજ્ઞાનમાં રસ ઉપજવા માંડયો.

"હા-હા-હા-હા. સુરજ તો આંહી, અને ત્યાં એકજ ઉગે." સરલાબેનને ખડખડ હસવું આવી ગયું.

"તંયે–આંઇ બેઠા સુરજનું સનાન ન થાય? હેં! મોંના! આપણે નાનપણમાં નાગાપુગા શેરીમાં રમતા, તંયે સુરજનો તડકો આપણા શરીરને લાગતો, ઇ સુરજનું અસ્તાન ન કેવાય?"

"કહેવાય, પણ આપણી એ રીત *જંગલી* ગણાય. પરંતુ એ રીત જો સાહેબલોક શોધીને લાવે તો *સુધરેલી* કહેવાય." મોનજીએ પદ્ધતિ ભેદનું પ્રથક્કરણ કર્યું, ત્યારે નકોભાઇની પ્રશ્નાવલી તો બંધ પડી; પરંતુ સરલા બેનની અંગુલીનો તેના કપોલે સ્પર્શ થતાં, તેણી જરા વિચારમાં પડી ગયા.



# પ્રકરણ ૧૯ મું.

## સરલાનો સચોટ રદીઓ.

નંદન ગૃહમાં થોડો વખત થયાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. આતિથ્ય ગૃહ, મુલાકાત-મહાલ ઇત્યાદિ અલગ ખંડો ઉપરાંત મોટર ગેરેજ થયેલ. અંદરના દરેક ખંડોની ટાપટીપ અને શણગાર રચનામાં પણ પરિવર્તન જોઇ શકાય તેમ હતું. ઈલિઝાબેથ અને ટ્યુડર કાળના નમૂનાવાળા વિચ્મિબ્રજને ત્યાંના સોફા-ખુરશીઓના સેટ ઇત્યાદિ રાચરચીલાથી ખંડો સુશોભિત કરવામાં આવ્યા હતા. ઠામ ઠામ વિજળીની બત્તિઓ અને વિજળીના પંખાની પણ ગોઠવણ થયેલ હતી.

સરલા બેનની ગેરહાજરીમાં નકાભાઇ તો ફક્ત એકજ વાર-અને તે રાવ બહાદુરની પદવીની ખુશાલી સમયની પાર્ટીમાંજ ગયેલ. પરંતુ એ પાર્ટીમાં તેમનો ભાવ પૂછાયો નહોતો. જેમ કેટલીક સાંકડા માપની રેલ્વેના ઉતારૂઓના બે વર્ગ હોય છે-ઉપલો અને નીચલો: તેજ પ્રમાણે *ખિતાબી-બ્લૅક* માં વિહરતા મોટા માણસોને ત્યાંની મિજ-

લસના મેમાનોના પણ તેવાજ બે વર્ગ પડેલ હોય છે. ઉપલા વર્ગમાં-ટેબલ ઉપર ખાનપાન આરોગવાનો અધિકાર ભોગવતો *અમીર વર્ગ;* અને નીચલા વર્ગમાં નક્કર ભૂમિ ઉપર પલાંઠી વાળી ભોજન લેવાનું સ્વમાન સાચવતો *આમવર્ગ.* ઉપલા વર્ગમાં-કેક, બિસ્કીટ, બરફમાં ઠારેલી કાફી, મેવો, ફળ ઇત્યાદિ ડસોઝાને હાથે પીરસાતી વાનીઓ, અને નીચલા વર્ગમાં-દયાળ ભટ્ટને હાથે પકાવેલી શુદ્ધ બ્રાહ્મણીઆ ચ્હા, અને ચેવડા જેવી વસ્તુઓ હોય છે. આપણા નકાભાઇની ગણના એ મિજલસમાં બીજા પ્રકારની પંકિતમાં થયેલ, જેથી હૉલની અંદર શું શું પરિવર્તન થયેલ છે તેથી તે તદ્દન અજ્ઞાત હતા.

"બેન! આ પછેડો કેમ ઢાંકયો છે? કાંઇ ઓઝલ જેવું છે?" નકાભાઇ સરલા સંગાથે હૉલમાં પ્રવેશતા આમતેમ દ્રષ્ટિ કરતે પ્રથમ પ્રશ્ન કર્યો.

"નહીં બાપાજી! એ તો બારીઓ આડા રંગીન પડદા છે. સૂર્યનો પ્રકાશ ન લેવો હોય તો આમ ઢાંકી રખાય, અને પ્રકાશ લેવો હોય તો કડીઓમાં પરોવેલ આ પડદો ખેસવી શકાય." સરલાબેને પદાર્થ પાઠ સમજાવ્યો.

ગાલીચા ઉપર ફાડી ખાય એવું ક્રુર મોઢાવાળું લાંબુ લપટ પ્રાણી જોઇ નકાભાઇ ગડથોલું ખાઇ ગયા. પરંતુ એ તો મરેલા વાઘનું કમાવેલ ચામડું છે, એમ સરલાબેન

તરફથી ખાત્રી મળ્યા પછીજ નકાભાઇના ખોળીઆમાં પુનઃ જીવ આવ્યો.

ટેબલ ઉપર જાપાનિઝ ફૂલદાનમાં નકાભાઇ નાક નાખી સુંઘવા ગયા, ત્યાં સરલાબેને હસીને સ્ફોટન કર્યું કે-'એ તો માત્ર કચકડાના કૃત્રિમ ફૂલ છે.' કટ ગ્લાસની એક બિલોરી બરણીને ટીકી ટીકીને નિહાળી સ્પર્શ કરવા નકાભાઇના મનમાં જેવા વિચારો ઘોળાવા લાગ્યા, ત્યાં—

'પરદેશીએ પાયમાલ કીધું,
'ભારત, પરદેશીએ પાયમાલ કીધું.
'હિરા ને હેમ ગયા, કાગળ ને કાચ રહ્યા.....'

—એવા મધુર સ્વરો સાંભળી નકાભાઇ થંભી ગયા; અને પછી બોલ્યા-"માળું-ઉં! બાવો ભજન સારૂં ગાય છે."

"નહીં બાપાજી! એ તો બકુલભાઇ ગ્રામોફોન વગાડે છે. મોહન! બાપાજીને ભાઇ પાસે લઇ જા." એમ સરલા તરફથી આજ્ઞા થતાં, નકાભાઇને મેડી ઉપર લઇ જવામાં આવ્યા; અને સરલાબેન રાવ બહાદુરની રાહ જોતાં શિવણ લઇ આરામ-ગૃહમાં બેઠા. ઉપરથી 'ખી-ખી' અને 'ઠી-ઠી' જેવા અવાજો આવતાં પોતાના બાપાજી અને બકુલ આનંદમાં ગુલતાન છે, એ માન્યતાથી સરલાબેનને સંતોષ થયો. પરંતુ મોજ બે ઘડીનીજ હોય છે. ક્ષણવારમાં-'વોય-માડી! વોય! વોય! અરરરર!'-એવી કારમી ચીસ સંભળાઇ;

તેવા ‘ શું થયું ’ શું થયું ? ’ કરતે નીચેથી સર્વ જણ ધણ-ધણ મેડી ઉપર ચડી ગયા.

“ બાપાજી! કેમ બૂમ પાડી ? ” નકાભાઇને હાથ ચચવાળતા જોઇ સરલા બેને પૂછ્યું.

“ એ બેન ! મને આમાંથી કાંઇક કરડયું. તમરા બોલી ગયા. ”

“ મોહન ! શું થયું ? ” સરલાબેન ગભરાઇ ગયા.

“ એ તો, નકાબાપાને બકુલભાઇ વિજળીની ચાંપો ચડઉતર કરવાનું બતાવતા હતા. નકાબાપાએ આ ચાંપ દબાવી તેમાં રાડ પાડી ગયા. ”

“ અરે ! આમાંથી તો ફ્યૂઝ નિકળી ગયેલ જણાય છે. ” સરલાબેન ચાંપ તપાસી બોલ્યા- “ બાપાજી ! ફ્યૂઝ ખલાસ થતાં ફકત તમને વિદ્યુત પ્રવાહનો ઝટકો વાગ્યો લાગે છે. બીજું કાંઇ નથી. હવે કેમ છે ? ”

“ મા-ળું-ઉં ! પીડા તો સાવ સાંસતી પડી ગઇ. મેં તો માન્યું કે એમાંથી વીંછીએ ડંખ માર્યો. ”

બધા હસવા લાગ્યા. અને અટ્ટ-હાસ્યના કોલાહલમાં મોટરનું ભુંગળું વાગ્યું, એ પણ કોઇ સાંભળી શકયા નહી. ફકત સરલાબેનની ચકોર કર્ણેન્દ્રિયપર એ અવાજ પોંચતાં, લાગલા સરસરાટ હેઠળ દોડી જઇ પૉર્ચમાં પોંચી ગયા

"બેન! આ બધો શો શોર બકોર છે? રસ્તા ઉપર માણુસોની મેદની જામી છે!" ક્રોધમય મુખમુદ્રાસહ રાવ બહાદુર હૉલમાં પ્રવેશતાં બોલી ઉઠયા.

"એ તો નકાબાપાને વિજળીનો સ્હેજ ઝટકો વાગી જતાં તેમનાથી બૂમ પડાઇ ગઇ."

"જો-સરલા! આ તમારા નકાબાપાની લપ હવે કોઇ રીતે છોડાય તો સારૂં. મારી તો મુંઝવણ પર મુંઝવણ વધાર્યે જાઓ છો."

"પપા! નકાબાપા બિચારા આપણને શું નડે છે! વારંવાર એનું નામ આવે છે તે!"

"તમારા નકાબાપાનું નામ પોલીસને ચોપડે કયારનુંયે ચડી ચૂકયું છે, એ તમને કયાં ખબર છે?"

"પણ—એનો એવો કયો ગુન્હો છે?"

"એ તમે ન સમજો. મુંબઇની પોલીસ અને આંહીની પોલીસ વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યા કરે છે. રાવ સાહેબ સોહનલાલે તો સ્પષ્ટ રીપોર્ટ કર્યો કે- એ નામની વ્યકિત નથી પઠાણ, કે નથી આફ્રિદી; અલબત્ત એ કોમના વડવા યુગપૂર્વે પંજાબ તરફથી આવેલા એટલે દરજ્જે વસ્ત્રમાં વખતે સ્હેજસાજ સામ્યતા હશે, પરંતુ સ્વભાવે તો 'વાઘ બકરી' જેટલો ફરક છે.-આમ ખુલાસાવાર જણાવ્યા છતાં એ વાતનો અંત આવતો નથી; અને એ ચળવળખોરને

આશ્રય આપવાનું આળ આપણા ઉપર આવ્યા કરે છે. અત્યાર સુધી ઇન્સ્પેકટરની ઓફીસમાં એજ માથાકુટ ચાલતી હતી. એ વ્યકિતને મુંબઇની પોલીસ નજરોનજર જોવા માંગે છે એમ રા. સા. સોહનલાલનું કહેવું થાય છે; અને જો વિલંબ થશે તો આપણા ઉપર બ્હોતાન આવે છે. આપણી *રાવ બહાદુર*ની પદવી ખેંચાઇ જવાની મને તો બહુ ધાસ્તી લાગે છે."

"ઓ હો! આટલે સુધી વાત વધી છે? પપા! ખિતાબ જતો હોય તો છો જાય! એમાં ડરો છો શું? સંતકાકાને મુંબઇ લખો ને?"

"નહીં. એમાં સર સંતલાલને તસ્દી આપવા માંગતો નથી."

"પણ-પપા! આ કેવળ ગપ લાગે છે. આવી ગપ ઉડાડનાર કોણ છે?"

"*પ્રભાત--પડકાર* ના પ્રાંતિક રીપોર્ટરના લેખ ઉપરથી આ સ્થિતિ ઉભી થયેલ છે. જુઓ— આ રહી છાપાની એ કાપલીઓ." કાપલીઓની ફાઇલ નજીકના બુક કેઇસમાંથી રાવ બહાદુરે સરલાના હાથમાં મૂકી. તે નજર તળે કરતાં સરલાબેન બોલી ઉઠયાં — "હું-અં! સમજી. આતો એ વાર્જિંત્રનુંજ કાવતરૂં લાગે છે. પપા! તમે છાપાવાળાઓની રીતથી અજ્ઞાત દીસો છો. મને તો આ લેખ એ છાપાના રીપોર્ટર પેલા લુચ્ચા રામલાલનો લખેલો લાગે છે."

"હા. મને કહેવા લાગ્યો કે-જોઇ લેજો, તમારા નકાબાપા કેવા હેરાન થાય છે તે! પોલીસ માગણી કરશે પછી કયાં જશો! પપા! આ છાપાવાળાઓને આવા ધૂર્ત લોકો મળી રહે છે. કાંઇપણ અણગમતી ચળવળ બંધ પડાવવી હોય, ત્યારે પ્રચાર કાર્ય માટે આવા રીપોર્ટરોને રોકે છે. ગમે તે સ્થાનના જુઠા ખબરો છાપાની ઓફીસમાં બેઠા બેઠા કલ્પનાથી ઉભા કરે છે, તે ઉપર અગ્રલેખ લખાય છે, અને પછી એનો છુપી પોલીસ ઉપયોગ લે છે."

"રાવસાહેબ સોહનલાલને આપણે આ વાત કરીએ તો કેમ?"

"એમાં એને કહેવાથી કશું વળે તેમ નથી. મુંબઇની પોલીસ નકાબાપાને જોવા ઓહોંસ કરતી હોય તો તેમ કરવા આપણે વાંધો શું છે?"

"બિલકુલ નહીં. ફક્ત તમારી અને તમારા બાની શરમ આડી આવતી હતી. લ્યો, ઇન્સ્પેકટરને ટેલિફોન કરૂં."

"શા માટે?"

"પોલીસને આપણે આંહીજ સોંપી દઇએ."

"પોલીસને આપણે શું કામ સુપ્રત કરીએ?"

"ત્યારે-એને મુંબઇ કોણ લઇ જશે?"

"કેમ પપા! બકુલભાઇને હવાફેર માટે મુંબઇ તરફ લઇ જવાનો તો આપણે નિર્ણય કર્યો છે; નકાબાપાને આપણે સાથેજ લઇશું."

"નહીં. મારી આબરૂ ગુમાવવી છે કે કેમ?"

"આમાં આપણી પ્રતિષ્ઠા કે આબરૂને આંચ આવવાનું કશુંયે કારણ નથી. પપા! મને ક્ષમા કરશો. પરંતુ આજ કહેવું પડે છે કે–ઓગણીસમી સદીના દારૂવાળા '**જોની વૉકર**'ના કેવળ કાલ્પનિક અને નિર્જિવ ચિત્ર જોવાથી તમને આનન્દ પડે છે, એ હું જાણું છું; તો પછી એજ સદીનું જીવતું જાગતું સજિવ ચિત્ર આપણે ત્યાંજ છે તેથી તમને આનન્દ કેમ ઉપજતો નથી? શું પેલું *વિદેશી* છે, અને આ *સ્વદેશી* છે, એટલા માટે?"

રાવ બહાદુર પોતાની પુત્રિની આ દલીલ પરત્વે નિરૂત્તર રહ્યા.

# પ્રકરણ ૨૦ મું.

## વોય–મા ! ભૂત !

કાઠીયાવાડમાં ઓગણીસમી સદીની છેલ્લી પચ્ચીસી-માં રેલ્વે આવી તે વખતે લોકોમાં જે આશ્ચર્ય ઉપજેલું, તેજ આશ્ચર્ય નકાભાઇનો નિદ્રાકાળ લક્ષમાં લેતાં આજ તેમને ઉપજ્યું હતું. ' આવજો ' – ' સંભાળજો ' – એમ વળાવવા આવેલા મોનજીશેઠના પ્લૅટફૉર્મ ઉપરથી છેલ્લા શબ્દોના ખુલાસા માટે– ' હેં ! મોંના !.... એ-મોંના !.... રસ્તે કાંઇ ખાકારા જેવું......' એવી કાંઇ નહીં તો બે ત્રણ બૂમો નકાભાઇએ પાડી હશે, તેના ઉત્તરમાં ' ડોસા ! હવે બસ કરો. માથું અંદર લઇ લો—' એમ ગતિમાં મૂકાયેલા ગાડીના અર્ધ ઉઘાડાં બારણાંને ધબધબ ધક્કો દેતાં ગાર્ડે રોકડું પરખાવ્યું. ' સરલાબેન અને ભાણીઓ વખતે રહી ગયા હોય નહીં ' –એવી નકાભાઇની ચિંતાનો ખુલાસો- ' સેકીનના ડબામાં છે ' —એમ મોહને કર્યા છતાં નકાભાઇ-ને શાંતિ ન થઇ, જેથી બારી બહાર ડોકું કાઢી ડાબી જમણી બાજુ રસ્તા ઉપર નિહાળવા લાગ્યા.; એટલે ડબાની અંદરના કેટલાક લવાબ પ્રાણીઓની લાગણી સતેજ થવા લાગી.

બ્રહ્માજીએ માણસો બનાવ્યા તે સાથેજ લવો અને વાચાની પણ બખ્શેશ થઇ. પરંતુ એ લવાળેન્દ્રિયની ખરી ખુલવટ તો રેલ્વે થઇ ત્યારથીજ થવા માંડી. રેલ્વેના ત્રણ વર્ગની સાથેજ લવાળ પ્રાણીના પણ તેટલાજ વર્ગ મુકરર થયા. પહેલા વર્ગમાં—શૂન્યલવાળ પ્રાણી, જેની લાગણી તદ્દન બુઠ્ઠી; બીજા વર્ગમાં સૂક્ષ્મ-લવાળ, જેની લાગણી મંદ ધારવાળી; અને ત્રીજા વર્ગમાં –દીર્ઘલવાળ પ્રાણીઓ, જેની લાગણી તીવ્ર ધારદાર જોઇ શકાય છે. આપણા નકાભાઇ દીર્ઘલવાળ પ્રાણી હોવાથી તેને ત્રીજા વર્ગમાંજ મોહનની સંભાળ તળે સરલાબેનની ઇચ્છા વિરૂદ્ધ રાખવાને પ્રબંધ થયો હતો. ત્વરિત ગતિએ દોડતી ગાડી બહારના દૃશ્ય નિહાળવામાં નકાભાઇ મશગુલ હતા; અને ઝાડ દોડે છે કે ગાડી એ પ્રશ્નના નિરાકરણ રૂપે– 'માળુ-ઉં ! મોહન ! આ બધું લપસિંદર તો એકહારે હાલે છે ને શું ?'– એવા શબ્દો ઉચ્ચારતાની સાથે નકાભાઇનું મુખ મલકમલક થતું દેખી, સામી બેઠકે બેઠેલા એક દીર્ઘ લવાળપ્રાણીની લાગણી ઉભરાવા માંડી; જેથી મોહનને પ્રશ્ન કર્યોઃ– 'ડોસાને ક્યાં લઇ જાઓ છો ? મીરાં દાતાર કે ?' નિર્ણિતસ્થાનનું ભાન ભૂલેલો મોહન ડબાના લોકોની સાથે હજુ હસવામાંજ હતો, ત્યાં બીજા ખાનામાંથી બીજા લવાળપ્રાણીએ બોલ ઝીલી લીધો કે– 'મીરાં દાતાર ભલે રહ્યાં, પણ ઘેલુડી માતાનો પરચો કાંઇ જેવો તેવો નથીઃ અમારી ડોસીને

ત્યાં લઇ ગયા, ને-હાંઉ ! ઘડીકમાં ઠેકાણે પડી ગયા.' મેલડી માતામાંથી 'ખીજડીઆ-હડમાન', અને ખીજડીઆ હનુમાન-માંથી 'પીરાનપીર' નીકળી આવ્યા. પરંતુ નકાભાઇનો આ વિષયનો અનુભવ ઉતારૂઓને પ્રાપ્ત થઇ શકયો નહીં; કારણ બહારનું સૃષ્ટિ સૌન્દર્ય અને એક પછી એક આવતા સ્ટેશનો નિહાળવામાં તે એટલા બધા નિમગ્ન હતા, કે પવનના ઝપાટામાં ફ્રરરર થતી તેમના થોભીઆના કાતરાની અણીઓ નજીકમાં બેઠેલી એક બાઇના બાળકે દોડી જઇ બે ત્રણવાર ખેંચી હશે, તો યે તેમને કશી અસર ન થઇ.

વાંકાનેર જંકશને ફેરીઆઓની રાડારાડ અને નળ ઉપર પાણી માટે દોડાદોડના દૃશ્યનો ઉકેલ કરવામાં નકા-ભાઇ એટલા બધા ગુંથાઇ ગયા કે— 'ટિકેટ-પ્લીઝ ! એ કાકા ! ટિકીટ !'—એમ તેમના વાંસા ઉપર ડબાની અંદર-થી ટિકીટ ઇન્સ્પેકટરે હળવો ટકોરો માર્યો, ત્યારેજ પાછી ડોક ફેરવીને નકાભાઇએ જવાબ વાળ્યો કે—' ટીકય તો મોંનો રાખે છે, અમે તો કાગળ ઉપર ચોંટાડવા એને દંઇ.' 'માસ્તર સાહેબ! એનું જરા એમ છે. એનો માણસ હમણાં આવશે.'-એવો ખુલાસો લાગણી પ્રાધાન્ય ઉતારૂએ કર્યો, અને નકાભાઇને રોકી સરલા બેનને આલબેલ આપવા ગયેલ મોહન પાછો આવી પોંચતાં તેનાથી ટિકિટની ખાત્રી થતાં,-' એને બરાબર સંભાળતા રહો '-એમ મોહનને સલાહ દેતા; ટિકીટ ઇન્સ્પેકટર બીજા ડબામાં ચાલ્યા ગયા.

થાન જંકશને–' હાલો–ભાઇ પેંડા! પેંડા લઇ લ્યો ભાઇ! ' –એવા ઉપરા ચાપરી ડબે ડબા પ્રતિ બાંગ મારતા પોકારોથી નકાભાઇએ બારીમાંથી હાથ લાંબો કર્યો. ' કેટલા?' –ત્રાજવા તોલાંવાળા શખ્સે હેઠળથી પૂછતાં–' જેટલા દેવાતા હોઇ તેટલા '– એવા નકાભાઇના ઉત્તરથી ફેરીઓ એક પળ તાકી રહ્યો. ' એ કાંઇ માનતાની શેષ વેંચાતી નથી '– એમ મોહને આવીને ખુલાસો કરતાં, નકાભાઇ જોકે સમજી જઇ શરમના માર્યા તુરત શાંત પડયા; પરંતુ ચાલતી ગાડીમાં હસાહસાટ શાંત પડતાં વાર લાગી.

ભારતની ' સમૂહ–સંસ્કૃતિ'નું જ્ઞાન મોહનને હતું, જેથી–વઢવાણ જંકશને પ્લેટફૉર્મ ઉપર માણસોની ભારે ગિરદી જોઇ મોહન નકાભાઇને બેસી રહેવાની સૂચના આપી પાછળનું બારણું ખોલી હેઠળ ઉતરી ગયો. પરંતુ એ સંસ્કૃતિનું જ્ઞાન નકાભાઇને હજુ નહોતું, જેથી ગાડીની ધીમી ગતિ સાથે જગ્યા માટે દોડયે આવતાં ટોળાંને દેખીને ' એ આમ હાલ્યા આવો–આંઇ પગતાંણુ છે '– એમ નકાભાઇએ લાંબા હાથ કરી ટોળાંને આમંત્રણ દીધું. ડબામાંથી પંદર જણા ઉતરનારા હોય; અને પચાસ જણા પેસનારા હોય, ગાડી થોભવાનો પૂરતો વખત નિર્ણિત થયો હોય, છતાં ઉતરનાર તેમજ ચડનાર દરેકને એકી સાથે અને એકજ પળે ચડ ઉતરની તાલાવેલી લાગેલી હોય છે. ઉતારૂઓની આ ઇચ્છા સંતોષવા માટે ઉતારૂ દીઠ આવાગમનના દ્વારની ગોઠવણ રેલ્વે

જોરે રાખેલી નહીં હોવાથી, અઢી ફુટ પોહોળા બારણામાંથી ચડ ઉતરની રસાકસી, ખેંચાખેંચી, અને ધક્કામુક્કીમાં બંને પક્ષનું સમતોલપણું જળવાઇ રહે ત્યાંસુધી કોઇપણ પક્ષ ચસ ન દીએ; પણ એક પક્ષનું જોર જેવું નબળું પડ્યું, તેવો તે પક્ષ પાછો પડતાં માથાં છોલાય, કાછડી છુટે, કે નાકોરી ફુટે. નકાભાઇએ આવા દ્રશ્ય કોળી વાઘરીના કજીયા વખતેજ જોયા હોય, જેથી 'એ માબાપ! ડખો કરોમાં, રેંવા દયો'-એમ કહેતે કજીયો ડાંભવા માટે બેઠકેથી ઉઠી દ્વાર તરફ દોડવા ગયા, તેવા 'ડોસા! તમારૂં તે મોત ભમે છે! મુંગા મુંગા બેસી રહોની! નવાણિયા કુટાઇ જશો અને અડતાલો જોખાઇ જશે'-એમ કહે તે એક અલ્પ-વાચાળ પ્રાણીની ધિરજ ખુટતાં નકાભાઇનો હાથ ઝાલી પાછા વાર્યા, અને તેના સ્થાને બેસાડી દીધા.

પાંચ મિનિટના ડંકા સાથે મોહનને અગત્યની સુચના આપી સરલા બેન ડબા હેઠળ ઉતરી પોતાને સ્થાને પોંચી ગયા.

'ઝાડ નીચે ટીંબણુ ઠીક, કે ગાડીમાં જમણુ ઠીક'–એ વિષય પરત્વે નકાભાઇ અને મોહન વચ્ચે કેટલીક ચકચાર ચાલ્યા બાદ, સરલા બેન તરફથી મોકલાવેલો નાસ્તો ચાલતી ગાડીમાંજ થયો. ઓડકાર ખાઇ, તેમજ હાથ મોઢું બારીમાંથી ધોતાં ઉડતા છાંટા માટે નજીકના ઉતારૂઓની સરસ્વતિની શેષ પણ ખાઇ, નકાભાઇએ સોપારી વાંતરી તેના ભુકાની લાણુ નજીક તેમજ છેક દૂરના લોકોમાં વેચતાં, ડબો થંડો પડયો ન પડયો, ત્યાં–વિરમગામ આવ્યું; અને લોકો ટપોટપ ગાંસડા પોટલા સાથે ડબો ખાલી કરવા લાગ્યા. સામી મોટી ગાડી તરફ આવવાની નકાભાઇને સુચના દઇ મોહન લાગલો નીચે ઉતરી સેકન્ડ કલાસમાં ગયો. ડબામાંથી તમામ સામાન મજુર મારફત ટ્રાલીમાં ગોઠવાયો; અને મોટી ગાડીમાં બે બેઠકનું બીજા વર્ગનું ખાસ ખાનું રીઝર્વ કરાવેલું, તેમાં રાવ બહાદુર, સરલાબેન અને બકુલ સાથે દાખલ થયા. નકાભાઇને ન દેખતાં જલ્દી તેડી લાવવા સરલાબેને મોહનને દોડાવ્યો. મોહન આખું પ્લૅટફૉર્મ શોધી વળ્યો, પણ કયાંઇ નકાબાપાનો પત્તો ન લાગ્યો. ખાલી ગાડી પ્લૅટફૉર્મ ઉપરથી ઉપડીને દૂર બીજા પાટા ઉપર જઇ પોંચી હતી; જેથી મોહન હાંફળો ફાંફળો શન્ટિંગ કરતા સાંધાવાળાઓની હાંકલની દરકાર કર્યા વિના

લાગલો પોતાનો મૂળ ડબો ઉઘાડી ઉપર ચઢી ગયો; અને આમતેમ બારિકીથી દ્રષ્ટિ કરી તો, નકાભાઇ એક બેઠકના પાટીઆની પોલાણ નીચે જનાવરની ચાલે ભ્રમણ કરતા ભાળ્યા.

"બાપા! ચાલોની! બેન તમારી રાહ જોઇ રહ્યા છે. વાંકાવળીને ત્યાં શું કરો છો?"

"મોહન! આખો ડબો ગોતીગોતીને હું તો ધાંધો બની ગયો. પણ માળું–ઉ! ક્યાંઇ હાથ આવતું નથી."

"શું ઉ!"

"પગરખું."

"મોળ્યું! હડફેટમાં ક્યાંક પડી ગયું હશે. જલ્દી નીચે ઉતરો. આપણી ગાડી ઉપડવાને હવે વાર નથી. બાપા! આ હાથમાં વળી શું લીધું?"

"બીજું પગરખું."

"પણ હવે એ એક પગરખું શું કામનું છે? ફેંકી દયો!" નકાભાઇનો હાથ ઝાલીને ડબા નીચે ઉતરતા મોહને કીધું.

"અરે!— પણ નવાં નોક પગરખાં હજી પંદર દિ પહેલાં ઝકલે કરાવ્યા'તાં." નકાભાઇની ઇચ્છા તો ખરચમાં ફાયદો કરવાની હતી, અને ગુમ થઇ ગયેલ એક પગરખું શિવડાવવાથી જોડ બરાબર થઇ રહેશે માટે બીજું પગરખું 'સાચવ્યું' હતું, તે ફેંકી દેતાં નકાભાઇનું મન ન માન્યું.

પરંતુ મોહને તેના હાથમાંથી લઇને ઘા કર્યો, ત્યારે નકાભાઇના હૃદયમાં જરા આઘાત થયો. આડાઅવળા પાટાઓ અને ગાડીઓની ભુલવણીમાંથી જેમ તેમ નિકળીને નકાભાઇને સહીસલામત સરલાબેનને સોંપવામાં આવ્યા, ત્યારે મોહનનો જીવ હેઠો બેઠો.

સંધ્યા થવાથી હવે સૃષ્ટિ પર અન્ધકારનું આચ્છાદન પથરાવા માંડયું. રાત્રિને સમયે પોતાના બાપાજીને જુદા રાખવામાં જોખમ માની, પોતા સાથે સેકન્ડ કલાસમાંજ બેસાડવાના સરલાબેનના નિર્ણય સાથે રાવ બહાદુર કેટલીક રગઝગ પછીજ સંમત થયા હતા. ઉંચા ડબા અને ઉંચી સગવડ જોઇ નકાભાઇને જેટલો આનંદ થયો તેટલોજ તેમના સીધા સમાગમથી સરલા તથા બકુલને પણ થયો. એના એ માનવ ટોળા અને એનીએ સ્ટેશને ધમ્મા ચકકરથી નકાભાઇનો મોહ જો કે હવે ઓસરી ગયો હતો, તોપણ એક પગરખાંના કારણે ખાલી હો-હા કરનાર વ્યકિત પરત્વે રાવ બહાદુરનો રોષ તો છેક અમદાવાદ લગી ઓસર્યો નહોતો. જો કે એકંદર ચાર બર્થના ખાનામાં નકાભાઇની સુવાની સગવડ થઇ શકે તેમ હતું, પરંતુ પોતાના બાપાના કારણે પોતાના પપાની નિદ્રામાં ખલલ પડે તો તેમનું માથું ભારે થઇ જાય, એ અગવડની ચિંતાનો ભાર પણ સરલાબેનને શિરે જેવો તેવો નહોતો. બીજા વર્ગની બોગીમાં નોખનોખા નાના મોટા ખાના અને સળંગ ચાલ હતી.

ચાલને દરેક છેડે મનમોહક મળ-મૂત્ર ગૃહ [Lavatory] પણ હતા. તેને લગતું નોકરને માટે ત્રીજા વરગનું ખાનું પણ હતું, જેમાંથી સેકન્ડ કલાસની ચાલમાં આવજાવ થઇ શકે એવા દ્વારની પણ ગોઠવણ હતી. સરલાબેને ખાત્રી કરી તો આજે ઘણાંખરાં ખાના ખાલી જણાયા, પેસેન્જરનો બિલ્કૂલ ભરાવો નહોતો. જેથી પોતાના બાપાજીને બોગીમાં બધે એને ફેરવ્યા. પાયખાના ઇત્યાદિની પણ સમજણ પાડી. પાસેનાજ એક ખાલી ખાનામાં સરલાબેને નકાભાઇ સંગાથે પ્રવેશ કર્યો.

"બેન! આ હિંચકો શું કામે છે?" નકાભાઇએ આમતેમ નજર કરી પ્રશ્ન કર્યો.

"બાપાજી! એ હિંચકો નથી, પરંતુ રાતની વખતે ઉપર સુવા માટેની એ સગવડ છે. તમને ઉપર સુવું ફાવે ખરૂં?"

"હું-અં. અમે તો હીંડોળા ઉપર ખૂબ સુતા છીએ. પણ આ ઉપર ચડાય શી રીતે? ઠેકડો મારીને?"

"નહીં. બાપાજી! જુઓ— આ ટપાવાળી નિસરણી માથે ચડવા માટે તૈયાર છે; તે ઉપયોગમાં લઇ શકાય છે. તમે ખાત્રી કરો જોઇએ!"

"માળી-ઇ! આ જુગતાઇ તો બહુ ભારે!" નકાભાઇ ઉપરની બેઠકે ટપટપ ચડી ગયા. "બેન! આપણને આંઇ બહુ ગમશે."

“ તો ભલે. તમારી પથારી મોહન ત્યાં કરી દેશે; અને હવે નિરાંતે મુંગા મુંગા ઉપર સુઇ રહેજો. અમે પાસેજ છીએ. મોહન પણ નજીકમાં છે. એકલા કાંઇ વાંધો નથીને ? ”

“ ના-રે-ના. આંઇ બીવા જેવું છેજ શું ? પણ-બેન! દાતણપાણી ! ”

“ એ તો-સવારે-મુંબઇ આવશે ત્યારે આપણે કરીશું.” સરલા બેન પોતાના ખાનામાં ગયા; અને મોહને નકાબાપાની પથારી ઉપરની બેઠકમાં ગોઠવી. તે ઉપર નકાભાઇ લાંબા થઇને પડયા, અને માથે સોડ તાણી.

“ મોહન? એ મોહન?! ” નકાભાઇએ જરાવારે ઉપરથી બૂમ પાડી.

“ કાં-બાપા! ” મોહન ચાલમાંથી દોડતો આવ્યો.

“ માળી-ઇ? આ ઉંઘ આવવા દેતી નથી.”

“ શું ? ”

“ આ ભડકા જેવી દીવી બળે છે, તી જરા ઝાંખી કરની ? ”

“ અરે! બાપા! એ તો વિજળીનો દીવો છે. ઓછો શી રીતે થાય ? કે’તા હો તો ઓલવી નાખું. ”

“ તો-એમ કર. ”

મોહને જેવી ચાંપ દબાવી તેવી બત્તિ બંધ થઇ, એટલે નકાભાઇને નિરાંત વળી. જરાવારે આંખ મળી, અને પોપચાં બિડાઇ ગયા.

વડોદરા સ્ટેશને એક બાનુ પેસેન્જરે બોગીમાં પ્રવેશ કર્યો; અને સ્વિચ ઉંચી કરતાં નકાભાઇવાળું આખું ખાનું ખાલી ભાળી, પૅારટરે તેનો સામાન નીચે ગોઠવ્યો; અને બાનુએ હેઠલી બેઠક લીધી. ‘ આવજો- ભઇલા! કાગળ લખજે-મારાં પુવાને નમસ્તે કહેજો-સાહેબજી-સાહેબજી- ’ ઇત્યાદિ ઘોષ પ્રતિ ઘોષ વચ્ચે *મુંબઇ મેલ* ભખ-ભખ કરતો વડોદરાથી ઉપડયો. બાનુએ જરાવારે નીચેથી પોતાની બૅગ ઉપર લીધી. બૅગ ઉપર **મિસિસ રામલાલ** એ શ્વેત રંગી અક્ષરો સ્પષ્ટ વાંચી શકાય તેવા હતા. મિસિસ રામલાલે પ્રથમ બૅગમાંથી રૂમાલ કાઢયો, રૂમાલવતી પોતાના ચશ્માં સાફ કરી, આંખે બરાબર ગોઠવ્યા; પછી પાનનો ડબો કાઢયો, પાનપટી બનાવી તેમાં બનારસી તમાકુ છાંટી તે પટી મુખમાં ઓાળવી; પછી બેડિંગ છોડી બેઠક ઉપર પોતાની પથારી ગોઠવી. ત્યારબાદ સ્વસ્થ થઇ બૅગમાંથી છાપું કાઢી નીચી મુંડીએ વાંચવામાં તલ્લિન થયા.



“ વોય મા ! ભૂત ? ”—પાન ૨૭૪

પડચા ડાબી બાજુ પડખું ફેરવવા જતાં નીચે દૃષ્ટિ ગઇ, તો સામેની હેઠલી બેઠકે એક બાઇને ભાળી. 'પુરૂષ સુતા ત્યાં બાઇ એકલી આવે, કેવી નિર્લજ્જતા!'—નકાભાઇના મગજમાં કલ્પનાના ધોધ વહેવા માંડયાં—'કહી દઉં! —એ બાઇ! શરમ કાં નેવે મૂકી ?—ચોટલો છુટો રાખ્યો છે—માથે તો ઓઢો!—અરે! પણ સરલા બેન હોય નહીં'! હા. એજ કાઠી—એજ સાડલાનો પેરવેશ—એજ વાન—એજ માથે કાળા ભમર જેવા ચકચક કરતા વાળ—બેન નીચે મોઢે કાંઇક વાંચે છે. અહા! શું બેનનું હેત!—મારી સંભાળ લેવા ખાસ ચોકી કરતા બેઠા છે—કહી દઉં!—બેન! નાહક ઉજાગરો કરો માં!—ના. ના.—મને મુંગા રહેવા બેને કીધું છે—અરે! પણ ઇ તો ઉભા થયા—મોઢું ફેરવી ગયા—માથા પછવાડે ફક્ત અંબોડો દેખાય છે—ઇ શું કરે છે ?—'

મિસિસ રામલાલ છાપું એકકોર મૂકી ઉભા થયા, અને તેણીએ ખાનાની અંદર પાણીની ગેંડી ચાંપ દબાવી નીચી કરી, નળ ખુલો કરી મોઢામાંથી દાંત કાઢી સાફ કર્યા, પછી મોઢું ધોયું—પછી સામા અરીસામાં જોઇ મોઢું લુછવા માંડયું—પછી આખો ચોટલો માથા ઉપરથી અદ્ધર ઉંચો ખસવા માંડયો—તેવા નકાભાઇ પથારીમાં ચોંકી જઇ જરા ઉંચા થયા, અને—'અરે! આ તે બેન! કે કાંઇ બીજું !'—એમ ગણગણતાં તેના ડોળા વિસ્મૃત થવા લાગ્યા,

તેમના હ્રદયનો થડકો ઉપડયો, મગજની ગતિ એન્જીનના ચાલતા પૈડાંના ચક્કરની જેમ વધવા લાગી, અને પથારીમાંથી ગુંઠણીઆભેર અરધા ઉભા થઇ ગયા. જેવા મિસિસ શામલાલે વાળનો આખો ચોટલો એકકોર મૂકી નકાભાઇની દિશાભણી મુખ ફેરવી બગાસું ખાવા માટે મોઢાની બખોલ પહોળી કરી, તેવા—'**વોય મા! ભૂત!**'—એમ **ન**કાભાઇ કારમી ચીસ પાડી ઉઠયા. આવા કાળ ભૈરવ સ્વરથી મિસિસ શામલાલના પગ તાંજોરી નાચ કરવા લાગ્યા. અને સામે ઉંચી દૃષ્ટિ કરી તો *વોય-મા! ભૂત!*—એમ તેણીની પણ બૂમ નિકળી ગઇ. આ ખુલ્લી ખોપરીવાળી બલા પોતાને ભરખી ખાશે એવી ભીતિથી ઝટપટ ખાટલામાંથી ઉઠી ડેલી બહાર ભાગી જવાની ભ્રમણામાં સાડા છ ફુટની ઉંચાઇએથી ભૂસ્કો ખાતાં, તેમનું નક્કર માથું પૂર જોરથી ભણુંગ દેતે ભટકવાનો ભડાકો થતાં, મિસિસ શામલાલે સંકટ સમયની સાંકળ ખેંચી—'દોડો-દોડો-ચોર! ચોર!....દોડો—દોડો-હરામખોર-હરામખોર'-એમ રાડારાડ પાડવા લાગ્યા. 'શું છે! શું છે?' કરતો **મો**હન ચાલમાંથી દોડતો આવ્યો.

સિંચાગામ અને **પાલેજ** વચ્ચે ચાલીસ માઇલની ઝડપે દોડતી ગાડી અચબૂચ થંભતાં, તેના થડકાથી ડબેડબામાંથી ઉંઘણસી માણસો ઝબકી ગયા, અને સજાગરૂ માનવો બારી બહાર ડોકાં કાઢવા લાગ્યા. 'ઇ-કયું ઇ-સ્ટેશન!'-એમ બગાસાં ખાતે કોઇ પૂછવા લાગ્યા. 'કાંઇક

ખોટકો થયો લાગે છે'. 'ખોટકો શું હોય! ઇ તો રસ્તો સમો થતો હશે!'—એમ અવનવા અનુમાનો થવા લાગ્યા. ત્યાં વળી ચોરનો પવન ફેલાતાં-'મિંયાગામની એક સફેદ ટોળી હમણાં બહુ રંજાડ કરે છે'-એવા તાજા સમાચાર સાંભળીને કેટલાક પોતાની ટ્રંકના તાળાં બરાબર છે કે નહીં, તેની નીચાવળી ખાત્રી કરવા લાગ્યા. પવનની ગતિ બદલી, અને—'કોઇ હરામખોર બૈરાંના ડબામાં ઘુસ્યો છે' —એવો વંટોળિયો વાતાં, વાતાવરણ પણ બદલ્યું. 'અમારો હુરતનો લાલીઓ ટેં થઇને એક બાઇને બાઝવા ગયો, પણ બાઇ હેરને માથે હવાહેર નીકળી, અને લાલીઆને એવો પકડી લાખ્યો કે હહરીનો રાડ પાડી ગયો.'-એવો આગલો અનુભવ ડબામાં રજુ થતાં, ઝોલાં ખાતાં કોઇ મિંયાનું મોઢું પોતાની ઓરત તરફ લથડતાં દેખી—'એ મિંયા! જોતા નથી? બાઇ માણસ તરફ ભટકાઓ છોતી!—'. એમ પણ કોઇ ધણી પડકાર કરવા લાગ્યા. 'What's the matter!' —સાંકળ કોને ખેંચી!-શું છે?'-કરતે ગાર્ડ તથા પોલીસ બીજા વર્ગની બોગીમાં ઘૂસ્યા. ત્યારે **મોહન** નકાબાપાનું માથું ખોળામાં લઇને બેઠો હતો. **સરલાબેન** 'બાપા!— બાપાજી!'— એમ તેમના માથા ઉપર હાથ ફેરવી પૂછ્યા કરતા હતા. મિસિસ **રામલાલ**નું મોઢું ઉતરી ગયું હતું. અને પોલીસને દેખી—'આ ડોસો બાઝવા આવ્યો.'— એમ આક્ષેપ મૂકવા લાગ્યા. 'બીલ્કુલ જુઠું છે'—એમ

સરલાબેનને બચાવ કર્યો. મિસિસ રામલાલ તથા ડોસાને ભરૂચના સ્ટેશને તપાસ માટે ઉતારવા પોલીસે હઠ પકડી. ફરીઆદી કે તોહમતદાર બધા મુંબઇ ઉતરવાના છે, માટે જે કરવી ઘટે તે તપાસ મુંબઇ થાય તો ઠીક-ડોસાની સ્થિતિ ગંભીર છે-અને ભરૂચ સ્ટેશને મેડિકલ ઓફીસરને તાર કરવો—એવીએવી સૂચના ડબામાં આવેલ કેટલાક સુજ્ઞ અને ડાહ્યા પુરુષોની પડતાં તે સલાહ સર્વાનુમતે પસાર થઇ. 'ડોસાને રેઢા કેમ મૂકયા !-સાથેજ રાખવા'તાને?'-એમ રાવ બહાદુર પ્રતિ પ્રશ્નોના હુમલા થયા, પરંતુ ગાર્ડની લાલબત્તિની જેમ તેમના ડોળા પણ લાલ હતા, અને મુખ બિડાયેલ હતું. 'To your seats please'—એવા સિગ્નલ સાથે સૌ પોતપોતાને સ્થાને પોંચી ગયા. પોલીસે ડબાનો કબજો લીધો, અને ટ્રેન પાછી ચાલી.

ભરૂચ સ્ટેશને રેલ્વે ડાકટર ડબામાં દાખલ થયા. નકાભાઇને ખુરશીમાં બેસારી સરલાબેન વાળા ખાનામાં નીચેની બેઠકે બહુજ સંભાળથી સુવાડવામાં આવ્યા. માથે પાટા બાંધવામાં આવ્યા. 'કેમ લાગે છે?'—એવા સરલા બેનના પ્રશ્નના ઉત્તરમાં—'હાર્ટ અને પલ્સ બહુજ ફાસ્ટ ચાલેચ. મગજનો ઢક્કો છે કે કાંઇ અંદર ફ્રેકચર છે તેણી અત્યારે કહી શકાય નહીં. આય બરફ માથે ઘસ્યા કરવાનું; અને આય ડોઝ બબે કલાકે પાજો.'—એમ કહી 'ડાકટર' હેઠળ ઉતરી ગયા.

સરલાબેન અને મોહને આખી રાત નકાભાઇની સારવારમાં ગાળી. એન્જીનમાંથી જેમ અંતરે અંતરે ધુમાડાના ગોટા નિકળે, તેમ રાવ બહાદુરના અંતરમાંથી કટકે કટકે વરાળ નિકળવા લાગી.

"હું તમને કહેતો હતો છતાં ન માન્યા, અને સાથે લીધા તેનો આ ફજેતો થયો."

"ફજેતો તો એ લુચ્ચી રામલાલની મૈરીએજ કર્યો, અને મારા નકાબાપાને બિવરાવ્યા, અને નાહક તેનો જીવ લીધો."

"નહીં. એ બિચારી બાનુ તમારા બાપાને જોઇ બીઇ ગઇ લાગે છે."

"પપા! તમને એ બાઇની દયા આવે છે, પણ મારા બાપાની અનુકમ્પા કેમ નથી આવતી? તમારી આંખો ક્યારે ખુલશે?" સરલા બેનથી નાને મોઢે આ મોટાં વેણ નિકળી ગયાં, ત્યારેજ રાવ બહાદુરની વરાળ ખલાસ થઇ.



# પ્રકરણ ૨૧ મું.

## હરપ્રસન્ન–હોસ્પિટલમાં

**મુંબઇના** હુલામણાં અનેક નામો પડયાં છે. કોઇ તેને–*Urbs prima in Indis* [ હિન્દનું પ્રથમ પંક્તિનું શહેર] કહે છે, કોઇ–'City of palms & palaces' [ તાડ અને તાડસમ માળપૂરી ] પણ કહે છે. કોઇ–'*મચ્છર અને મૂષક નગર*', તો કોઇ–'*ઢોંગ–સોંગ પટ્ટમ*', કોઇ–'*સોના રૂપાની સરિતાપૂરી*', અને એ સરિતાનાં પૂરમાં ડુબકી મારનાર કોઇ—એને '*ભીડ અને ભીંસ ભૂમિ*' પણ કહે છે. આ નામોનો ચોક્કસ નિર્ણય તો ભવિષ્યમાં થવાનો હોય તે થાય, પરંતુ **સેંટ્રલ** સ્ટેશને *મુંબઇ–મેલ* આવી પોંચ્યો ત્યારે ભીડ અને ભીંસ જેટલી પ્લેટફોર્મ ઉપર હતી, તેટલીજ પ્લેટફોર્મ બહાર મોટર અને વિકટોરીઆની પણ હતી. 'હલ્લો!' કરતે સર **સંતલાલ**ના હુસ્તધૂનન સાથે રાવ બહાદુર **સારંગધર** જ્યારે ડબા નીચે ઉતર્યા, ત્યારે–'કેમ કાંઇ ઠીક નથી?'–કહેતા મિસ્તર **રામલાલ** મિસિસ 'રામલાલના ખાતા ઉપર ચઢયા; અને–'Where's the

party! [લોકો ક્યાં છે!]' કરતે સારજન્ટ અને પોલીસ બોગીને ઘેરી વળ્યા.

મિસિસ રામલાલે મિસ્તર રામલાલને વિતકની વાત કરી; અને સર સંતલાલને સરલાબેને રાતના બનેલા બનાવથી વાકેફ કર્યાં.

"પણ તમે લોક બિચારા ડોસાને આંહી સુધી લાવ્યા શું કામ! મુંબઇમાં તે શું જોવાનું છે?" સર સંતલાલે રાવ બહાદુરને પૂછ્યું.

"છુપી પોલીસ એમને આંહી જોવા માગે છે." રાવ બહાદુરે કીધું.

"છટ. છટ. છુપી પોલીસવાળા વળી ડોસાને જોઇને શું વાઘ મારવાના છે?"

"એનું નામ ચળવળખોરના લિસ્ટમાં નોંધાયેલ છે, એમ મારા પપા કહે છે." સરલાબેને અધુરી હકીકત પૂરી કરી.

"હા–હા–હા–હા! પોલીસનું બી માથું ચસ્કી ગયું લાગે છે. રાવ બહાદુર! તમે કેમ કાંઇ પડકાર ન કર્યો?"

"મારા પપા તો પોલીસ રીપોર્ટથી મુંઝાઇ ગયા." સરલાબેને રાવ બહાદુર વતી ખુલાસો કર્યો.

"મુંઝાઇ ગયા? તમે રાજસ્થાની લોક આવા ફોસી કેમ બની ગયા છો! મને જરા બે લીંટી લખી હતે, તો

તો હું સુપ્રિ. સૅકનો કાન ઝાલીને હેઠો બેસારી દેત. મારા સાહેબ! આમાં તે મોટી મામલત શું બળી છે!" સર સંતલાલે રાવ બહાદુરને ઉદ્દેશીને કીધું, જેથી સરલાબેને પોતાના પપા પ્રતિ જોયું; પણ રાવ બહાદુરના મગજમાં ઉત્તર આપવાના કાંઇ પણ શબ્દો ઉતરે તે પહેલાં સર સંતલાલ રામલાલ પાસે ગયા, અને ફરીઆદ ખેંચી લેવા રામલાલને કેટલીક સમજુત કરી. પરંતુ પોતાની અને પોતાના બૈરાંની આબરૂની ચોખવટ ઇન્સાફથીજ કરવા રામલાલે જમીન સાથે પોતાના જમણા પગનો બૂટ પછાડી મક્કમ નિર્ણય જાહેર કર્યો, અને સરલાબેનની દૃષ્ટિ ખેંચાય તેવી રીતે પોતાની અરધી મૂચ્છની સૂક્ષ્મ અણીને જરા વળ દેવા માંડયો. 'બહુ સારૂં, ત્યારે-ઇન્સાફથીજ આબરૂ સાફ કરાવજો'—કહી સર સંતલાલ રાવ બહાદુર અને સરલાબેન પાસે આવ્યા; અને નકા નગરીઆની સારવાર માટે કેટલીક મસલત ચાલ્યા બાદ હરપ્રસન્ન-હોસ્પિટલમાં લઇ જવાનો નિશ્ચય થયો, અને ત્યાંથી *રેડક્રોસ બસ* મોકલવા ટેલિફોન પણ થયો.

પોલીસ તપાસ માટે રામલાલનો આગ્રહ થતાં, રેલ્વે-પોલીસે નજીકના ખંડમાં દરકારી લોકોને એક પછી એક બોલાવ્યા. પ્રથમ મિસિસ રામલાલની ફરીઆદ નોંધી લેવામાં આવી, ત્યારબાદ મોહન તથા સરલાબેનની હકીકત ટપકાવવામાં આવી. નકા નગરીઆ હજુ અવાચક હોવાથી

તેમના શરીર અને સ્થિતિનું પંચનામું ખાનામાંજ કરવામાં આવ્યું; અને જે ખાનામાં રાતનો બનાવ બનેલો તે ખાનાની સંપૂર્ણ સ્થાનિક ચોકસી તથા નકશો પણ કરવામાં આવ્યા. પોલીસ તપાસ પૂરી થઇ, દરમ્યાન રેડક્રોસ બસ આવી પોંચતાં, નકાભાઇને સ્ટ્રેચરમાં સુવાડી બસમાં સંભાળથી લેવામાં આવ્યા. મોહનને પણ તેમની પાસેજ બસમાં બેસાડયો. સરલાબેન અને બકુલને ટેક્સીમાં સર સંતલાલને બંગલે રવાના કરવામાં આવ્યા; અને સર સંતલાલ પોતાની મોટરમાં રાવ બહાદુરને લઇ હૅાસ્પિતાલ તરફ હંકારી ગયા.

મલબાર હિલ ઉપર *સંત-સદન* માં ટેક્સી આવી પોંચતાં લેડી સંતલાલે સરલાબેનને આવકાર આપ્યો. સર સંતલાલ અને પોતાના પપાના રોકાણ વિષે ખુલાસો થયો; પછી આતિથ્ય-ગૃહમાં સ્નાન, વસ્ત્ર બદલ ઇત્યાદિ વિધિ થયાબાદ, સૂક્ષ્મ ખાનપાનને ઇન્સાફ આપી, સરલા તથા બકુલ સ્વસ્થ થયા.

“ માજી! વંદન કરૂં છું.” એક ખંડમાં સોફા ઉપર શાલથી વિંટાયેલ સર સંતલાલની માતા પ્રત્યે સરલાએ બે હાથવતી નમન કર્યું.

“ કોણ—ઇ!” ડોસાંએ આંખ ઉપર હાથનું ઢાંકણુ કરીને પૂછયું.

“ માજી! એ તો મેમાન છે.” લેડી સંતલાલે કીધું.

"મેમણ છે?" કાન ઉપર ભુંગળું ડોસાંએ બરાબર ગોઠવ્યું.

"નહીં. નહીં. રાવ બહાદુર સારંગધરના પુત્રિ સરલાબેન છે. એમને અણધારી આફત આવી પડી. આ બેનની બાની માના બાપા બિચારા પડી ગયા."

"હું! મરી ગયા! રામ-રામ-રામ-રામ. અરે માડી! મોત કોઇને મૂકે એમ નથી." ડોસીમા આંખમાં આવેલ જળજળીઆં રૂમાલવતી સાફ કરવા લાગ્યા.

"ના-ના. માજી! બીચારા ઉપરથી નીચે પડી ગયા—પડી ગયા"

"અરરર! બડી [ ડી=ળી ] ગયા! છોડી! ભુંડણ! જોતી નથી, આ તણખા ઉડે છે તી?" વાયે ઝલાઇ ગયેલ ડોસીમાના શેક સારૂ નજીકમાં પડેલી સગડી ખસેડવા નોકર ઉપર ઉતરી પડયા.

"માજી? કયાંઇ આગ બાગ નથી લાગી. ચિંતા ના કરો." લેડી સંતે કીધું.

"તંયે—મારો સંત કયાં?" ડોસીમાની ચિંતા હજુ જેવી ને તેવીજ હતી.

"એ તો રાવ બહાદુર સાથે હોસ્પીટલમાં ગયા છે. બાપાની સારવારની ગોઠવણ કરવા." ત્યાં તો મોટરનું ભુંગળું વાગ્યું, અને સર સંતલાલ રાવ બહાદુર સાથે

'સંત-સદન' માં આવી પોંચ્યા. સરલાબેનનો જીવ ઉંચક હતો, જેથી રાવ બહાદુર ન્હાઇ ધોઇ સ્વચ્છ થઇ સંતલાલ સાથે ચ્હા પીવા બેઠા, ત્યાં દોડી આવ્યા.

"પપા! બાપાજીને કેમ છે?"

"જરા આંખ ઉઘાડી છે, પણ હજુ બોલતા નથી."

"બેન! એમ તારા બાપા નહીં ચાલ્યા જાય; અને જાય તો એના જેવા નસીબદાર કોણ?" સર સંતે પ્યાલામાં સાકર નાંખી દૂધ રેડયું.

"નહીં. કાકા સાહેબ! મને બહુ ચિંતા થાય છે."

"બેન! તમે કાં ગભરાઓ! હૉસ્પિટલમાં ઉત્તમ સારવાર તળે છે. નર્સો ઉપરાચાપરી તેની સેવામાં છે. ડાકટરો ખડે પગે ત્યાં છે. સર કાકા હૉસ્પિટલના ટ્રસ્ટી, પછી આપણને ફિકરજ શું છે?" રાવ બહાદુરે આશ્વાસન આપ્યું.

"પણ—સ્થિતિ ગંભીર લાગે છે કે કેમ!"

"ગંભીર લાગે, તો બેન તું શું કરવાની છો?" સર સંતે ચ્હાનો એક ઘૂંટ લીધો.

"મોનજી કાકાને તારથી બોલાવીએ." સરલા બેને સૂચના કરી.

"એમાં શું જાય છે! શરીર છે. જેને બોલાવવા હોય તેને બોલાવો." સર સંતે કીધું.

"કાકા સાહેબ! તમારી પૂરતી મદદ છે, એટલે અમને સંતોષ છે. તમારો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે."

"અરે! અરે! તમે જરા મદદે દોડજો." સર સંતે લેડી સંતને દેખી હાંકલ કરી.

"શું થયું?" લેડી સંત હસતા હસતા દોડી આવ્યા.

"જુઓને! આ ડાઇબાઇ મને ભારમાં ચગદી નાંખે છે. કાકાની મદદે તો ખરે વખતે આવવું'તું ને! ઉપકાર તો ત્યારેજ રાખ્યો ગણાત." સર સંતે રમૂજમાં કીધું.

"ઓ-લો! આજની પીડામાં એ વાત તો ભુલાઇજ ગઇ. અમને તો ખાત્રી હતી કે તમે જરૂર એસેમ્બલીમાં ચુંટાઇ આવશો. છાપામાં રોજ આવતું કે તમારી તરફેણમાં મતની સંખ્યા વધતી જાય છે, ને ઘડીકમાં આ શું થઇ ગયું?" રાવ બહાદુરે સર સંત પ્રતિ પૂછ્યું.

"એકસો નવાણું મતનો ફેર પડયો. આપણા મતદારોનો કાંઇ ધડો છે? પેટ્રોલનું પાણી કર્યું, અને નાતીલાઓ ખાઇ ખદોડીને ફરી ગયા." સર સંતે પરિણામ જણાવ્યું.

"એ નાતોનું નામજ મૂકોને! આપણા લોક સ્વરાજ માટે બીલકૂલ નાલાયક છે." રાવ બહાદુરે ભવિષ્ય ભાખ્યું.

"એ દલીલતો *નોકરશાહી* ની ભઠીમાં પકાવેલી છે." સરલાબેન બોલ્યા.

"તે-એમાં શું ખોટું છે?" સર સંતે શંકા ઉઠાવી.

"નાતના પટેલો જુનવાણી અને રૂઢિ ચુસ્ત છે, અને નહીં સુધરતા હોય તે ઠીક, તેમ *ખિતાબી* શેઠોના પણ *વાડા* અને *વળ* કયાં ઓછા છે!"

"લે–લે! આ છોકરી તો છેકજ ફાસ જાય છે. આપણને લપડાક લગાવે તેવી છે" સર સંતે રાવ બહાદુર સામું જોઇ સરલાને સ્હેજ ટાપલી મારી. "કાયદાથી કોમી મતાધિકાર લોકોને મળ્યો, પરંતુ તે ભોગવવાનું ભાનજ કયાં છે?"

"કાકા સાહેબ! માફ કરજો. રાજના એ બધા કાયદા તો સત્તાને ટકાવનારા અને મુડીવાદને પોષનારા છે. એ જાળમાં ભોળા ભકતો ભલે ફસાય; પણ એ તમારી રાજ-સભાઓ કયું સ્વર્ગ ઉતારી લાવે તેમ છે? કાકાજી! તમે ગણ્યાંગાંઠયા લક્ષ્મીનંદનો એશઆરામ અને વૈભવ માણો અને દેશનો મોટો ભાગ ભિખારી કે બેકાર અવસ્થા ભોગવે, એ કયાંનો કાયદો!"

"નસીબનો."

"નહીં. એ ગરીબોને ચુસનારા મુડીવાદી કાયદાઓ છે. ગરીબો પ્રત્યે રહેમ કે દયા કયાં છે! અમારા મોનજી

કાકા અને નકાબાપા તો કહે છે કે- આપણા આર્યાવર્તમાં અગાઉ રાજા-પ્રજાનો સંબંધ પિતા-પુત્ર જેવો હતો. શેઠ-નોકરનો સંબંધ જીવન ભરનો રહેતો. શેઠ-શેઠાણી પોતાના નોકરોને બચ્ચાં પેઠે પાળતા, અને તેના દરેક સુખદુઃખમાં ભાગ લેતા ........"

"ઓહો! ઓહો! આને તો *એસેમ્બલી*માં ડાબી પાંખનું વડપણ આપવા જેવું છે." સર સંતે ટકોર કરી.

"કાકા સાહેબ! તમે ભલે મને ઉડાવો; તમને ભલે પશ્ચિમની સંસ્કૃતિનો મોહ હોય; પણ અત્યારે દુનિયા ભરમાં કયાંઇ એવો એક પણ દેશ, કે ગામ, કે સમાજ, કે સંસ્થા બતાવશો, કે જ્યાં માનવના સુખસાધનો સંપૂર્ણ હોય?"

"શાબાશ! શાબાશ!" લેડી સંતે સરલાનો વાંસો થાબડયો. સર અને રાવ બહાદુર એક બીજા સામું તાકી રહ્યા. દરમ્યાન ખાણાની સંજ્ઞા થતાં બધા ઉઠયા.

સરલાનું સ્થૂળ શરીર 'સંત-સદન' માં હતું, પરંતુ તેનો સૂક્ષ્મ દેહ તો હરપ્રસન્ન-હોસ્પિટલમાંજ હતો. હૉસ્પિતાલમાં દરદિને જોવા મળવાનો વખત સાંજના ચારથી પાંચનો મુકરર થયેલો હોવાથી તે વખતની યાદ આપતાં સર સંતલાલ રાવ બહાદુર અને સરલાને લઇ ઇસ્પિતાલે ગયા. દર્દિની સ્થિતિ વિષે હાઉસ-સરજને રીપોર્ટ આપ્યો કે—

'તેમના મગજની એક્સ-રેથી તપાસ કરતાં અંદરનું કોઇ હાડકું ભાગ્યું તુટ્યું નથી. પરંતુ અંદરની બારિક રક્ત નળી તુટવાથી રક્ત શ્રાવના પરિણામે લોહીનું દબાણ થવાથી *Comatoes condition* [ બેશુદ્ધ સ્થિતિ ] થયેલ છે. તેમાં સુધારો થતો આવે છે. વાચા પણ કાંઇક ખુલતી આવે છે. પણ તેનું હાર્ટ બહુજ ઉતાવળું ચાલે છે.' દરદિને જોવા માટે સરલાબેન ઉતાવળા થવા લાગ્યા, એટલે 'તેને હેરાન ન થાય તો ઠીક'—એવી ડાકટરે સલાહ આપી. તો પણ સરલાની જીજ્ઞાસા જોઇ, છુટ આપી. ત્રીજા માળ ઉપર ખાસ ખંડમાં મચ્છરદાનીવાળા પલંગને બિછાને દરદી હતા. તેમની નજીક નર્સ ઉભી હતી. બારણું હળવેથી ઉઘાડી સરલાબેન અંદર ગયા, અને પલંગ ઉપર બેસી-'બાપા! બાપાજી! કેમ છે!'-એમ પૂછતાં માથે હાથ ફેરવ્યો. '**મોના!**..........ભૂત!'—નકા નગરીઆએ જરા આંખ ઉંચી કરી હોઠ ફફડાવ્યા. 'બાપાજી! એ તો હું સરલા છું. ભૂત-બૂત કાંઇ નથી. મોનજી કાકાને અરજન્ટ તાર કર્યો છે. કાલે આવી પોંચશે.'

'મહેરબાની કરી એને બોલાવો નહીં, નિરાંતે સુવા દયો; ડાકટરની મના છે, એને સારૂં છે.' એમ નર્સે હુઠ પકડતાં સરલાબેન ત્યાંથી ઇચ્છા વિરૂદ્ધ બહાર નિકળી ગયા.

મન પ્રફુલ્લ હોય તો ઉજ્જડ કે વેરાન ભુમિ પણ આલ્હાદરૂપ લાગે; પરંતુ મન પ્રફુલ્લ ન હોય તો આનન્દ

વિનોદના સાધનોથી ભરપૂર સોહમયિ જેવું સ્થળ પણ સુખ ન ઉપજાવે. ઉચક જીવને લીધે સરલાને એપોલો કે હેંગીંગ ગાર્ડન, રીગલ કે કેપિટૉલ કયાંઇ ચિત્ત ન ચોટયું. પાછલી રાતનો ઉજાગરો છતાં ઉંઘ પણ રાત્રે તેને ઘસઘસાટ ન આવી. પ્રભાતની મેલમાં મોનજી શેઠ આવી પોંચ્યા, ત્યાર પછીજ તેના મન ઉપરનો બોજો કાંઇક હળવો થયો. માંદગીના ખાટલાને ફરતા કુટુમ્બી અને આડોશી પાડોશીના ઘેરા અને ગોકીરાથી ટેવાયેલ દરદિ પાસે, અજાણ્યા અને અબોલ ખંડમાં સફેદ બૂટની કેવળ અણી ઉપર અદ્ધર ચાલનાર, અને નેત્ર પલ્લવી કે કર પલ્લવીથીજ કામ લેનાર નર્સની હાજરી ઉપરાંત કોઇપણ સ્વજન પાસે હોય તો સારૂં—એ માન્યતાથી સોહન ઉપરાંત મોનજી શેઠ પોતાના બાપાની હાજરીમાં આવવાથી તેણીને સંતોષ થયો.

નિયમ મુજબ રોંઢા વખતે ઇસ્પિતાલે જઇ નકાબાપા વાળી ખોલીનું બારણું હળવેથી ખોલી, દરદીના બિછાના સામેની ભીંતમાં ટાંગેલ કાર્ડમાં-હૃદય અને નાડીની ગતિ તેમજ ટેમ્પરેચરના આંકડા ઉપરાંત 'Condition same [સ્થિતિ જેમની તેમ]'—એ વૈદકીય અભિપ્રાય નજર તળે કરી, બાપા નિદ્રામાં પડેલા જોઇ મોનજી શેઠને ખંડ બહાર લઇ જઇ '.કેમ લાગે છે?' એમ મત પૂછતાં—'આરામ થઇ જશે, પરમાત્મા ઉપર ભરૂંસો રાખો'—એવા એવા—

મોનજીના આશ્વાસન સાથે સરલા પોતાના પપા અને સર સંત સાથે બહાર નહીં જતાં, સંત-સદનમાંજ પાછી ફરી.

બગીચામાં હિંચકા ઉપર લેડી સંત ઝુલતા હતા; અને નજીકમાં રબરના પૈડાંવાળી ખુરશીમાં ઢબુરેલ માજી હવા ખાતા હતા. ત્યાં સરલાબેન પણ ભળ્યા. ટ્રેમાં ચ્હા કાફી આવતાં પ્યાલા ખાલી કરતે કરતે મહિલા મંડળ અલક મલકની વાતોએ વળગ્યું.

કલાકેક બાદ મોટર બગીચામાં આવી, અને મોટર-માંથી ઉતરી સર સંતે કીધું–' લે બેન ! તારા બાપાનો છુટકો થયો.'

" હેં ! હેં !" સરલાનો સાદ ફાટી ગયો.

" ઇ–શું થીઉં ? " ડોસીમા ખુરશીમાં ભડકી ગયા.

" માજી! કાંઇ નથી. એ તો સરલાનો બાપો છુટયો." સર સંત સીંગાપુર ખુરશી ઉપર સ્વસ્થ થયા.

" કાકા! કાકાજી! આ હું શું સાંભળું છું ! શું સાચું છે ? " સરલાએ આંખે રૂમાલ દાબ્યો.

" ઇ–તારા ડાધીઆને બાંધી રાખો. છુટયો તો છોકરીને બટકું ભરી લેશે." ડોસીમાએ સાવચેતીનો સૂર કાઢ્યો.

" પણ—વાત વાતમાં તારી આંખમાં પ્રાણીના પૂર શાના વહેવા માંડયાં ? " સર સંત સરલા પ્રત્યે બોલ્યા

" મને ખબર પણ ન આપ્યા? પપા! પપા! તમે બધાં હસો છો કેમ!"

" હસીએ નહીં તો તારી પેઠે રડી પડીએ? તારા બાપાનું પ્રકરણ પોલીસે માંડી વાળ્યું, તેમાં હસવું કે રોવું?" સર સંતે સિગાર સળગાવી.

" ઓ-તારી! હું તો કાંઈનું કાંઈ ધારી બેઠી!"

" એને એના બાપાજ મનમાં રમ્યા કરે છે. જેથી એને એવાંજ ભણકારા વાગ્યા કરે છે." લેડી સંત હસ્યા.

" ઇ-કુતરો બાઝયો?" ડોસીમાએ યાદી આપી.

" માજી! આપણો પપી છુટયો નથી, પણ સરલાનો બાપો પોલીસ તપાસમાં છુટયો એ વાત ચાલે છે." સર સંતે જરી ઉંચે સાદે સમજાવ્યું.

" કાકા સાહેબ! શું થયું! કહો તો ખરા!" સરલાની જીજ્ઞાસા તીવ્ર થઇ.

" હં-હવે જીવ ઠેકાણે આવ્યો. સુપ્રીન્ટેન્ડેન્ટ સ્ટૅકની ઓફીસમાં અમે ગયા; અને મેં તેને પૂછયું કે આ બધી શી ધાંધલ કરી બેઠા છો? પછી તેમણે ખુલાસો કર્યો કે—છુપી પોલીસની તપાસ, અને રેલ્વે પોલીસ તરફથી હેમણાં ફરીઆદીના કાગળો આવ્યા તે બંને તપાસમાં એકજ વ્યકિત હોવાની અમારી ખાત્રી થઇ, જેથી-હું એવી બીકણ વ્યકિત આફ્રિદી કે પઠાણ હોઇ શકે નહીં, માટે

ફાઇલ ફેંસલ '—એવા શેરા સાથે છુપી પોલીસનું પ્રકરણ માંડી વળાયું છે. "

"ત્યારે-રેલ્વે પોલીસમાં થયેલ ફરીઆદનું કાંઇ છેવટ આવ્યું ?" સરલાએ પૂછયું.

"તારા કાન કયાં છે ? હું શું કહું છું ? એ ફરીઆદ પણ કાઢી નાંખવાનો રીપોર્ટ પોલીસ કમિશ્નર પાસે આવી ગયો, તેની એક કોપી અમને આપી તે આ રહી." સર સંતે નકલ સરલાના હાથમાં આપી.

"બેન! તું વાંચતો ખરી ! અમે પણ જાણીએ." લેડી સંતે ઉત્કંઠા દર્શાવી. ટેબલ ઉપર વિજળીની બત્તિ ગોઠવાઇ, અને સરલાએ વાંચવા માંડયું :-

'ફરિયાદણ બાઇ ઉપર ચાલતી ગાડીએ રાતની વખતે ડબ્બામાં આરોપી નિર્લજ હુમલો કરવા ધસ્યો, એવી તેણીની ફરીઆદની તપાસના આ કાગળો છે. આરોપી સ્વેચ્છાપૂર્વક ફરીઆદણવાળા ખાનામાં પ્રવેશ્યો નથી. પરંતુ તે ઉપરની બેઠકે સુતેલો, ત્યારપછી વચલા સ્ટેશનથી ફરીઆદણ તે ખાનામાં દાખલ થયેલ છે. એક ઓરતને ખાનામાં દેખી જો કોઇ પુરૂષની દયાનત બગડે, અને પાશવવૃત્તિ ઉશ્કેરાય, તો તેવો શખ્સ સંભાળપૂર્વક અને ચુપકિદિથી નીચે ઉતરી ઓરતને બાઝવા પ્રયાસ કરે. આ કિસ્સામાં તેમ થયેલ નથી; તેમ કાંઇ પણ બાઝાબાઝીમાં આરોપી જમીન હેઠળ પટકાયેલ હોવાનું ફરિયાદણ કહેતી પણ નથી. પરંતુ આરોપી બેઠક ઉપરથી ભોંય નીચે અકસ્માત પછડાયો છે. તેમ પછડાવાનું

કારણ ઉંઘના પરિણામે પણ બન્યું નથી. પણ 'ભૂત'ની ભ્રમણાથી ભડકીને ભાગવા જતાં ઉપરથી નીચે તુટી પડેલ છે. 'ભૂત'નો પોકાર પ્રથમ આરોપીએ કરેલ હતો, અને ફરીઆદણના મુખમાંથી 'ભૂત'નો પડછંદો ત્યારપછી નીકળેલ હતો. બંનેએ એક બીજા પ્રત્યે 'ભૂત-ભૂત'-એમ પડકાર કર્યા હતા. જેથી આમાં મહત્વનો પ્રશ્ન એ છે કે- 'એમાંથી ભૂત કોણ? ફરીઆદણ કે આરોપી?' 'ભૂત'ની વ્યાખ્યા ગુજરાતી શબ્દ કોશમાં એવી છે કે—'**ભૂત** — એટલે મૃત દેહને મળતો મુખાકૃતિનો ઓળો'. આરોપીની મુખાકૃતિમાં તેવો કશો ફેરફાર થયેલ નહોતો. પરંતુ ફરીઆદણ ઉઠાડવામાં આવ્યા બાદ તેનું જે મુખ પ્રથમ જોયું તેના કરતાં તેણીએ મોઢામાંથી દાંતનું ચોકઠું કાઢી માથા ઉપરના ચોટલા-વાળી ટોપી એક કોર મૂકી ટોઇલેટવાળું મોઢું સાફ કર્યા બાદ બગાસું ખાતી વખતે તેણીની મુખાકૃતિમાં જે જુદાજ પ્રકારનો ફેરફાર આરોપીએ જોયો, તે 'ભૂત' જેવું ભાસતાં આરોપી ચમકી જઇ ભૂત એમ પોકારી ઉઠયો લાગે છે; અને તે બિહામણા દશ્યથી ભડકીને ભાગવા જતાં આરોપી ઉપરથી નીચે પટકાઇ પડયો છે. ફરીઆદણે જો કે 'ભૂત'નો સામો પડકાર કર્યો, પણ આરોપીને નીચે પડતાં દેખી તેને મદદ કરવાને બદલે 'ચોર-ચોર' 'હરામખોર-હરામખોર'—એવી રીડા રીડ કરી, જાણે આરોપી પોતાને બાઝવા આવ્યો હોય એવો ખોટો દેખાવ તેણીએ કર્યો છે. સઘળી હકીકત અને સંજોગો જોતાં તેની ફરીઆદમાં બિલ્કુલ વજુદ નથી; માટે ફરીઆદ કાઢી વાળવા મંજુરી માગતી. પોલીસને ખોટી

હકીકત જાહેર કરી તપાસની નકામી તકલીફમાં ઉતારવા બદલ તેણીના સામે અલગ ફરીઆદ માંડવા પણ મંજુરી માગવી. પડી ગયેલ શખ્સની મદદ માટે ડબાની સાંકળ ખેંચાયેલ નથી, પરંતુ પોતા ઉપર જાણે વાદળ તુટી પડયા હોય એવી લાગણી ખેંચવાનો દેખાવ ખાતર તે સાંકળ તેણીએ ખેંચી જણાય છે. માટે રેલ્વે-ઍક્ટ મુજબ સાંકળનો ગેર ઉપયોગ કરવા બદલ તેણીનો દંડ વસુલ લેવા ટ્રાફિક ખાતે જણાવવું.'

વંચાણ પુરૂં થતાં લેડી સંતે તાળી પાડી. એટલે બીજા પણ કરતાલમાં ભળ્યા.

"ઇ-શું થીઉં?" ડોસીમા ખુરશીની અંદર ચમકી ગયા.

"માજી! એ તો પેલી રામલાલની બૈરીનો ફજેતો; તમે ન સાંભળ્યો?" લેડી સંતે કીધું.

"ના—શું છે?"

"રામલાલની બૈરીને તમે ન ઓળખો? પેલી ઘરડી ઘોડીને લાલ લગામ!"

"હા-હા. ઓલી બોખલીને?" માજીની સ્મૃતિ તાજી થઇ.

"હા. હા. એજ. બોખલી અને માથે મુંડી. માથા ઉપરથી વાળ ઉતરી ગયા, એટલે મુંડો ઢાંકવા હમણાં વળી ચોટલાની ટોપી પેરે છે." લેડી સંત બોલ્યા.

"અરે-માડી! હવે તો આ-બૈરાં લોકે આધા છોડવા માંડયા. ઘરડા થાય તોયે જુવાન જણાવવાનું જેમ ઓછું

થાતું નથી. હાથપગ બોડા, ને મોઢે વળી રાખ ચોપડે." ડોસીમાએ બજરની ચપટી લીધી.

"માજી એ રાખનું શું કહે છે?" સરલાએ હસતાં હસતાં પૂછ્યું.

"આ આપણે બૈરાંઓ મોઢે ટૉઇલેટ-પાઉડર લગાવીએ છીએ એને માજી *રાખ* કહે છે." લેડી સંતે સમજાવ્યું.

"એ-હવે તો નાગાઇની હદ ચાતરવા માંડી! અમારી આંખે તો આ બધું નવું નવું ભાળીએ છીએ." માજીનો કાન સરવો બની ગયો.

"ખરૂં છે, માજી! પણ આજે નવું તે કાલે જુનું થશે, અને નૂવા જુનાને હસશે. મારા નકાબાપાએ કોઇ દિવસ એવો દેખાવ ન જોયો હોય, એટલે બ્હીઇ જાય એમાં નવાઇ શું છે?" સરલાએ સ્ફોટન કર્યું.

"એ લુચ્ચા રામલાલને મેં સમજાવવામાં કાંઇ બાકી નહોતું રાખ્યું, પણ એની દયાનત તો આ બ્હાને તમારી પાસેથી નાણાં ઓકાવવાની હતી." સર સંતે કીધું.

"હું મારા પપાને કહેતી હતી કે આમાં મારા બાપાંની કશી ભૂલ નથી. પણ એને તો મારા બાપાનીજ કસુર લાગી."

"તારા પપાને બૈરાંનું બહુ લાગી આવતું હશે. તારા બાપા બુઢા રહ્યા, જેથી તેનાથી તારા પપા લાજી મરતા હશે. કેમ બોલતા નથી, મારા સાહેબ!" સર સંતે રાવ બહાદૂર પ્રતિ ટકોર કર્યો



નકો—નગરીઆની સન્નિપાત સૃષ્ટિ—

“[illegible] ! [illegible]ોના! મેં જોયું.”—પાન ૨૯૬

" પપા ! હું ઇસ્પિતાલે જાઉં છું. બાપાને વસમું લાગે છે એમ ટેલિફોન છે." જરાવારે સરલાએ પાછા આવીને જણાવ્યું.

" હું પણ તમારી સાથેજ આવું છું." રાવ બહાદુરની લાગણી ખેંચાઇ.

સૂર્યોદયની સાથે માંદગીના બિછાનામાં જે આશા અને ઉલ્લાસના કિરણો પ્રસરે છે તે સૂર્યાસ્ત પછી અદૃશ્ય થતાં જાય છે. સરલા અને સારંગધર આસ્તેથી દર્દીના ખંડમાં પ્રવેશ્યા, ત્યારે મોનજી શેઠ દર્દીના બિછાના પાસેજ બેઠા હતા. 'બાપાને ઝોબું આવ્યું'તું. હવે કાંઇક વળ્યું જણાય છે.'—એમ મોનજી શેઠે હળવેથી કીધું. સરલા બાપા સન્મુખ ઉભી, અને સારંગધર પાંગતે બેઠા. જરાવાર તો ખંડમાં નિરવ શાંતિ પ્રસરી.

'મોંના!....મોંના!...........મેં.........જોયું..........' દર્દીનું માથું ઓસિકા ઉપરથી ઉંચું થયું; અને બંને ઓષ્ઠનો ફફડાટ થવા લાગ્યો.

" મોનજી કાકા! બાપા શું બોલે છે! શું જોયું? કાંઇ કહે છે?" સરળ સ્વભાવની સરલાની અશાંતિ વધવા લાગી.

" હા—બેન! હું બધું સાંભળું છું. પછી કહીશ." મોનજી શેઠ દર્દીના કાનમાં ધર્મનો મંત્ર ફુંકતા હતા.

"It's *Delirium Tremens*. High temperature. Rather serious—[એ બધાં સન્નિપાતનાં ચિન્હો છે. તાવ સખ્ત. સ્થિતિ ગંભીર]" ડાકટરે અંદર પ્રવેશી ચિકિત્સા કરી અભિપ્રાય આપ્યો.

દર્દિનો એક હાથ ઉંચો થયો, અને સરલાના મસ્તક ઉપર જઇ પડયો, તેને સરલાએ સ્નેહ સહિત ચુંબન કર્યું. રાવ બહાદુર સારંગધરનું અંતર ખુલ્યું, અને વિજળીના પ્રકાશમાં નકા નગરીઆનું મુખ એકીટસે નિહાળવા લાગ્યા, તો એ મુખ ભોળું અને નિર્દોષ લાગ્યું.

* * * * *

* * * *

ન આવ્યો, ત્યાં માતમાએ મારા સામું તાકીને જોયું. પછી મારા માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા. મોંના! શું કઉં! મારી આંખ્યુંમાં તો ઘેન આવવા લાગ્યા, અને અહાહાહા! મને મીઠી નીંદર આવી ગઇ.

× × × ×

કોણ જાણે કયારે હું જાગ્યો. મેં આંખ ઉઘાડી તો એક કાચની પેટીમાં હું પડયો હતો. મારા મોઢા સામે કાંઇક કાચ જેવા ભુંગળા હતા. તેમાંથી મારા નાક અને મોઢામાં પવન આવતો'તો. મેં આળસ મરડયું. પેટીમાં જરા બેઠો થઇ આમતેમ નજર કરી. મારા બાપ! ઓહોહોહો! કોઇ મોટી હવેલી લાગી. સારંગધર મેતાની હવેલી કરતાંયે મોટી—ઘણી મોટી, જાણે આકાશમાં વાતું કરતી હોયની! પણ આવડા મોટા ઓરડામાં કયાંય માણસ ન મળે! આ તે શું ભૂતખાનું હશે! હું તો બીઇ ગયો. મેં તો રાડ પાડી–' મોંના! એ—મોંના! એ–સરલાબેન!' કોઇ ન આવ્યું. મને તો કાળ ચડયો. એટલે પાછો પોકાર કર્યો–' માળા–આ! કોઇ મૂવા છો કે જીવતા! અરે! કોઇ જવાબ તો દયો? કોઇ આવો તો ખરા? આ બપોરાં થવા આવ્યાં. ભુખે માથું ફરે છે. કાચું કોરૂં ટીંબણ દયો તોયે હાલશે. અરે! મને કોઇ કાઢો તો ખરા?' ત્યાં તો જરા-વારે કોક ધીમે પગલે મારા સામે આવીને ઉભું. અહાહા-હા! શું કઉં! કાચની પુતળી જેવો સમજંપરીનો જાણે

# પ્રકરણ ૨૨ મું.

## નકા નગરીઆની સન્નિપાત સૃષ્ટિ

– યાને –

## મોનજી શેઠને સંદેશો.

મોંના! મને બીલકુલ દુઃખ નથી. હું તો સુખ-સુખની લ્હેર ભોગવું છું. મેં તો મારા મનમાં જેવા માતમાને સમર્યા તેવા એ જુના જોગીરાજ તેજતેજના અંબાર જેવા હાજર થઇ ગયા. મેં તો પગમાં પડી બે હાથે–'રામ રામ' કર્યા. માતમાએ મારા સામું જોયું અને કહેવા લાગ્યા કે–'નકાભાઇ! સાબદા થાઓ.' મેં પુછયું કયાં?' 'તમને દેવલોકમાં લઇ જવા છે'–કહી માતમાએ તો મારૂં કાંડુ પકડયું. મોંના! ખરૂં માનજે હો! માતમા-એ જેવો હાથ ઝાલ્યો, ત્યાં તો મારા ગુડામાં જોર આવી ગયું; અને હું સચરંગ ઉભો થઇ ગયો. માતમાએ એક ચકચક કરતી ચીજ તરફ આંગળી ચીંધી. મેં પુછયું —'આ શું! માબાપ!' તો કીયે કે—'તમે એમાં અંદર સુઇ જાઓ!' મેં પુછયું—'કાં–આં! ભાઇસાં'બ!' તો કહે કે–'ઇ વોમાન છે. અધર ઉડશે.' મારો તો જીવ

એજ ટોડાની ભીંત—એજ પછીત—એજ વળીઉં—એજ વળાં—એજ મોભાર!—અરે! એજ હુડમત ઓઝાના બનાવેલા માથે નળિયાં! હું તો આલોજ બની ગયો. ત્યાં તો વળી એજ દેવનો દીકરો મારી પાસે આવીને ઉભો. મારાથી ન રહેવાયું તી પુછ્યું —'હેં! ભાઇ! આ કોનાં ખોરડાં!'

"એ તમારે રહેવાનું સ્થાન છે. તમે ગભરાઓ નહીં. ઉઠો, અને તમારી આ બેઠકે બેસો."

હું પેટીમાંથી મારી મેળે ઉભો થઇ ગયો. ભીંડીના વાણનો ખાસો ખાટલો ઢાળેલ પડયો હતો; તે ઉપર બેસવા મને કહેતાં, હું પલોંઠીવાળીને બેઠો. મારો જીવ ધરફ્યો, એટલે મેં પુછ્યું—"હેં! છોરા! આપણી સરલા બેન કયાં છે? મોંનો કયાં?"

"આંહી તમારા એવા નામવાળા કોઇ લોકો નથી. તમને ભૂખ લાગી છે, એમ તમે પ્રથમ કહેલું, ખરૂં કે નહીં? બોલો શું ખાવું છે?"

"ભાઇશા'બ! દઇ રોટલો મળે તો ભલે, નઈ તો પછી કાચું પાકું ધાન પણ હાલશે; પણ—ખાવાનું પછી. હું અટાંણે,..........."

છોકરો તો જાણે મને બોલતો અટકાવવા માટે ડાબા હાથની હથેલી મારા તરફ બતાવતો હતો, અને જમણા હાથમાં ભુંગળું કાને લગાડી મોઢા તરફ ફાંકીમાંથી કાંઇક

દેવતાઇ દીકરો! સાવ લવર મુછો. મોટું મોટું માથું-ચકચક કરતા વાળ- અણીઆળી આંખ્યું-પરવાળા જેવા હોઠ-મોતીના દાણાં જેવાં દાંત-કપાળનું તેજ તો જાણે ચંદરમા જેવું-પગ તો જાણે પાતળા સોટા જેવા. મેં કીધું કે-' એ છોરા! કોકને કહેની, મને આ સાલવણામાંથી કાઢે.' છોકરાનું મોઢું તો મલક મલક થયા કરે, પણ બેટીનો બાપ કાંઇ બોલેજ નહીં; અને ઉભો ઉભો એક મોટા પોથાંના પાનાં ઉથલાવ્યા કરે, અને કાન ઉપર કાંઇ ભુંગળું માંડી મારા સામું જોયા કરે. હું તો લાચાર થઇ ગયો. મેં તો તેને બે હાથ જોડયા. -' બાપા! તને પગે લાગું; કોકને બોલાવની, કે મને આ સાલવણામાંથી કાઢે!' છોકરાના હોઠ ફફડયા, અને સાવ મારી પાસે આવીને મને કહેવા લાગ્યો.—' બોલો! ડોસા! તમારે શું કહેવું છે?'

"અરે! હું તો કઇ કઇને થાકયો. મારી જીભના તો લોચા વળી ગયા. મને મારે ઘીરે પોંચાડ તો તારો પાડ."

"તમારૂં ઘેર તૈયાર છે—ચાલો." એમ તેણે હળવેથી કીધું. ત્યાં-અરે! આ શું! આખી પેટી સહીત હું તો સરસરસર નીચે ઉતરવા લાગ્યો, અને આંખના પલકારામાં કોણ જાણે કેવી રીતે એક ઘરમાં પેટી સહીત હું હળવેથી મુકાઇ ગયો. ઓ-હો-હો-હો! આ તો ટભા સોલીઆની શેરીમાં જાણે મારા હકા અદાનું ઘર! હા.

મળી આવે, તે પણ આંહી સંગ્રહિત કરવામાં આવે છે. તમે અઢીસો વરસ ઉપરની વયના જૂનામાં જૂના માનવ પ્રાણી તરીકે ભરતખંડમાંથી હાથ લાગ્યા છો; જેથી તમને આંહી મોકલ્યા છે."

"મને આંઇ કેણે મોકલ્યો છે?"

"ભરતખંડના અમારા ખાસ આડતિયા માનવ વિજ્ઞાન-શાસ્ત્રના મહાન આચાર્ય શ્રી **ઓલિયા-ઋષિજી**એ. તમે સુણો કાં? તમારે આંહી કશી બીક કે બફોર રાખવાની નથી. તમારી દરેક સુખ સગવડ આંહી મળશે. જુઓ—તમે બરાબર સમજ્યા લાગતા નથી. જેથી વિશેષ ખુલાવટથી સમજાવું. તમને *ઑટો-સજેશન* એટલે કે એક પ્રકારની યોગ-વિદ્યાના બળથી નિદ્રામાં નાખી, આ કાચની પેટીમાં પેક કરી, આર્યાવર્તના અમારા એ આડતીઆએ *ઇન્ડો-અમેરિકો એરિયલ પારસલ-એક્સપ્રેસ*માં આંહી રવાના કર્યા. તમારી પેટી અમારી એરિયલ અગાશીમાં ઉતરી, કે લાગલી વિદ્યુત કરામતથી માળ નંબર પચીસ—ખંડ નંબર *૧૬૯/એમ* માં દાખલ થઇ; તેવા પેટીના બંધ યાંત્રિક કળાથી સ્વયં મોકળા થઇ ઉપરનું બારણું ખુલ્લું થયું, એટલે તમને પ્રાણ-ભૂત *ઑક્સિજન* વાયુ આપવાનું કાર્ય સત્વર ચાલુ કરવામાં આવ્યું. જરાવારે તમે સતેજ થયા, અને પછી ટગરટગર જોવા મંડયા; અને પછી તમે બૂમો પાડવા લાગ્યા. કેમ ખરૂં કે નહીં?

ગણગણું કરતો લાગ્યો. જરાવારે ભુંગળું એક કોર રાખી મારા સામું પાછું જોયું, અને બોલ્યો– “ તમારી ઇચ્છા મુજબ ભોજન હમણાંજ આંહી આવશે. હવે જે કાંઇ પૂછવું હોય તે બેલાશક પૂછો. હું તમને બરાબર ખુલાસા કરીશ. ”

“ અરે ! ભાઇસા’બ ! અટાંણે હું કયાં છું ? આ બધું શું છે ? ”

“ તમે અત્યારે **અમેરિકાના આંતર-વિશ્વીય-સર્વ સંગ્રહસ્થાન**માં છો. આ સંગ્રહસ્થાન આખી દુનિયામાં અત્યારે અજોડ અને અદ્વિતીય ગણાય છે. પાંચસેંહ વીસ માઇલના વિસ્તારમાં આ સંગ્રહસ્થાનનો ઘેરાવો છે. તેની અંદર પૃથ્વીની તમામ પ્રકારની ખનીજ, વનસ્પતિ, અને પ્રાણીવર્ગનો સંગ્રહ છે. આ બસેંહ માળના આલીશાન મહેલમાં તમે હમણાં આવ્યા છો. ”

“ મોંનો ! મને એક ’દી *જીલેબી*માં લઇ ગયો’તો એવું આંઇ છે ? ”

“ એ—તમે આગલા કાળની વાત કરો છો. એવા ટચુકલા મ્યુઝયમનો જમાનો તો કયારનોયે ચાલ્યો ગયો છે. એ કાળનાં પ્રાણીઓનાં સંગ્રહમાં માનવ-પ્રાણીઓનો સમાવેશ નહોતો થતો. જ્યારે અમારા આ સંગ્રહસ્થાનમાં પૃથ્વીને કોઇ ખુણે વસતું કોઇપણ વિચિત્ર માનવ પ્રાણી [ *fossil* ]

કયા ભાગની એ બોલી છે, તે માટે અમે વિશેષ સ્થિરતાથી કાન ઠેરવ્યા. તમારી ભાષામાંથી- '**માળો**' '**ટીંબણુ**'- એ મહત્વના શબ્દો અમે અલગ તારવ્યા. એટલે તુરત 'કા' શાખાના ગ્રંથપાલને અમે ટેલિવિઝ કર્યો. અમારા પુસ્તક ભંડાર વિષે તમને જરા માહિતી આપું. અમારા આ સંગ્રહસ્થાનમાં આખી દુનીઆમાં અજોડ એવો અતી વિસ્તૃત મધ્યવર્તિ પુસ્તક ભંડાર પણ છે, જેમાં એકસો ને એકાશી કરોડ પુસ્તકોનો સંગ્રહ છે. માળ નંબર-એકસો એકાવન આખો તમામ બસેંહ ખંડોનો એ પુસ્તકોના કબાટોથી ભરચક છે. એ ભંડારમાં પ્રાચીન તથા અર્વાચીન દરેક ભાષાના શબ્દકોષ, ઉપરાંત હુન્નર-ઉદ્યોગ-સાહિત્ય-ઇતિહાસ-કલા-વિજ્ઞાન ઇત્યાદિ ઇત્યાદિ દરેક વિષયને લગતા સંપૂર્ણ જ્ઞાન-ચક્રો છે. 'કાઠીઆવાડી-ગુજરાતી' કોષ વિદ્યુત કરામતમાંથી અમારા ખોળામાં આવી પડતાં, તેમાંથી '*માળો*' -શબ્દ શોધ્યો, તો તે તળે નીચે મુજબ હકીકત જોવામાં આવી:—

> '**માળો**'—એ કાઠી બોલીનો ખાસ શબ્દ છે. મધ્ય કાઠીઆવાડમાં વસતા કાઠી લોકોના ગળામાં '**ળ**' કાર બહુજ શોભે છે. 'મા-ળો'—એ 'મારો'નું અપભ્રંસ છે. 'માળો' એ વિસ્મય કે આશ્ચર્યસૂચક રૂપેજ વપરાય છે. ગુજરાતમાં 'મારૂં-બેટું'—એ જે જાતિમાં વપરાય છે તેજ નાન્યતર જાતિમાં 'માળું-ઉં!' કાઠીઆવાડમાં બોલાય છે.

—તમે બૂમો પાડવા લાગ્યા ત્યારે ઉત્તર ન મળ્યો, એટલે ‘ મારા–સાળા ’–એવા ક્રોધના ધ્વનિરૂપે તમે ‘ માળો-—ઓ !’ શબ્દ વાપર્યો હતો, કેમ ખરૂં કે નહીં ?”

“ હા. ભાઇસા’બ ! સાવ સાચું છે. ઓહોહોહો ! તમે પણ આપણી **સરલાબેન** જેવું ભણ્યા લાગો છો. માબાપ ! તમે હસો કાં ?”

“ તમારા આગલા કાળની વાતથી મને જરા હસવું આવી ગયું, તે ખાતે ક્ષમા કરશો. હું અનુમાન કરૂં છું કે તમારી કોઇ સરલા નામની સગી આગલા વખતમાં સ્કૂલ કે કૉલેજમાં ભણવા જતી હશે, અગર ભણી હશે !”

“ હા હા. ઇ. ખરૂં. ”

“ તમારી કેલવણી લેવાની એ પદ્ધતિ કેવી બચ્ચા-શાહી હતી, તેથી મને રમૂજમાં જરા હાસ્ય ઉત્પન્ન થાય છે. સાથે સાથે મને અનુકમ્પા ઉપજે છે. પાંચેક વરસનું કુમળું બાળક હજુ હસતું રમતું હોય, ત્યાં કાન પકડીને નિશાળે બેસાડે. એકડો ઘુંટવામાં, પાડા પલાખાં ગોખવામાં, અને પાઠ વાંચવામાં ચાર પાંચ વરસ વિતાડે, ત્યાં વળી સાતેક વરસ કહેવાતી માધ્યમિક શાળામાં માથું ફોડે. એટલેથી આરો ન આવતાં વળી ચાર છ વરસ તમારી કહેવાતી ઉચ્ચત્તર કેળવણી માટે મહા વિદ્યાલયોમાં મસ્તક-પિંજણ કરે. જીવનના આ અમૂલ્ય પંદર વીસ વરસ આ

પ્રમાણે વિદ્યાર્થી આશ્રમમાં ગાળવા છતાં તેના મગજમાં તો છેવટ રાઇ અને ખાલી ભુસું. ન કોઇ વિદ્યામાં પારંગત કે કોઇ કલામાં પ્રાવિણ્ય. આ તમારા કેળવણીકારોના અક્કલના નમૂના! માનવીના મસ્તક રચનાના વિજ્ઞાનથીજ તેઓ તદ્દન અજ્ઞાત હતા.

પ્રાણી માત્રની ખોપરી ખોલીને જોશો, તો માલમ પડશે કે તેમાં અસંખ્ય નાના મોટા ફાંકા હોય છે. એ કાંણા સૃષ્ટાએ નકામાં પાડયાજ નથી; પરંતુ વિજળીની બેટરીની જેમ તે બધા ખાનાઓ છે. એ દરેક ખાનામાં જે કાર્યની શકિતનો રસ ભર્યો હોય, તે કાર્ય બજાવી શકે છે. ઘ્રાણેન્દ્રિય, દૃશ્યેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય ઇત્યાદિ દરેક ઇન્દ્રિયની શકિતને લગતાં ખાનાં તો પ્રાણીમાત્રની ખોપરીમાં હોય છે. માનવ મગજમાં તેથી વિશેષ ખાનાઓ હોય છે. અમારા મસ્તક-વિજ્ઞાન વિશારદોએ દરેક ખાનાની અમૂક પ્રકારની શકિત હોવાની શોધ કરી છે. ભાષા-સાહિત્ય-કલા—હુન્નર-ઉદ્યોગ ઇત્યાદિ ઇત્યાદિ દરેક વિષયની શકિત ઉત્પાદક એ ખાનાઓ છે. વીસમી સદીની મસ્તક પરિક્ષા તદ્દન બચ્ચાના ખેલ જેવી હતી. અમારા મસ્તકાચાર્યોએ તો દરેક ખાનાના શકિત દર્શક લેબલ નક્કી કર્યાં છે, અને તેના અનુક્રમ આંક પણ આપ્યા છે. આ અદ્દભૂત શોધ ઉપરથી અમારા કેળવણીકારોએ દરેક વિષયના પોથેપોથાં અને પાનેપાનાંમાંથી રસ નિચોવી

તેમાંથી બારિકે બારિક સત્વ સારવી, તેવા રસની ટિકડીઓ રાઇના દાણાના એક દશાંશ ભાગ જેટલી બનાવેલ છે. મસ્તકના ખાનાનાં લેબલને અનુસરતી તે ટિકડીના પણ લેબલ હોય છે. આવી કોઇ પણ વિષયની ટિકડી હરકોઇ કેમિસ્ટ કે ગાંધીની દુકાને વેચાતી મળી શકે છે. મને *ભારતીય-પ્રજાનો ઇતિહાસ* તથા *જુની કાઠીઆવાડી-ગુજરાતી ભાષા* ની વિદ્યા સંપાદન કરવાનો કુદરતી શોખ થઇ આવ્યો. જેથી મસ્તક-વૈદ્ય પાસે મારા માથાનું નિદાન કરાવતાં, ખોપરીના ખાનાનું લેબલ-આંક *૦૦૦૦૧/કા* નું સૂચીપત્ર [ Prescription ] લખી આપ્યું. તે નંબરની ટિકડી બજારમાંથી ખરીદી, શસ્ત્રવૈદ્ય પાસે લઇ જતાં, તેણે જેવું એ લેબલવાળા ખાનામાં ઇન્જેકશન માર્યું, તેવું મારા ડીમાઘમાં એ વિદ્યાની પ્રવીણતા આવી ગઇ. હવે કહો— 'તમારી-વિસમી સદીની *પાઠપઠનથી પંડિતાઇ* ની કેલવણી [ Education by Instruction ]' શ્રેષ્ટ, કે અમારી એકવીસમી સદીની *પિચકારીથી પાંડિત્યમ* ની કેલવણી [ Education by Injection ]' શ્રેષ્ટ ? અરે ! પણ મારી ભૂલ થઇ. તમે તો ઓગણીસમી સદીના માણસ છો. જેથી તમને એ વિષયમાં સુજ નહીં પડે. તો પણ આટલું તો ખરૂં છે કે તમારી, એ સરલાના કાળની વીસમી સદીની કેળવણી કરતાં તમારા કાળની ઓગણીસમી સદીની કેળવણી હું વધારે પસંદ કરૂં. કારણ તમારા કાળમાં ભણતર સાથે

ગણતરની કેળવણી ટુંક વખતમાં મળી જતી. અમારી આ પદ્ધતિની શોધ તદ્દન નવી તો નજ કહેવાય. તમારા આર્યાવર્તના ઋષિ મુનિઓ એ પદ્ધતિથી જરૂર જ્ઞાત હતા. પરંતુ તમારા દેશના કમનશીબે કોઇ પણ વિદ્યા કલા કે કરામત ગુપ્ત રાખવાની ખાસિયતના પરિણામે હિન્દુસ્થાન બીજા રાષ્ટ્રોથી પાછળ પડી ગયું, એ ખેદકારક છે. તમારા રાજા ભોજના વખતના કવિ સમ્રાટ કાળિદાસ, અને તમારાજ દેશના ગુર્જર કવિરત્ન પ્રેમાનંદ યુવાવસ્થા સુધી કેવળ જડભરથ હતા. છતાં એક રાતમાં મહાન કવિ થવાની અલૌકિક શકિત તેમનામાં કયાંથી આવી ગઇ? મહાત્માએ માથે હાથ ફેરવ્યાના એ પ્રતાપ હોવાની તમારી વાતો કેવળ હમ્બગ છે. એ તમારા મહાત્માઓ પાસે આ અમારી શોધની ચાવી હતી; અને તેમણે આ જડભરથ લોકોની ખોપરીમાં કવિતાના ઇન્જેકશન આપેલાં, તેનાંજ પરિણામે કાળિદાસ અને પ્રેમાનંદના માથામાં તેજ વખતે કાવ્યો કરવાની મહાન શકિત પ્રાપ્ત થયેલ. બીજી બધી ગપ!! બોલો! હવે-તમને કાંઇ શંકા રહે છે? તમારા રક્ષક તરીકે મારી નિમણુંક થયેલ છે, અને આ છે—હવે તમારે રહેવાનું ઘર—"

"આ ઘર મારૂં કયાં છે? ઇ તો મારા હુકાઅદાનું છે. ઇ આંઇ કયાંથી આવ્યું?"

"એ પણ આ સંગ્રહસ્થાનની ખાસ ખૂબી છે. મારે તમને જરા વિગતથી સમજાવવું પડશે, કારણ અમારી ટુંકી ભાષાથી તમે જ્ઞાત નથી. વીસમી સદીના પ્રાણી સંગ્રહસ્થાનમાં બિચારા પ્રાણીઓને પાંજરામાં પૂરી એક સ્થળે રાખી મૂકવામાં આવતા. આફ્રિકાના કેસરીસિંહને પકડી કેનેડાના પ્રાણી સંગ્રહસ્થાનમાં પૂરો, અગર ઉત્તર ધ્રુવના ધોળા રીંછને ઑસ્ટ્રેલિયાના સંગ્રહસ્થાનમાં લાવો-એટલે કે ઉષ્ણ કટિબંધના પ્રાણીને શીત કટિબંધમાં, કે શીત કટિબંધના પ્રાણિને ઉષ્ણ કટિબંધની ભૂમિમાં વસાવો, તેના જીવન નભીજ કેમ શકે! અમે આંહી પ્રાણીઓને પાંજરામાં પૂરતા નથી. આંહી તો આફ્રિકાનો સિંહ હોય કે ઑસ્ટ્રેલિયાનું કાંગારૂં હોય, તે તેના જે જન્મસ્થાનમાં જે પ્રમાણે ઉછરતું હોય, તેજ પ્રમાણે આંહી તેનો ઉછેર કરવામાં આવે છે. અમારા આ વિશાળ સંગ્રહસ્થાનની જગ્યામાં આફ્રિકાના સિંહ માટે આફ્રિકાનાજ જંગલો, ટિબેટના યાક માટે ટિબેટનાજ પર્વતો, ખૈબરના વરૂ માટે ખૈબરનીજ ખીણો, એ પ્રમાણે જે સ્થાનનાં જેવાં પ્રાણી, તે સ્થાન મુજબની તેવી ભૂમી રચના, અને તેને અનુકૂળ તેટલા ભાગમાં તેવીજ આબોહવાની ગોઠવણ છે. એટલુંજ નહીં પણ એ પ્રાણીઓનો જેવો ખોરાક, તેજ મુજબનો તેવો ખોરાક એ પ્રાણીઓ માટે તેમાં તૈયાર હોય છે. તૃણચર પ્રાણીઓ માટે તેવા ઘાસના જંગલ,

માંસાહારી પ્રાણીઓ માટે તેને બરના જીવો રાખવામાં આવ્યા છે. જેથી આ પ્રાણીઓનો જાણે તેમના કુદરતી સ્થાનમાં કુદરતી ઉછેર થયા કરે છે. તેજ પ્રમાણે માનવ પ્રાણી માટે પણ એજ ધોરણે આંહી ગોઠવણ કરવામાં આવી છે. તમે કાઠીઆવાડના મૂળ પ્રાણી છો, માટે તમને રાખવા માટે તમારે લાયકનું સ્થાન હોવું જોઇએ. અમારે ત્યાં દરેક દેશના, દરેક કાળના, દરેક જાતિના ગૃહ-રચનાના નકશા, ફોટા, ચલચિત્રો અને જ્ઞાનચક્રોમાંથી વિગત મળી શકે છે; અને તેની આકૃતિઓ અને નમૂનાઓ પણ તૈયાર હોય છે. તમારે લાયકના ઘર માટે ગૃહ-રચના નિષ્ણાંતને અમે સૂચના મોકલી, કે તુરત આ ઘર તૈયાર થયું."

"પણ ભાઇસા'બ! આ ટોડાંનું ઘર બનાવતાં અમારા કાનજી કડિયા અને સામજી સુતારને ખાસો એક મહીનો લાગ્યો'તો, તી આંઇ ઘડીકમાં કેમ ચણાઇ ગયું ?"

"તમારા એ કારીગરોનો કાળ અત્યારે નથી. આ ભીંતો છે, તે– વાસ્તવિક ટોડાની નથી; પરંતુ રીઇનફોર્સ્ડ કમ્પ્રેસ્ડ-કૉન્ક્રીટના આખાં પાટિયાં છે. આ વળાં-વળીઓ —નળીઆં ઇત્યાદિ તો કેવળ રંગ અને પિંછીની કલાનો ચમત્કાર છે. તમારા વાઘરીના કુબાથી માંડી, તમારા બાપુઓની હવેલી વગેરે દરેક પ્રકારના નમૂનાઓ આંહી

તૈયારજ છે. એટલે પછી વિદ્યુત કરામતથી ગોઠવતાં કશીવાર લાગતી નથી. લ્યો—હવે તમારૂં જમણ આવતું જણાય છે."

[ ૨ ]

વાહ ! આતો પાટલો—ને મજાનું ઢીંચણીઉં-ને સામો બાજોઠ—દઈ તો ઢેફાં જેવું-ને રોટલો તો ઉપસેલો ખાડાળો —માંઇ ઘી પણ દેહાંણ ભેંસનું. હું તો હોંસે હોંસે પગ ધોઇ પાટલે બેઠો. ત્યાં પાછો દેવનો દીકરો આવી પોંચ્યો.

"ભાઇ ! સરભરામાં કાંઇ મણા રાખી નથી. આપણી ઝમકુમાનો હાથ ફોરો છે, અને એના હાથનાં રોટલા કુણાં થાય છે, પણ આ રોટલો તો એથીયે કુણો. આવો રોટલો બનાવનાર કોનાં ઘરવાળાં છે ?"

"એ અમારા પાક-શાસ્ત્ર નિષ્ણાંતને નિસ્બત ધરાવતો વિષય છે. દરેક કાળના દરેક જાતિના માનવ પ્રાણીના ખોરાકની માહિતી, અને તેની બનાવટના પાકશાસ્ત્રના પુસ્તકોને આધારે કોઇ પણ ચીજ આંહી તૈયાર થઇ શકે છે."

"ખાટાં ઢોકરાં પણ બનાવે ખરાં કે ?"

"હા."

"ઢોકળાંનો બોરો નાખતા હશે !"

"એ પાકશાસ્ત્રને લગતો વિષય છે. તમે જે વરદી આપશો તે લાવશે, એટલુંજ હું કહી શકું."

"ભાઇસા'બ ! માફ કરજો. મેમાન એકલા એકલા ખાય, અને ઘરધણી ઉભાઉભા જોયા કરે, ઇ તો મને શરમ થાય છે. પાટલો મંગાવીને બેસી જાઓ જમવા."

"નહીં."

"અરે ! આઘા કાં ભાગો ? મારા સમ. મારે ગળે હાથ. હું ત્યાં લગણ એક બટકું'યે નહીં લઉં."

"તમે મુંગામુંગા જમણ પૂરૂં કરો. તમારો ખોરાક અમને ન ખપે."

"કાં—આં ! માબાપ ! તમે બામણ છો ?"

"નહીં."

"તંયે-ભાઇસા'બ ! આઘા કાં ભાગો ?"

"આ અમારા વડવાના વખતની ખોરાક લેવાની આ પદ્ધતિથીજ અમને ત્રાસ છુટે છે. ખોરાકનું રહસ્ય શું છે, એજ પૂરૂં સમજ્યા નહીં. આહાર સંજ્ઞા તો જીવ માત્રને હોય છે. ખોરાકનો હેતુ શરીરમાં લોહી પેદા કરવાનો છે. પ્રાણી માત્ર પ્રેરણા મુજબ એ લોહી મેળવવા પૂરતો દરરોજ આહાર લે છે. પરંતુ માનવ પ્રાણીને તો કુદરતે ભેજું આપ્યું છે, તેનો સદ્ઉપયોગ કરી શકયાજ નહીં, એજ દિલગીરી ! રોજનું તાજું લોહી પેદા કરવા માટે હોજરીમાં દરરોજ અધમણ અન્નનો ઢગલો ઓરવો એનો અર્થ શો ! ઇન્દ્રિઓ પોતપોતાનું કાર્ય બજાવી લેતી હો તો

બનાવી દયે. પરંતુ બાકીનો કચરો આંતરડામાં ધકેલવો, અને ગુદા વાટે બહાર કાઢવો, અને રોજરોજ મળ-મૂત્રની ઉપાધિમાં આ બિચારી ઇન્દ્રિઓને મૂકયા કરવી, એ કયાંનો ન્યાય ? શરીરની જરાપણ દયા ખરી કે ?"

"તંયે—તમે અપવાસ કરો છો ?"

"ના. અમારા શારીર વિજ્ઞાન શાસ્ત્રીઓએ તો તમારા ખોરાકની પ્રત્યેક વસ્તુમાંથી રકત—ઉત્પાદક તત્વો તારવી કાઢયા છે, અને તે આધારે ખોરાકની ટિકડીઓ બનાવી છે. એ ટિકડી ગળી જઇએ એટલે રોજ લોહી તૈયાર. ન ઝાડાની માથાકુટ, કે ન પેશાબની પંચાતી ! હવે સમજ્યા ?"

"હું-અં. આપણા સારંગધર મેતાને ઓળખો કે નંઇ ?"

"નહીં."

"કાં ! આપણી નંદકોરના વર."

"હશે !"

"ઇ–સારંગધર મેતા ઘણી વખત ટીકડી લેતા. ઇ મને બરાબર ખબર છે. ભાઇસા'બ હસો કાં ! હું શું ખોટું કવ છું ?"

"તમે વળી પાછી જૂના કાળની વાત કરવા માંડી એથી હસવું આવી ગયું. એ તમારી વીસમી સદીની ટિકડીઓ ખોરાકની નહીં, પણ ખોરાકની મોહોકાણથી

પેદા થતી બદહુજમી કે કબજિયત જેવા કોઇ રોગને દાબવા માટે એ ટિકડીઓ હોવાનું હું સમજી શકું છું. પેટના સ્વાદ કરતાં જીભના સ્વાદના શોખીનો જે જમાનામાં વસતા હોય તે જમાનામાં વૈદ્ય-હકીમ-કે-ડાકટર ભૂખે ન મરે."

"હા. ઇતો સાવ સાચું. સારંગધર મેતાને ત્યાં ટોપી-વાળા આવ્યાજ કરે. મોંનો તો કે'તો' કે ભાગ્યશાળી હોય એને ઘેર *ભુંગળીવાળા* રળે. ઇજ સુધરેલ, ને ઇજ સા'બ કહેવાઇ. અમારો ભાણીઓ એકદી' અનરવો......."

"હવે-ચાલો. તમે વાતોમાં વખત ગાળો એ અમને ન પોશાય. અમારી એકે એક સેકન્ડ આંહી ઘણીજ કિંમતી છે. તમે જમણ પૂરું કર્યું કે નહીં ?"

"આ ચળુ કરી લઉં એટલોજ ખોટીપો છે."

"ઠીક-ત્યારે હાથ મોઢું સાફ કરી નાખો, અને જલ્દી તમારે સ્થાને બેસો."

"ભાઇસાબ ! સોપારી બોપારી કાંઇ વાંતરવા દેશો કે નંઇ ?"

"એ બધું એની મેળે આવી જશે. મારે હજુ તમારૂં લેબલ નકી કરવાનું છે. તમે *વણિક* જાતિના હોવા જોઇએ, એમ તો હું કહી શકું છું."

"હું-અં. અમે વાણીઆ છીએ. સાવ સાચું. તમે જોશી છો ?"

"ના."

"તંયે શી રીતે પારખી ગયા ?"

"તમે વાતવાતમાં-*માબાપ-ભાઇસા'બ-બાપા-બાપુ*-એવા કાલાઘેલા શબ્દો છુટથી વાપરો છો, એ તમારૂં ડરપોક-પણું દર્શાવે છે. અને ડરપોકતાની ખાસિયત વણિક જાતિમાં ખાસ હોય છે, એમ જ્ઞાનચક્ર વૉલ્યુમ *વી*/*૧૦૦૪* માં 'વણિક' ની વિગત તળે મેં વાંચ્યું છે. વણિકમાં તમે કયા વર્ગમાં છો ?"

"વરગતો ભાઇસા'બ ! અમારો ઘણોય ઉંચો હતો. પણ નાથા પુલ્લાણી અને ટભા તોલીઆએ અમારી આબરૂ સાવ ખોટી રીતે હલકી પાડી છે. નકર અમારૂં ખોરડું તો માજનમાં પેલા વરગમાં પંકાતું."

"મારે તમારી એવી અસંબધ વાતો સાંભળવી નથી. 'વર્ગ' એટલે વણિકના જે જુદા જુદા પ્રકારો હોય છે, તે પૈકી તમે કયા પ્રકારના વણિક છો, એમ હું જાણવા માગું છું."

"હં-સમજ્યો. મીંદડા-વોરા-ઢેઢી-એવા અમારામાં ઘણાંય ઘર છે. અમે મુળ 'હાલાણી'. અમારે ઘેરં લોઠાઇ હતી."

"તમે મારો પ્રશ્ન બરાબર સમજ્યા નથી, અગર હું તમને બરાબર સમજાવી શકેલ નથી, અને નાહક મારો વખત ગત થાય છે. જ્ઞાન-ચક્રમાંથી વિગત મેળવીને ફરીથી એ પ્રશ્નનું નક્કી કરીશું. વારૂ! તમારૂં નામ શું?"

"હુલામણું નામ તો 'નનીઓ' કહેતા. નંદુફઇએ ઓળી ઝોળી નામ *નકો* પાડ્યું. મારૂં નામ '**નકો નગરીઓ**' છે."

"એટલે *નકો* તમારૂં નામ, અને *નગરીઓ* તમારા પિતાનું નામ છે?"

"લે-લે! બાપનું નામ તી 'નગરીઓ' હોય! નગરીઆ તો વોરા, મેમણ, ઘાંચી, મોચી ઘણાંય હોય. નગરી માલ વેંચીએ એટલે 'નગરીઆ' કીયે. અરે! ભાઇસા'બ! મારી દુકાનની શી વાત કરૂં! બત્રીસું-કંકુ-ચાંદલા-સાડલા સંધોય માલ રાખતો. ઘરાક તો ઢુંગલે વળતા. ભઇ! શું કરૂં! જો નાતબાર..........."

"તમો આગલા કાળના લોકોની જીભ બહુ લાંબી હોય છે. તમારા ગળાની નસો પણ મજબૂત લાગે છે."

"કાં—માબાપ!"

"બોલ બોલ કરતાં થાકોજ નહીં. અમારી પેઠે આંખને અણસારે કે હોઠના ફફડાટમાં તો વાતો કરીજ ના શકો. તમારા લોકોની એક સરખી ખાસિયત માલમ પડે છે.

તમારા જેવુંજ પ્રાણી નંબર ૯૫/ગુ માં વસે છે. એ પણ તમારી પેઠેજ બોલ્યા કરે છે. તમે નરમ છો, એ ભયંકર જણાય છે. ઘણું કરીને તમારા દેશમાંથીજ આવેલ છે."

"અરે! પણ અમારા દેશના હોય તો પછી આપણે મળવું જોઇએ કે નંઇ! આંઇ સુધી આવ્યા ને ન મળીએ તો ધોખો કરે ને! ચાલોની! સર સમાચાર પુછીએ!"

"એમ ના જવાય. એ શાખાના અધ્યક્ષને પૂછાવીશ, અને મંજુરી મળશે તો પછી લઇ જઇશ. જુઓ—તમારૂં લેબલ—*નકો-નગરીઓ* એમ રાખું છું. અને હવેથી હું તમને 'નકાબાપા'—એમ સંબોધીશ. હવે તમે તમારૂં ગળું જરા શાંત કરો. હું બીજા કામે જાઉં છું. તમને કાંઇ જરૂર પડે, તો ફકત આ ચાંપ દબાવજો. બીજું કાંઇ નહીં; સમજ્યા?"

"ઇ દબાવવાનું તો મને સરલા બેને કેદુંનું શીખવ્યું છે. સારંગધર મેતાના બંગલામાં આવી ચાંપું તો મેં ઘણીય..........."

"હવે બસ કરો, નકાબાપા!"

[ ૩ ]

ઓ-હો-હો! આ તો ઘડીકમાં સવાર પડી ગયું. કાંઇ ખબરે ન પડી. લ્યો,—વળી આ દેવનો દીકરો આવી પુગ્યો.

"કેમ! નકાબાપા! ઉંઘ તો ઠીક આવી હતીને?"

"માબાપ! ઉંઘ સારી શું કામ ન આવે! આ મજેનો ઢોલિયો–ને માથે ગલગલિયાં થાય એવી તળાઇ. ઝકલને ત્યાં તો મચ્છર ને મસલાં તોડી ખાય. આંઇ તો કાંઇ એવો ગણગણાટ નંઇ. સરભરામાં તો કાંઇ કમીનો રાખ્યો નથી. વાડામાં લોટકેય જઇ આવ્યો. પણ હજી દાતણ કાં ન આવ્યું?"

"હોય નહીં! અમારા આ સંગ્રહસ્થાનમાં દરેક ખાતાના નોકરો પૂરી ચોકસાઇ રાખે છે. આ આવ્યું છેને?"

"ના–રે–ના. આતો કાંઇક પીછાં જેવું મારા ખોળામાં કોક ફેંકી ગયું. ઇ શું છે?"

"એ દાંત સાફ કરવાનું બ્રશ છે. તમને ઠીક નહીં પડે?"

"ઇ તો અમારા સારંગધર મેતા ને સરલાબેન વાપરે છે ખરા. આપણને તો વીરકા વાઘરીનું લીલું દાતણ જોઇએ."

"ઓ! ત્યારે—એ તો *દંત-મંજન* ખાતાના નિષ્ણાંત-ની ભૂલ થઇ જણાય છે. ઓગણીસમી સદીને બદલે વીસમી સદીના જ્ઞાનચક્રનું પુસ્તક તેના હાથમાં આવ્યું લાગે છે. તમે માગો છો તે વસ્તુ હમણાં આવી પોંચશે. ચિંતા નહીં કરશો."

"તો—ઠીક ભાઇ."

"નકા બાપા! તમે મને વારંવાર 'ભાઇ-ભાઇ' તરીકે સંબોધો છો; અત્યાર સુધી તો મેં મૌન જાળવ્યું, પણ હવે પૂછું છું કે તમે મારી કઇ જાત ગણી?"

"ભાઇસાંબ! તમે અમારી નાતના નથી ઇતો હું ખરેખાત કઉં છું. તેમ અમારા સારંગધર મેતા જેવો તમે વેશ પેરતા નથી, એટલે જાતે સાંબલોક પણ નથી લાગતા. મને તો આપણા ભભૂતગર બાવાનો છોકરો તમારા જેવોજ નાકે નેણે નમણો ને રૂડો રૂપાળો, તમારા જેવીજ કફની પેરે છે, એનો અણહાર આવે છે. એટલે તમે અતીત બાવાની જાત લાગો છો."

"એમ નહીં. મનુષ્યમાં જાતિના ત્રણ પ્રકાર છેઃ નર—નારી—અને નાન્યતર. એ પૈકી કયા પ્રકારની જાતિમાં હું આવું છું એમ મારો પ્રશ્ન છે."

"હયો.—ઇ તો નાનું છોકરૂંયે કઇ દયે, કે તમે ભાયડાની જાત છો. હસો, કાં ભાઇસાંબ?"

"હું ભાઇડો છું? હા-હા-હા-હા......."

"તંયે?"

"હું તો નારી જાતિ છું."

"હેં! હેં! તમે બાયડી છો? અરે! પણ—નથી ચણીઓ, નથી કમખો! ઓઢણી પણ કયાં પેરી છે? નાકમાં નથડી કે કાનમાં વાળીઉં કયાં છે?"

"તમારા મનમાં તમારા કાળની ઓરતોના ચિત્રો રમ્યા કરે છે, જેથી તમને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. તમે પુરુષ તો ઓરતના *ધણી* કહેવાતા ખરૂં ને?"

"હા-જ-તો."

"સ્ત્રીજાતિ ઉપર પુરુષનું સ્વામિત્વ તમારે ત્યાં વેદ વારાથી ચાલ્યું આવતું. પશ્ચિમના દેશોમાં પણ પરણેતર પુરુષ '**હસબંડ**' કહેવાતો, એમાં પણ ધણીપણાના ભાવાર્થનું ગુમાન છે. પશ્ચિમમાં પ્રથમ નારીજાતિએ નર-જાતિ સમાન હક મેળવવા બંડ ઉઠાવ્યું. કુદરતમાં *ઇવોલ્યુશન* એટલે ઉત્ક્રાંતિનો નિયમજ એવો છે, કે પ્રાણી માત્ર જેવી ભાવના ભાવે, તેવો ભાવ તેમનામાં વંશપરંપરા-ગત ઉતરતો આવે છે. સ્ત્રીજાત નરજાતિની ભાવના સેવવા લાગી. પુરુષોને બરના વસ્ત્રપરિધાન સજવા મંડી; અને પુરુષોએ ઇજારે રાખેલ દરેક કાર્ય હસ્તગત કર્યાં; ત્યારથી સ્ત્રીજાતિ છાતી કાઢીને ચાલતાં શીખી. બીજી તરફ પુરુષોએ નારીજાતિની ભાવના ધારણ કરવાનો આરંભ કર્યો. દાઢી મૂછ સફાચટ કરી, એ બિહામણા દૃશ્યને સદંતર તિલાંજલી આપી, નારીજાતિના જેવાં મુલાયમ મુખ બનાવવા લાગ્યા. ગૉલ્ફ આદિ રમત ગમત વખતે ઘાઘરા જેવા ઘેરદાર ચણિયા પેરવા મંડયા. ઓરત પોતાના સ્વામિ-નાથને 'હસબંડ' ને બદલે *હબ્બી* ના સંબોધનથી 'ધબ્બી' મારવા લાગી, ત્યારથી પુરૂષ સ્ત્રીજાત પાસે વાંકો વળીને

નમતાં શીખ્યો. એ વગેરે ઉત્ક્રાંતિના પરિણામે પુરુષ વર્ગ રફતે રફતે નારીજાતિમાં પરિણમ્યો; અને સ્ત્રીવર્ગે નરજાતિનું સ્થાન લીધું. તમે જે વસ્ત્ર અને ઘરેણાંની વાત કરી એ તો કેવળ સૌન્દર્યનોજ વિષય છે. પુરુષોએ જ્યાં સુધી સ્ત્રીઓને રમકડાં અને ઢીંગલાની જેમ રમાડી, ત્યાં લગી એ પ્રકારના વસ્ત્ર પરિધાન અને અલંકાર સ્ત્રીજાતિ ઉપર અનિચ્છાએ લાદતાં એ ખરૂં છે. પરંતુ કુદરતમાં સૌન્દર્યનો નિયમ ન્યારો છે. સિંહણ તદ્દન સાદી હોય છે. સિંહનેજ કેસરીબાલ અને મનહર ચાલની શોભા આપી છે. ઢેલમાં કશી સુન્દરતા નથી. ખરૂં સૌન્દર્ય મોરમાંજ ભર્યું છે. માથા ઉપર કલગી અને પાછળ રંગબેરંગી પિચ્છગુચ્છ તેનેજ અર્પણ થયેલ છે. કુદરતમાં જ્યાં જ્યાં દૃષ્ટિ કરશો, ત્યાં ત્યાં પ્રાણી વર્ગમાં નારીજાતિનો પ્રેમ વિકસાવવા અર્થે નર જાતનેજ સૌન્દર્ય બખ્શેલું જોવામાં આવે છે. કુદરતના એ ધોરણનું અનુકરણ આ એકવીસમી સદીના માનવોએ કરેલું છે. અલબત્ત તમારૂં આર્યાવર્ત અમારા કરતાં અરધી સદી હજુ પાછળ છે. ત્યાં દરેક સુધારાનો વિકાસ ધીરે ધીરે અને મોડો મોડો થતો આવ્યો છે. તેના માટે સુધારકોને પુષ્કળ ભોગ પણ દેવા પડયા છે અને પડે છે. જાતિ વિકાસના ક્ષેત્રની સુધારણા અર્થે વીસમીસદીમાં તમારી કેટલીક સુશિક્ષિત અને સંસ્કારી પદવીધર બેનોએ કમર કસવા માંડી હતી એ ભડવીર મહિલાઓના મહદ્ કાર્યોની

જરૂર અસર થવા લાગી. સ્ત્રીને *અબળા* જેવું ઉપનામ આપી, અધમ અવસ્થાએ પહોંચાડનારા વેદવારાના ‘ **મનુ** ’ જેવા સ્વાર્થી કાયદાકારો ઉપર તીક્ષ્ણ પ્રહાર કરી તે લોકોએ ડોળેલાં ડહાપણ બરાબર ખુલ્લાં પાડયાં, ત્યારેજ આર્ય અબળા આંખો ચોળવા લાગી, અને કાળાન્તરે ત્યાં પણ નારીજાતિનો વિજય થઇ ચુકયો છે. તમે પુરુષો અમારા *ધણી–બણી* રહેવાના કાળ ગયા. ”

“ હેં ! ભાઇ ! એક વાત.......”

“ અરે !—નકાબાપા ! આટલું બધું પ્રથક્કરણ કર્યું તે બધું પાણીમાં કે ? મને હવે તમારે ‘ ભાઇ ’ ન કહેવી જોઇએ. ”

“તંચે—શું કઉં ! માબાપ ! હું તો મુંઝાઇ જાઉં છું.”

“ મને હવેથી તમારે ‘બ્હેં’ તરીકે સંબોધવી જોઇએ.”

“ ઇતો બકરી જેવો અવાજ લાગે છે. ”

“ નહીં. એ માનવાચક શબ્દ છે. દરેક કાળમાં દરેક સંસ્કારી સમાજની અંદર સ્ત્રી પુરુષો માટે એવા માનવાચક શબ્દો નિર્માણ થયેલ છે. તમારા કાળમાં તમે વણિકો ‘ *માંઉ* ’ કહેવાતા, ખરૂં કે નહીં ? ”

“ હં–અં. અમારા **મોંનાને** માજનમાં તો માંઉ–મોનજીજ કીયે. ”

“બરાબર. વૈશ્યના નામ સાથે એ ‘ માંઉ ’ પ્રત્યય જે લગાડતા, તે મૂળ બિલ્લી ભાષાના ‘ *મ્યાંઉ* ’ ઉપરથી ઉતરી

આવ્યો છે. હવે તમારા આર્યાવર્તમાં વૈશ્યના નામ પહેલાં 'સાઁ' શબ્દ માનવાચક તરીકે વપરાય છે. જેમ બ્રહ્મદેશમાં 'સાઁગ' શબ્દ હતો, ફ્રાન્સમાં 'સાઁસ્યર,' અને જરમનીમાં 'ફ્રાઁ' શબ્દ હતો, તેમ એ બધા શબ્દોનો સંક્ષિપ્ત ભાવ આ 'સાઁ' આવી જાય છે. તેજ પ્રમાણે આર્યમહિલાને તમે '*બ્હેન*' તરીકે સંબોધતા ખરૂં કે નહીં ?"

"ના. અમે તો '*ગગી*' કેતા, પણ સરલા બેને...."

"એ તમારા અ-સંસ્કારી કાળની વાત જવા દો, હું ત્યારપછીના સુધરેલા સમયની વાત કરૂં છું. એ તમારી સરલાને તમે 'બેન' કહેતાને ?"

"હા. ઇતો ખરૂં."

"ઠીક. ત્યારે એ 'બ્હેન' ઉપરથી આ 'બ્હઁ' શબ્દ આર્યાવર્તમાં અત્યારે નારીજાતિના નામ પહેલાં માનવાચક રૂપે વપરાય છે. માટે હવેથી મને 'બ્હઁ' તરીકેજ બોલાવતા રહેશો. સમજ્યા કે નહીં ?"

"પણ-મને બેં કરતાં નંઇ આવડે. બેન કઉં તો ?

"ઠીક. તમને ગમે તે બોલવાની છુટ છે."

"ઓહો ! બેન ! તમારામાં વનો ને વિવેક તો આપણી સરલાબેન જેવોજ છે. તમને જોઇને સરલાબેન બહુ યાદ આવી જાય છે. ઇ પણ તમારા જેવુંજ હેત રાખે છે. સરલાથી તમે કાઠે જરા ઉંચા, પણ એનાથી ઉંમરે કાંઇક જાના લાગો છો."

"તમે મને કેવડી ધારો છો?"

"ચૌદ પંદર વરસ માંડ થયાં હશે. વળી કાં હસો, બેન?"

"તમે મને પ્રથમ સમાગમમાં 'છોરો-છોરો' કરતા હતા, તે સ્મૃતિમાં આવી જતાં જરા હાસ્ય ઉપજી ગયું. હું હજુ છોકરૂં છું એમજ માની બેઠા છો-નકાબાપા?"

"તંયે-શું તમે ભડભાદર છો?"

"હા. હું હવે છોકરૂં મટી યુવાવસ્થાએ પોંચી ગઇ છું. મને ગઇ કાલે પચાસમું વરસ બેઠું."

"અરે! અરે! પચાસ વરસના થઇ ગયા ને હજી જુવાન-જુવાન કરો છો? અમે તો પચાસે પોંચ્યા તો *ગલઢા ડોસા* કેવાઈ. દીકરાને ઘેર દીકરા હોય એટલે મરવા લાયક ગણાઇ!"

"એપણ તમારા શારિર-ધર્મનું પાલન નહીં કરવાનાજ પરિણામ છે. ઉપરાંત તમારા રીત રિવાજો પણ તમને ફોલી ખાઇ વહેલી વૃદ્ધાવસ્થા લાવે તેવા હતા. અમે અમારો શારિર ધર્મ અણુએ અણું સમજીએ છીએ, અને તેની બરાબર રક્ષા કરીએ છીએ. અમારા ખાનપાનના નિયમો તમને જણાવ્યા તેવા તદ્દન સાદા, પછી અમને કોઇપણ પ્રકારનો રોગ થવાપણું છેજ કયાં? દરદ-દાકતર-અને-દવાને તો અમે કયારનોયે દેશવટો આપી દીધો છે. અમારી રસ-

ગ્રંથીઓ વહેલી શુષ્ક થાય તેમ નથી, પછી યૌવન શામાટે ન જળવાય! અમારા શારિર-વિજ્ઞાનશાસ્ત્રીઓ તો અમારા આયુષ્યનું સામાન્ય પ્રમાણ દોઢસો વરસનું આંકવા ધારે છે. બોલો, હવે છે કાંઇ પૂછવું?"

"હા. બેન, તમારૂં નામ શું?"

"મારૂં નામ 'અહૅં ગાર્ગિલા'. અમે મૂળ તો તમારા આર્યાવર્તના. અમારા કુટુમ્બનો ઇતિહાસ જોતાં અમારૂં અસલ કુળ ગાર્ગિ ઋષિમાંથી ઉતરી આવેલ છે. આજથી દોઢસો વરસ ઉપર ચર્માલયમાં કામ કરતા *મેઘા* નામના અમારા એક વડવાને આર્યાવર્તમાંથી ગીરમીટથી ફિજીબેટ ઉપાડી ગયા. ત્યાંથી એક ફિજીયણને લઇ તે હોનોલુલુ નાસી ગયો; અને હોનોલુલુથી તેના વંશજો આવ્યા-વાન કુંવર...."

"માનકુર! ઇ તો આપણી ઝકલની નણંદ થાય."

"માનકુંવર નહીં પણ વાનકુંઅર. અમેરિકાનું તે એક સુપ્રસિદ્ધ શહેર છે. ત્યારથી અમે અમેરિકામાં સ્થાઇ થયા. આ સંગ્રહસ્થાનમાં આ વચે આવો ઉંચો ઓદ્ધો પ્રાપ્ત થયો, એતો કેવળ મારી માતા 'હ્યુથ' નાજ પ્રતાપ છે."

"તંયે-હેં! બેન! તમે રાંડયા છો?"

"એમ કેમ કહો છો?"

"તમારા હાથ સાવ અડવા છે, એટલે."

"વળી તમારા કાળનું ભૂત તમારા મગજમાં ભરાયું. સૌભાગ્યના તમારા એ ચિન્હોનો અર્થ શો? તમો પુરુષો રાંડતા ત્યારે કાંઇપણ શોકદર્શક ચિન્હ રાખતા ખરા કે?"

"લે વળી! બાઇડી મરે એમાં ભાયડાને તી શોક હોય! ઇ તો કુંભારના ઘરનું હાંડલું પુટયું. બીજું શું?"

"હું. એજ તમારા પુરુષ વર્ગની જબરાઇ હતી. એ તમારા ડહાપણના દિવસો ગયા: રૂઢીચુસ્ત ભારત વર્ષમાં જોકે હજુ એને મળતાં ચિન્હોનો આજે પણ વલગાડ છે ખરો. પરંતુ અમારે ત્યાં એવી કશી લપસપ નથી. પછી રાંડવું શું?"

"તંયે-તમે શું પરણેલા છો!"

"પરણવાની પણ ખાસ જરૂર ખરી કે? લગ્નની આવશ્યકતા કેવળ તમારા આર્યાવર્તમાંજ પરાપૂર્વથી મનાતી આવે છે; અને હજુ પણ છે. તમે પરણેલા કે?"

"હું-અં."

"કેવી રીતે?"

"કાં! અમારી જાન ગઇ'તી કન્યાને માંડવે."

"અત્યારે આર્યાવર્તમાં એ રીત બદલાઇ ગઇ છે. હવે સ્ત્રી પોતાને લાયક પુરુષ પસંદ કરે, એટલે સ્ત્રીજ પુરુષને 'ઘેર પરણવા જાય છે. લગ્ન ની આ પ્રથા કેવળ મનુષ્યકૃત છે. કુદરતપ્રેરિત તો નથીજ. કુદરતના પ્રાણીઓમાં

લગ્ન-વિધિ છેજ નહીં. નારીને ઇચ્છા થાય ત્યારે પોતાના વર્ગના ગમે તે નરના સમાગમમાં ઠીક પડે તેટલો સમય રહે. એ હંગામી સંબંધજ કુદરતી છે. અમે એ કુદરતી પ્રથાને પસંદ કરી અનુસરીએ છીએ."

"પણ—પૂછું ?"

"હા. શરમાવાનું કશું પણ કારણ નથી."

"હેં! બેન! તમારામાં જણતર ખરૂં કે કેમ? મોદું કાં ભગાડો માબાપ!"

"તમારા કાળની સ્ત્રીઓના એ સંતાપના દશ્ય મારા મગજમાં ખડાં થાય છે, એ ખ્યાલથી મને સ્હેજ દુ:ખ થઇ આવ્યું. તમારા જમાનામાં સ્ત્રીઓના શરીરતો કેવળ પ્રસવ-પાત્ર તરીકેજ ગણાતા એનું મને સંપૂર્ણ જ્ઞાન છે. ખાંડી-બદ્ધ જીવોને જન્માવે, તોપણ પુરૂષોને દયા ન ઉપજતી. પ્રસવવું યા ન પ્રસવવું એ સ્ત્રીઓના હાથનીજ વાત હતી. પરંતુ તમે લોકોએ તો અજ્ઞાનતા સેવી ને સેવરાવી. *યુજેનિક્સ* યાને સંતતિ-નિયમનનું જ્ઞાન જ્યારથી મહિલાઓમાં આવ્યું, ત્યારથી એ સંતાપમાંથી મુક્તિ મેળવેલ છે; અને સંતાનોત્પત્તિની સ્ત્રીજાતિને ઇચ્છા થાય તો પણ પુરુષ શરીર સમાગમની કાંઇ ખાસ જરૂર નહીં."

"આ સામે શું બોલો છો ?"

"નકાબાપા! તમને આશ્ચર્ય કેમ થાય છે? આ કેવળ *બાયૉલૉજી* [ઉદ્ભિજ વિજ્ઞાનશાસ્ત્ર] નો વિષય છે. વીસમી-સદીમાંજ અમારા અમેરિકન ડા. ગ્રેગરી-પિનાકસે બાલકો ઉત્પન્નં કરવાની વૈજ્ઞાનિક ટયુબની શોધ કરી હતી. તે ટયુબની અંદર પકવેલ કૃત્રિમ ગર્ભમાંથી છોકરાં છોકરી પેદા થઇ શક્તા એ તમે નથી જાણુતા?"

"નારે બાપા! અજાઇબીની ઘણી વાતું સરલાબેન કરે ખરા. જી નંઇ થાય ઇ ઓછું. તંયે બેન! સુવાવડનો ખાટલો તમારે હવે ન ભોગવવો પડે?"

"નહીં. ગર્ભાશયમાંજ ગર્ભ ધારણ થવો જોઇએ એવું અમારે ત્યાં તો નથી. અમારા વિજ્ઞાનની અતુલ અને અગાધ શક્તિના પરિણામે શારીરિક સંતાપ જેવી વસ્તુ બીલ્કૂલ હસ્તીજ ધરાવતી નથી. કુમારિકા મેરીએ ઇસુને જન્મ આપેલો એ તમને ખબર છે કે?"

"ના—આ."

"વારૂ. તમારાજ પાંડવોના માતા કુંતાજી સૂર્ય-નારાયણના મોહમાં પડયા, અને કર્ણને જન્મ આપ્યો હતો એ તો તમે જાણો છો ના?"

"હું-અં."

"ઠીક. ત્યારે–એ માતાજીઓએ પ્રસવની વેણ ખાધાના કે પ્રસુતિની શૈયા ભોગવ્યાના બાઇબલ કે તમારા પુરાણમાં કયાંઇ બ્યાન છે?"

"ઇ તો ભાઇસા'બ ! અમારા માણભટ જાણે. અમને તો કીયે છે કે ઇ બધા દેવના ચમત્કાર હતા."

"નહીં. એ કાંઇ ચમત્કાર નહોતા, પરંતુ વિદ્યા હતી. આ પૃથ્વી ઉપર આદિથી અંત સુધી જે કાંઇ હુન્નર કે કલાની શોધ થઇ છે, થાય છે, અને થશે એ સર્વ વિદ્યા-કલાના મૂળ તમારા આર્ય પુરાણોજ છે. આર્યાવર્તના ખરા આર્યોને ગૌરવ લેવા જેવી માત્ર એ એકજ વસ્તુ જોવામાં આવે છે. એ તમારા દરેક ચમત્કારની વિદ્યા પશ્ચિમના પંડિતોએ પુરાણમાંથી તારવી લીધી, અને વ્યવહારમાં પણ મૂકી દીધી; અને તમે લોક હાથ ઘસતાજ રહી ગયા. ગર્ભ-સારણની વિદ્યા મહાવીર વર્દ્ધમાનના જન્મકાળ સુધી તમારે ત્યાંજ હતી. એ ચમત્કારની વિદ્યા અમારા વૈજ્ઞાનિકોને હમણાંજ હાથ લાગી છે; ત્યારથી શરીરના ગમે તે અંતરપટમાં થઇ, ગમે તે દ્વાર બહાર ગર્ભ ગમન કરી જન્મ ધારણ કરી શકે, એવી શકિત પ્રાપ્ત થયેલ છે."

"ઇ તો ઠીક, પણ કચ્ચાં બચ્ચાંને મોટાં તો તમે કરો ને ?"

"એ તો માત્ર *બાલ-ઉછેર*નો વિષય છે. એ વિષયમાં અમારા પુરુષો કેળવાઇને કણ બન્યા છે, જેથી એ કાર્ય તેમને સુપ્રદ થયેલ છે."

"અરે ! આબાપ ! ધવડાવવાનું......"

"હું. સમજી. તમે કુદરતનો ઉત્ક્રાંતિનો નિયમ ન જાણી શકો એટલે લાચાર. જે અવયવનો ઉપયોગ કમી થતો જાય તે અવયવ ધીરેધીરે કાળાન્તરે નિષ્કાર્ય બને છે. એ ધોરણે પુરુષની સ્તનેન્દ્રિયની રસગ્રંથી જે શુષ્ક હતી, તેને પ્રારંભમાં રાજ્ય *પ્રસુતિ–ગૃહ*માં પેઢી દર પેઢી કેળવતે કેળવતે, રસગ્રંથી સ્નિગ્ધ થતે થતે, હવે સ્તનપાન પુરુષો બરાબર કરાવી શકે છે. તમારા જમાનાની જેમ અમારા બાલકો કાંઇ પાંચપાંચ વરસ સુધી ધાવધાવ કરતાંજ નથી. દસમે રોજ ધાવણ મૂકાવી ટિકડી ઉપર છોડવામાં આવે છે. લ્યો—આ તમારૂં દાતણ આવી પોંચ્યું."

"માળું-ઉં! આતે બધું કયાંથી શી રીતે ખોળામાં આવી પડે છે! દાતણ તો તાજું બાવળનું લીલુંછમ જેવું છે, પણ બજર કયાં?"

"કોઇ દિવસ નહીં ને આજેજ એ શાખાની ભૂલ ઉપર ભૂલ થાય છે, તેની સખ્ત ખબર લેવી જોઇએ. હું જાતેજ અધ્યક્ષને જાહેર કરવા જાઉં છું. નકાબાપા! તમે શરૂ કરો; હમણાંજ તમારે જોઇતી ચીજ આવી પોંચશે."

[ ૪ ]

બજર લઇને એક છોકરો આવ્યો, અને છેટેથી મારા ખોળામાં પડીકું ફેંકયું. મેં કીધું: 'ઉભો રેહ! એ છોરા! આતો પાનમાં ચાવવાની તમાકુ છે, દાંતે દેવાની કયાં છે?'

છોકરો તો ઘુડ જેવો મુંગો મુંગો ઉભો રીયો. મેં કીધું: ‘એ-બેરા! જરા જવાબ તો દે!’ તોયે કાંઇ બોલ્યો નંઇ અને ચાલવા માંડયો. જેથી મને કાળ ચડયો, તી એને ધબો મારવા જતો’તો, ત્યાં તો કાચની પુતળી દોડી આવી.

“નકોબાપા! આ શું કરો છો?”

“પણ—તંયે—આ છોરાને કઇ કઇને થાકયો, તોયે બોલતો નથી. માળો મલ્લ જેવો છે, છતાં આવો મુંગો મંતર કાં?”

“અરે-નકોબાપા! એતો રોબો છે.”

“હું. તંયે સમજાણું. રોબો લાગે છે. અમારા ગામમાં યે આવો રોબો હતો.”

“તમારા દેશમાં તમારા કાળમાં રોબો સંભવી શકેજ નહીં.”

“હા. હા. તમારા સમ, ખોટું બોલતો હોઉં તો. અમારા ભાણા ભરવાડનો છોકરો માળો એવો રોબો, કે એક દી’ દીપડો ભુટકાણો, તેવો રોબે એના ડાચામાં આખો હાથ ખોસી દઇ, ઘડીકમાં મોઢાના બે ફાડચા કરી નાખ્યા. કાં હસો બેન!”

“એ તો તમે જીવતા માણસની વાત કરી. આ રોબો કાંઇ સજીવ મનુષ્ય નથી.”

"હેં! હેં! આ જીવતો છોકરો નથી! હાલે છે, ચાલે છે, કામ કરે છે તી?"

"નકાણાપા! એ રોબો [*Robot*] તો કેવળ વિદ્યુત કલાકૃત્તિ છે. આ સંગ્રહસ્થાનમાં-ખસુસે પ્રાણી વર્ગમાં તો આવા રોબોથીજ હરેક પ્રકારના કામ લેવાય છે. લો—હવે તમે દંત ધોવનનું કાર્ય સત્વર પુરૂં કરો. તમારા દેશના જે પ્રાણીને ભેટવાની તમારી ઇચ્છા છે, તેની છુટ મળી ગઇ છે. ફકત અરધા કલાકનોજ વખત આપ્યો છે."

હું માથે પાઘડી મૂકતોક ઝટપટ સાબદો થઇ ગયો. સારંગધર મેતાની મોટર જેવું કાંઇક નાનું વાહન આવ્યું તેમાં મને બેસાડયો, અને ખરરર કરતાં અમે એક આંગણામાં જઇ પોંચ્યા.

વાહ! આ તો કોઇ જોગી માતમાની ઝુંપડી લાગી. ગારમાટીનું તાજું લીંપણ કર્યું'તું. ફળીમાં તળસી કયારો ને બીલીનું ઝાડ પણ હતું. ઝુંપડીમાંથી જરાવારે કોઇ અબધૂત જટાધારી જોગી બહાર આવ્યા. આખે મોઢે ને ડીલે ભભૂત લગાવી'તી, કપાળે ને ગાલે નાના મોટા તીલક છાપા કર્યા'તા, કાંખમાં મરગલાના ચામડાનો વીંટો માર્યો'તો, પગમાં લાકડાની ચાખડી પેરી'તી, ને હાથમાં લાકડાનો જાડો દંડો ઝાલ્યો'તો. જેવા તે મારા સામા આવ્યા, તેવા મેં-'જે-સીતારામ! બાવાજી!' એમ બે હાથ જોડીને જુહાર કર્યાં.

બાવાજી હસીને મને ભેટવાને બદલે બે પગલાં પાછળ હઠી ગયા, અને પછી લાલચોળ આંખ કરીને બોલ્યા: 'અયી! અનભિજ્ઞ આર્યપુત્ર! આર્યનીતિ અનુસાર આર્યે આર્યનો વિદેશમાં અકસ્માત સમાગમ પ્રાપ્ત થતાં અપૂર્વ આનન્દ ઉત્પન્ન થવો જોઈએ છતાં, આર્ય નીતિ રીતિને અનુકુળ તારાં આભરણ છતાં, આર્ય નીતિ રીત પ્રીતિને પાત્ર તારૂં વદન છતાં, આર્ય નીતિ રીતિ પીતી પ્રીતિમાં ભીતિનો ભાસ ઉપજાવે એવા તારા વાદનથી અંગે અંગમાં કમકમાટી છુટે છે, અને કર્ણેન્દ્રિય બેહેર મારી જાય છે. બાવા અને બ્રાહ્મણનો ભેદ પારખી, શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણને સન્માનાર્થે કેમ સંબોધવા એવા સામાન્ય વિવેકથી પણ તું અજ્ઞ છો કે શું? આ પુરૂષ કોણ છે એટલું પણ તારી ઓળખાણમાં આવતું નથી?"

"ના–માબાપ! તમારી કાંઇ ઓળખાણ પડતી નથી."

"ધિઃક મૂર્ખ! જેણે વાગબાણ યુદ્ધથી સનાતન આર્ય ધર્મનો સદોદિત યશઃ પૂર્ણ વિજયધ્વજ સકળ આર્યાવર્તમાં એક કાળે ફરકાવ્યો છે, જેના યશોગાન સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, તારા મંડળ સુદ્ધાં અખીલ બ્રહ્માન્ડમાં ગવાઇ ચુકયાં છે, એવા મહાપુરૂષ શ્રી ભદ્રંભદ્રનું નામ તને પરિચિત નથી શું?" એમ કહેતાં તે મરગલાનું ચામડું પાથરી બેઠા, અને પોથી છોડવા લાગ્યા.

"હા. હા. એક દી વકીલની દુકાને મોંનો માતમા ભદ્દભદ ને માધુબાની સભાની વાત કરતો'તો, ઇ તમે!" હું પણ તેની સામે બેઠો.

"હા. એજ. જે સભાના ગર્જન-તંતુઓ દશદિશામાં પ્રસરી રહ્યા હતા, પૃથ્વીના ચતુરન્તમાં ગુંજી રહેલા હતા, દિગન્તમાં રેલી રહ્યા હતા, જે સભાના આઘાતથી મેરૂ પર્વતની અચળતા સ્ખલિત થઇ હતી, દિગ્ગજ લથડી પડયા હતા, જે સભાના દર્શનાર્થે ઉતરી પડેલા દેવોના વિમાનોથી સૂર્ય આચ્છાદિત થતાં બ્રહ્માન્ડમાં અન્ધકાર વ્યાપિ રહ્યો હતો, તે મુલ્ક મશહુર અને જગ આશકારા *માધવબાગ*ની સભાના નિયામક, ક્રિયામક, એહેમક, હુંકારક, ટુંકારક, ભુંકારક, આ નમ્ર સેવક-આ ખાકસાર પોતેજ ...........હા-હા-હા-હા....કયું! કેસી કહી! યાર!........ હા-હા-હા-હા..........." કરતે બાવાજીનું તો આખું રૂપ બદલાઇ ગયું. અને મારા વાંસામાં ધબો મારી ખડખડ હસવા લાગ્યા.

હું તો ગભરાઇ ગયો. "અરે બાવાજી! ઘડીકમાં આ તમને શું થઇ ગીચું? આટલું બધું હસવા કેમ માંડયુ?"

"હસું નહીં, તે શું પોક મૂકું? જોતા નથી-આપણી ચોકીઆતો ચાલી ગઇ તે!"

"તી-શું છે?"

" અરે-ભલા માણસ ! હું કે તમે આંહી આવ્યા છીએ, તે કાંઇ મેમાન દાખલ નથી. આપણને મૂર્ખમાં મૂર્ખ જાણી તરીકે જોણાં દાખલ આ સંગ્રહસ્થાનમાં સંઘરવામાં આવ્યા છે. આ ભૂમિમાં આવ્યા પછી મારી તો સાન ભાન ને શુદ્ધિ બુદ્ધિ સઘળું ઠેકાણે આવી ગયેલ છે. જેથી હું માનવના સામાન્ય અક્કલના હક ભોગવવાની માગણી કરવા લાગ્યો, તોયે મને સાફ પ્રતિબન્ધ કરવામાં આવેલ છે, અને કોઇપણ પ્રેક્ષકની હાજરી વખતે તો મારૂં મૂળરૂપ અને ભાષાનુંજ પ્રદર્શન કરવાનોજ મારા પ્રત્યે ખાસ પ્રબંધ થયો છે. પેલી કિન્નરીઓ હમણાં જરા આઘી પાછી થઇ, એટલે મેં છુટ-કારાનો દમ ખેંચ્યો. જેથી ગેલમાં આવી ગયો છું. તેમાં વળી તમે મળ્યા, એટલે તો દૂધમાં સાકર ભળી."

" પણ-પેલા તો તમે ધુરકવા મંડયા, ને ભારે બોલ-બોલ કરી મને બીવરાવતા'તાને ! મેં જાણ્યું કે તમે ગાંજો-ભાંગ ખુબ પીધી હશે !"

" ભાન ભૂલી જવા જેટલી હદે ભાંગ પીવામાં પણ મેં કાંઇ કચાસ રાખી નહોતી. એ સર્વ આગલા જમાનાની વાત છે. એ બધું આગલું નાટક રખેવાળની હાજરીમાં મારે હજુ પણ આંહી ફરજીઆત કરવું પડે છે. મારા દુર્ભાગ્યે મારી ચોકીઆત એવી કડક મળી છે, કે મને જરિય આમ કે તેમ ચાતરવા દેતી નથી."



નકો નગારીઓ અને ભદ્રંભદ્ર.

"ક્યું કૈસી કહી!" નકો નગારીઆના કાંસમાં

• "મારી બેન તો બહુ માયાળુ દેખાય છે. સારી સારી વાણું કરે છે; અને આપણે જે ખાવાનું માગીએ તે આપે છે."

"ખાનપાન તો આપણા બરનું જે માગો તે બધું આંહી મળે છે એ ખરૂં. એમ તો પ્રાણી વર્ગમાં પશુ પંખીના બરનો ખોરાક તેને અપાય છે. તેથી શું? પણ તમારી મૂળ રીતભાતમાં તમે જરાપણ પરિવર્તન કરવા જાઓ, તો તમને ખબર પડશે. તમે વૈશ્ય છો, ખરૂં કે નહીં?"

"હા. અમે વાણીઆ."

"એતો મેં તમારા બોલવા ઉપરથીજ જાણી લીધું. સૌરાષ્ટ્રવાસી છો કે?"

"હા. અમે કાઠીઆવાડના."

"હં. એ પણ મેં તમારા પહેરવેશ ઉપરથી અનુમાન કર્યું. તમારૂં નામ શું?"

"નકોભાઇ."

"ચાલો—આનન્દ થયો. જુઓ નકાભાઇ! તમે વૈશ્ય થયા, અને શાસ્ત્ર પઠનપાઠનમાંથી મુક્ત રહ્યા, એટલે દરજ્જે હું તમને સુખી માનું છું; પણ મને તો બ્રાહ્મણ જાતિમાં જનમાવ્યો......."

"હેં! તમે બાવા નથી?"

"બાવો તો ક્યારનો યે બની બેઠો છું. બાકી કાંઇ રહ્યું નથી. હું બ્રાહ્મણ મૂવો છું."

"કેમ મારાજ! ભામણનું કુળ તો ઉંચુ ગણાય ને?"

"આમજ અમારૂં નખોદ વાળ્યું છે. મને મારા પિતાએ જન્મ ન આપ્યો હોત તોજ ઠીક થાત."

"એટલું બધું!"

"હા. ખરેખર. મારા જન્મદાતાએ મને બ્રાહ્મણને ત્યાં જનમાવ્યો—એ તેમની પહેલી ભૂલ. બ્રાહ્મણમાં જન્માવીને નિરક્ષર રાખ્યો હોત, તો ખભે ખડીઓ લઇ નારાણહરે કરી પુરાણના અગડં-બગડં બે વેણ બોલીને પણ ગુજારો કરત, તેને બદલે મને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ બનાવ્યો—એ બીજી ભૂલ. શાસ્ત્રમાં પણ દ્વૈત-અદ્વૈતાવાદ—વિવાદ—વિતંડાવાદ જેવા તર્ક અને ન્યાયશાસ્ત્રનું પઠન-પાઠન કરાવ્યું-એ તેમની ત્રીજી ભૂલ. આમ ભૂલોની પરંપરા થાય, પછી ખાણ ખુટણ ખાઇ મદમસ્ત બનેલો આખલો શેનો હાથમાં રહે! અતી જ્ઞાનના અજીર્ણમાંથી મને બ્રહ્મવાયુ થયો. હું સનાતન ધર્મનો થાંભલો બન્યો, અને ફૂલને ઘોડે ચઢી દિગ્‌વિજય કરવા નીકળી પડયો. મેં રેલગાડીમાં, માળાની ચાલોમાં, સભામાં, રેંકળામાં, ખટારામાં, જેલમાં, કૉર્ટમાં, શેરીએ, ગલીએ, કુંચીએ જ્યાં જ્યાં ફાવ્યું ત્યાં ત્યાં આંખ મીંચીને સનાતન રૂઢિ-રિવાજ રહસ્યને ઝંડો ફરકાવવા માટે શાસ્ત્રાર્થ કર્યા,

પ્રમાણો આપ્યા, વાદ કર્યા, ગળા તાણ્યા, ઘાંટા બેસાડયા, ગડ્ડા પાટુ ખાધા, દબાયો, કચરાયો, છુંદાયો, જેલજાત્રા કરી અને છેવટ ચકડોળે ચઢયો."

"ઓહોહો! આટલા બધા વિતક તમારે માથે વિત્યા, તી–તમારી મદદમાં કોઇ નો'તું? હુંય હેરાન તો બહુ થયો છું, પણ અમારી સરલાબેન ને મોનજીનો સંતોષ હતો."

"નકાભાઇ! તમારી વાત જુદી ને મારી વાત જુદી. મારા પક્ષમાં બધા બનાવટી સિક્કાઓ, તમામ ચલતાપૂર્જા જેવાજ ભેગા થયા હતા. નખોદીઆ કે ઘોરખોદીઆ, શિવ-ભક્ત કે ગણેશભક્ત જેવા અનેક સ્વાર્થ સાધુઓ હુલો હુલો કરી, મને હોળીનું નાળિયેર બનાવી, પોતપોતાની રમત રમી ગયા; અને હું મૂર્ખ ગદ્ધા-પૂચ્છ મજબૂત પકડી રાખી, સુધારો અને સુધારાવાળા ઉપર ધૂળ ઉડાડવામાંજ રહ્યો. સુધારો તો મને પૂછયા વગર આગળ ધપતોજ રહ્યો; અને બંદા એકલા અટુલા પડી ગયા. એક બાપડા અમ્બારામનો સંતોષ હજુ પણ યાદ આવ્યા કરે છે."

"અંબારામ! અંબારામ કોણ?"

"એને મારો શિષ્ય બનાવ્યો હતો."

"હા. અમે રેલગાડીમાં મુંબઇ જતા'તા, તંયે અમદાવાદ ઇસ્ટેશને એક અંબારામ નામનો ગોર થાળીમાં કંકુ રાખીને ડબે ડબે કાંઇક ટેલ નાખતો'તો ખરો."

"શું ટેલ નાખતો હતો ?"

"બરાબર યાદ નથી. પણ કાંઇક એમ રાડુ પાડતો'તો કે—

'બોલમાં બોલમાં બોલમાં રે,

'ગુરૂ ભદડ વીના બીજું બોલમાં—

મને ચાંદલો કરી આશીરવાદ દેવા લાગ્યો. દખણા દેવાનું મને મન થયું, પણ મારા ગુંજામાં એક પાઇયે નોતી. ત્યાં સરલાબેન મને કીયે કે–એવા ભીખમગા બામણતો ઇસ્ટેશને ઇસ્ટેશને આવ્યા કરશે, અને ખીસા ખાલી કરાવશે."

"ત્યારે તો–એજ અમ્બારામ મોદકીઆ. એજ મારો શિષ્ય. અંધગુરુ ભકિત અને અંધશ્રદ્ધાની પણ આપણા દેશમાં કાંઇ હદ છે ? હું દોડું એટલે એ પણ દોડે; અને દોડાદોડીની શરતમાં લોકો 'હુરીઓ' કર્યા કરે, તોયે અમે મૂર્ખ અર્થ વગર દોડયેજ રાખતા. બિચારો રેલથી જેલ સુધી સાથેજ કુટાયો; અને ન રહ્યો ઘરનો કે ઘાટનો-"

"હેં ! મારાજ ! તંયે-તમે જેલમાં પણ ગીયેલા કે ? શું ગુનો કર્યો'તો ?"

"હરામખોરી કરે નાત પટેલીઆ, અને શાસન થાય સામે થઇ તેમને ખુલ્લા પાડનારને. નાત પ્રપંચનો હું ભોકતો થયો, એજ ગુન્હો."

"અરેરે ! નાતું તો બધી સરખી જણાય છે. હું ટેઢને અડયો નોતો, છતાં ગોકીરો કરીને મને નાતબાર મકયો'તો."

"અહાંહાહા! સ્પર્શ્યાસ્પર્શ્યનો વિષય છણવામાં પણ મેં કાંઇ મણા રાખી નહોતી. અરે–મારી આગલી નોંધ–પોથી હું વખતે વખતે ઉથલાવી જોઉં છું તો—'*શિંગોડા નિષેધ!–પ્રશ્ન–શંકા–તે વિષે શાસ્ત્રાર્થ–જરૂર પડયે કાશીના પંડિતો પાસે નિર્ણય*–એવી એવી નિર્માલ્ય બાબતોમાં મેં ભેજાંનો ભુસો કરી નાખેલો, ત્યારે અંત્યજને અડકવાના વિષય પરત્વે મેં પૃથ્વીને કેવી ઉંધાચતી કરી નાખી હશે એ તમે સહજ સમજી શકશો."

"પણ–હવે *માતમા*ના વખતમાં ઢેઢનું કોઇ નામ લઇ શકતું નથી. ઉલ્ટા ઢેઢ આપણને દબાવે છે."

"હેં! શું વળી આપણા દેશમાં બીજા મહાત્મા જાગ્યા?"

"હા. તમને કાંઇ ખબર નથી? **ગાંધી–માતમાએ** દેશના સુધારા માટે ભેખ લીધો છે ઇ! મને તો સરલા ને મોનજી વાતું કરે એટલે જાણું."

"ઓહોહો! આતો ઘણાંજ આલ્હાદજનક વર્તમાન! આર્યાવર્ત સાચાખોટા અનેક મહાત્માની ભૂમિ છે. તો પછી તમે કહો છો એ મહાપુરુષ મારી પેઠે બન્યા તો નથી ને?"

"એમાં હું કાંઇ ન સમજું. પણ મોનજી વાતું કરે કે–એતો '*સમય વરતે સાવધાન*' કરવાવાળા છે."

"એજ ઇષ્ટ વસ્તુ છે. અમારાજ શાસ્ત્રનો એ અમૂલ્ય મંત્ર છતાં મેંજ મૂર્ખે સમય ન વર્ત્યો. વારૂ! એમના પક્ષમાં

વાણી અને વર્તન એકધારૂં જોવામાં આવ્યું કે અમારી પેઠે પોલંપોલ !"

"ભાઇસા'બ ! એનો પક્ષ મોટો છે એમ મોનજી વાતું કરે. બીજી આપણને કાંઇ ખબર નથી."

"પક્ષ તો નાના મોટા દરેક દેશમાં હોય, અને દેશના હિતાર્થે મતમતાંતર પણ હોય. પરંતુ પાશ્ચાત્ય દેશો સમગ્ર કલ્યાણ કે સમગ્ર આપત્તિના પ્રસંગે પક્ષાપક્ષી ત્યજી, ઐકય સાધવામાં કુશળ હોય છે, માટેજ તે રાષ્ટ્રો ઉન્નતિ પ્રાપ્ત કરી શકયા. ત્યારે ભારતના દુર્ભાગ્યે મહાભારતના કાળથી મારા કાળ સુધી-ધાર્મિક-સામાજિક-સાંસારિક-કે રાજકીય વિષયમાં ઘરઘરના તડાં અને વાડામાંથી આપણે છુટી શકયા નહીં, એટલે આ પ્રશ્ન છેડવો પડયો. હવે જો પરમાત્માની ઇચ્છા હોય, અને મારો પુનઃ અવતાર ભારતમાં...............ઇતિ સાવધાનં : ........અરે! મૂર્ખતા અને અજ્ઞાનથી ભરેલા પતીત પ્રાણી ! શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણને તું મૂર્ખ, અજ્ઞાન, અભિમાની કહેવાની ધૃષ્ટતા કરી પૃથ્વી-પર ટકી રહેલો છે, એ હળાહળ કળિયુગનું ચિહ્ન જાણ. અસત્યના વ્યાપારી! દુરાચારી! દુષ્ટે! દુર્ગુણે! દુર્મતે!......"

"નકાબાપા ! દુર રહેજો. એ પ્રાણી છંછેડાયેલું લાગે છે, વખતે લાત મારી બેસશે." દેવની દીકરી આવી પોંચી, અને મારૂં કાંડુ પકડી મને એક કોર ખેસવી લીધો.

[ ૫ ]

મને મારા ઘરમાં જોકે એકદમ પાછો મૂકવામાં આવ્યો, પણ મુને કાંઇ ચેન પડયું નહીં. મારૂં મન ઉદાસ થઇ ગયું. જમવાનું આવ્યું ઇ પણ ભાવ્યું નહીં.

"કેમ! નકાબાપા! ચિંતાતુર દેખાઓ છો?" મારી રખેવાળે આવીને મને પૂછ્યું.

"કાંઇ નહીં."

"નહીં. તમને પેલા પ્રાણીએ જરૂર કાંઇ ભય બેસાડયો જણાય છે. હું તમને પહેલેથીજ કહેતી હતી કે એ ભયંકર પ્રાણી છે. એને એની રક્ષક જરીય વીલો મૂકતી નથી. અમારી ભૂલ થઇ કે અમે તમને રેઢા રાખીને બગિચામાં જરા આનન્દ કરવા ગયા. જો જરાક મોડા આવ્યા હોત તો તમને વખતે એ વ્યથા કરી બેસત. તમે કાંઇ એને ગુસ્સે થવાનું કારણ આપ્યું હતું?"

"ના."

"પણ અમે પાછા આવ્યા ત્યારે એનું ઉગ્ર સ્વરૂપ અમે જોયું હતું. તો પછી એવું શું કારણ બન્યું?"

"એ તો—અમારા દેશની વાતું થાતી'તી. રીત-રિવાજમાં કેમ હેરાન થઇ ગીયા એ બાબતની વાતું કરતા'તા."

"તે-નકાબાપા! તમારા દેશના રાહરસમના આજે પણ એવાં ને એવાં ઘર્ષણ ચાલ્યાં કરે છે. સામાજિક, કે સાંસારિક ઝગડા અત્યારે પણ પૂર જોશથી ત્યાં હજુ ચાલુ છે."

"અરેરે! હજીય અમારો દેશ એવા ઝગડામાંથી છુટયો નથી?"

"હા. જુનવાણી અને સુધારકો વચ્ચેની ઝુંબેશ હજી જેવીને તેવીજ છે. આવતી કાલે અખીલ ભારત વૈશ્ય પરિષદ્ તમારા દેશમાં-તમારાજ પ્રાંતમાં ભરાવાની છે, ત્યાં એવાજ પ્રશ્નોના ઉહાપોહ થવાના છે. તમારે એ પરિષદ્ જોવી છે?"

"ઓહો—બેન! એટલી દયા થાય, તો મારા જેવો કોણ નશીબદાર!"

"આંહી બેઠા જોવું છે કે ત્યાં જવાની ઇચ્છા છે?"

"આંહી બેઠા શી રીતે જોઇ શકાય? સાવ નજીકમાં હશે!"

"ના. આંહીથી તમારો એ દેશ છ સાત હઝાર માઇલ દૂર થાય."

"લે-લે! ત્યં આંહી બેઠા એટલે બધે દુર શી રીતે જોઇ શકાય?"

"બકાબાપા! તમને આશ્ચર્ય કેમ થાય છે? તમારા ઋષિ મુનિયો યોગ વિદ્યાના પ્રાબલ્યથી આકાશ—પાતાળ—

કે મૃત્યુ ત્રણે લોકમાં શું બને છે એ ગુફામાં સમાધિ ચઢાવીને જોઇ શક્તા એ તમે જાણો છો કે નહીં ?"

"અમારા ઋષિના બળની ઘણી વાતું માણભટ કીચે ખરા."

"તો પછી—અત્યારે વિજ્ઞાન કલા એટલી પરિપૂર્ણતાએ પોંચી છે, કે *રેડીઓ—ટેલિવિઝ*થી પૃથ્વીના કોઇ પણ ખુણે ભરાતી સભા કે નાટક કે નાચરંગ આપણે આંહી બેઠે બેઠે નિરાંતે સાંભળી અને જોઇ શકીએ. હવે તો ઇથરનાં આંદોલનો છેક **મંગળ**ના ગ્રહ લગી પોંચી ગયા છે; અને ચુરેનિયો-રેડીઓગ્રાફથી—'**હલ્લો-મંગળ !**' પણ થઇ ચૂક્યું છે. હું તો પરિષદ્‌માં જાતે જવાની છું. મેં પરવાનગી પણ મેળવી લીધી છે."

"તંયે તો-બેન ! મને પણ મારો દેશ તમારી સાથે દેખાડો તો તમારો પાડ માનીશ."

"પણ-તમે વિદ્યુત પાંખ પેરી શકશો ?"

"પાંખ! પાંખ શું ? પાંખું તો પંખીને હોય."

"હા. હા. પંખીની પેઠે આપણે વિદ્યુત પાંખથી ઉડીને જઇએ તો બહુ વહેલા પોંચી જવાય."

"નારે-માબાપ! મારા તો બાર વાગી જાય. રેલગાડીમાં લઇ જાવ તો તમારો પાડ."

"નકાબાપા! એ તમારા વખતની રેલ્વેનો કાળ તો ક્યારનોયે પૂરો થઇ ગયો છે. હવે તો અવરજવર હવાઇ

વાહનો અને વિમાનોથીજ થાય છે. આંહીથી દરરોજ *ઍર–ઍક્સપ્રૅસ* આર્યાવર્ત જાય છે. તમારી અતી ઇચ્છા છે, તો આવતી કાલે પ્રભાતના વધારાની *પરિષદ્–ઍક્સપ્રૅસ* ખાસ ઉડવાની છે તેમાં આપણે જઇશું.''

મને તો બહુજ હરખ થયો. હોંશમાં ને હોંશમાં ખાવાનુંયે ભૂલી ગયો ને પૂરી ઉંઘ પણ ન આવી. સવાર પડ્યું ન પડ્યું ત્યાંતો 'ચાલો–નકાબાપા'–કરતે ખરરર કરતે મને બેન ઉંચે લઇ ગયા, અને વિમાનમાં બેઠા. ઓહોહો! રેલગાડી કરતાંયે આ વિમાનમાંતો છડીઆં ઘણાં ભેગાં થયાં'તાં. વિમાન સરરરર કરતે માંડ્યું ઉડવા. અંદર સૌ કીલ્લોલ કરતા'તા. કાંઇક ગાજંવાજં જેવું સાંભળતા'તા. સંધાય મારા તરફ ટીકીટીકીને જોતા'તા, કોઇક દાંત કાઢતા'તા. મારી બેન એ લોકોને કાંઇક સમજાવતી'તી. મને તો એક ખુણે ખુરશી ઉપર બેસાડ્યો'તો. આપણે તો કાચના બારણા-માંથી જોવા માંડ્યું, તો ન કોઇ ગામ દેખાય કે ન ધરતી નજરે પડે. ફક્ત ઉપર આભ ને નીચે પાણી પાણી જેવુંજ લાગ્યા કરે. હજી ઘણુ ઢોર આઢવા ટાણું નંઇ થયું હોય, ત્યાં બેન મને કેવા લાગ્યા—'જુઓ નકાબાપા! આ તમારૂં આર્યાવર્ત આવવા માંડ્યું. આ હિન્દી મહાસાગર–આ અરબ્બી સમુદ્ર—આ તમારૂં ગુજરાત—અને આ તમારો આગલો કાઠીઆવાડ.''

''બેન! આ નીચે આટલા બધાં બગલાંના ટોળાં કેમ છે?''

"હા–હા–હા–હા! નકાબાપા! એ જે તમે સફેદ સફેદ જુઓ છો તે કાંઇ બગલાં નથી પણ બગલાંની પાંખ જેવી સફેદ ઇમારતો છે."

"ઇ—ગામ છે?"

"હા."

"કયું ગામ છે?"

"એ વ્યઁગણી નગર છે; સંયુક્ત ગુર્જરાષ્ટ્ર પ્રાંતની સરકારનું હવાખાવાનું મથક છે."

"વેંગણી! એવું ગામ તો અમારા કાઠીઆવાડમાં નથી. મેંગણી ગામ છે ત્યાં એકવાર અમારૂં માજન ભેગું થયું'તું."

"હું. સમજી. એ તમારા કાળનું જે મેંગણી કહો છો તે સ્થળ તો પેલી નીચે ચાલીસ માળની મોટી હોટેલ દેખાય છે એણે રોકેલ છે. પરિષદ્‌ના પ્રમુખશ્રી *ઇન્ટેરા-ટીએટ ઍર સરવીસ*માં આવી ગયા છે. તે ત્યાં ઉતર્યા છે."

વાતવાતમાં ખરર કરતા અમે જમીન ઉપર ઉતર્યા, અને સભામંડપમાં ગયા. ઓહોહો! કાંઇ મનખો! હૈયું-હૈયું દળાય! અમે એક ઠેકાણે ગોઠવાયા. એને મને કીધું–'જુઓ! નકાબાપા! આપણે પ્રેક્ષકવર્ગમાં બેઠા છીએ. હમણાં પ્રમુખ શ્રી પધારશે, અને પરિષદ્‌નું કામ શરૂ થશે. તમે મુંગામુંગા જોયા કરજો. હું તમને બધું બરાબર સમજાવીશ. પણ—જરીય આંહી ઉંચે સાદે બોલશો નહીં.'

[ ૬ ]

## અખીલ ભારત વૈશ્ય પરિષદ્‌નો મુખ્તેસર હેવાલ.

### [ અહૃઁ. ગાર્ગિલાના કથન મુજબ ]

સ્વાગત મંડળના ચેરમેને પ્રતિનિધિઓને આવકાર આપનારૂં ભાષણ આપતાં જણાવ્યું કે—“ સન્નારીઓ અને સભ્યો! આ ‘ એકત્રીસમી અખીલ ભારત વૈશ્ય પરિષદ્ ’ આ સ્થળે ભરવાનું માન મળ્યું, તેથી આ પ્રાંત ઘણું અભિમાન લે છે. સભ્યો! આપણે એક એવા પ્રમુખ મેળવવા ભાગ્યશાળી થયા છીએ, કે જેઓ ટીબેટના સરસુબા છે. જેમણે ધી ભારત વિશ્વવિદ્યાલયની ‘ ડોકટર ઓફ કોમર્સ ’ ની ઉંચી પદવી મેળવેલ છે; તદુપરાંત જેઓ ‘ ફેલો ઓફ ધી રૉયલ ભારત એકેડેમી ’, અને ‘ ભારત સિવિલ સરવીસ ’ની પણ ઉપાધિઓ ધરાવે છે. એવા આપણા માન્યવર પ્રમુખ સાહેબને સરનશીનની ખુરશી લેવાની હું દરખાસ્ત મૂકું છું. ” એ દરખાસ્તને ઉરીઆ પ્રાંતવાળા મીઁ. અલાદીન હુસેન-કૃષ્ણ જર્યોજાણી, મગધ પ્રાંતવાળા મીઁ. રાલ્ફ રામસન મુખ, મહારાષ્ટ દેશવાળા મીઁ. ટોમેન્દ્ર રૂસ્તમરાવ વાઘલેએ પુષ્ટિ આપતાં, તાલીઓના ગગડાટ અને ‘ જય મહાભારત ’ ના હર્ષનાદ વચ્ચે પ્રમુખ મીઁ. ન્યુતનચંગ વ્યોમેશ પીટરજીએ નિર્મિત સ્થાને બેઠક લીધા બાદ પૃથ્વીના જુદા જુદા ખંડમાંથી આવતા વિજય ઇચ્છનારા વાયરલેસ-ટેલિ-

કુંભાર ઇત્યાદિ. રફતેરફતે તમામ વૈશ્ય જાતિમાં ધર્મના ઝગડા દાખલ થયા; જેના પરિણામે ફકત *વણિક* જેવી એક જાતિમાંથી લગભગ સો સવાસો જેટલી પેટા જ્ઞાતિઓ ફુટી નીકળી. એ પ્રત્યેક પેટાજ્ઞાતિને તે કાળમાં *નાત* કહેતા. એ દરેક નાત એકે બીજાથી ઉંચી ગણાવાની સ્પર્ધાના પરિણામે લગ્ન-વ્યવહાર તો એક બાજુએ રહ્યો, પણ વખતે વખતે અરસપરસ ભોજન-વ્યવહારનો પણ પ્રતિબંધ રખાતો [ શરમ શરમના પોકાર ]. સભ્યો ! એ આપણા વડવાઓ ખરેખર ઘણાંજ અજ્ઞાન અને અન્ધકારમાં ગોથાં ખાતા હતા. ત્યારબાદ સમાજની કેમ ઉત્ક્રાંતિ થઇ તે સંબંધે પ્રોફે. વ્યંગુનાથ સ્પેન્સર કૃત *હિસ્ટરી ઓફ ધી ભારત સિવિલિઝેશન*—વૉલ્યુમ છઠું વાંચવા આપ સર્વને સુચના કરૂં છું. આપણા એ પ્રખર પંડિત જણાવે છે કે—

'બ્રિટિશ સામ્રાજ્યના છત્ર તળે હિન્દુસ્થાનને વિનિતોની વિનતીથી સ્વરાજ્ય મળ્યું, એ આર્યાવર્તનું સુવર્ણમય પ્રભાત ગણાય છે. ત્યારથી સુધારો કુદકે ને ભૂસ્કે વધવા માંડયો. ઇસ્વી સન ૧૯૫૧ની સાલમાં—'ઓલ ઇન્ડીઆ વણિક કોન્ફરન્સ' પ્રથમ મળી, ત્યારે 'વણિક' ની તમામ પેટાનાતો એકત્રિત થઇ. તેજ અરસામાં 'ભાટીઆ' અને 'લુહાણા' નો મોટો ભાગ ક્ષત્રિય સમાજમાં ભળી ગયો, અને લશ્કરી નોકરી કરવા લાગ્યા. બીજી તરફ હિન્દુસ્થાન હવાઇ વિમાનથી અન્ય દેશો સાથે જોડાવાથી પૃથ્વીની ચારે દિશામાં આપણે વૈશ્યો વેપાર અર્થે ઘૂમવા લાગ્યા. વણિક, કૃષિકાર અને કારિગર એ ત્રણે જાતિની

'કૉન્ફરન્સો એક બીજા સાથે ભળી જવા માટે અલગ અલગ હિલચાલ કરવા લાગી. પરિણામે ઇસ્વીસન ૧૯૭૫ની સાલમાં પ્રથમ 'અખીલ ભારત વૈશ્ય પરિષદ્' દિલ્હી ખાતે મળી; અને તે વખતે એ તમામ જુદી જુદી જાતોનું 'વૈશ્ય' તરીકે એકત્ર જોડાણ થયું. ત્યારથી આપણે વૈશ્યો પ્રબળ બન્યા.'

સજ્જનો! હવે હું એક એવા વિષયપર આવું છું કે જે આજકાલ આપણી સમાજનું ધ્યાન ખેંચી રહેલ છે; અને તે હાનીકારક રિવાજો અને રસમો છે. ભાઇઓ! આપણે બાનુઓની ધુંસરી તળે દબાયા કરીએ છીએ. [ ગેલેરીમાંથી હીસ–હીસના અવાજો ]. આપણે તેમની ઘણી તાબેદારી ઉઠાવીએ છીએ. [ હીસ–હીસના ચાલુ પોકાર ] જો ગેલેરીમાં બેઠેલા બાનુઓ આવી રીતે ખલેલ કરશે, તો સખેદ મને મળેલ સત્તાની રૂયે વિદ્યુત પ્રવાહ મોકલી સ્તબ્ધ કરી દેવા પડશે. [ ગેલેરીમાંથી હસાહસ–ચાલુ ] ભાઇઓ! શું આપણને બાનુઓ જેમ દોરવશે તેમ દોરાયા કરીશું? શું પુરૂષો વિના મહિલાઓનો સંસાર ચાલશે! નહીંજ. તે ગુલામી બેડી તોડી નાખવી ઘટે છે. બન્ધુઓ! વિચાર કરો! આપણામાં વિધુરો અને વાંઢાઓની સંખ્યા દિનપ્રતિદિન કેટલી વધતી ચાલી છે? સનાતની વિચારવાળા સભ્યો શામાટે વિધુર વિવાહ સામે અણગમો ધરાવે છે તે હું સમજી શકતો નથી. કુલીનતા અને કુમાર–વિક્રયના દુષ્ટ રિવાજો આપણી સમાજના કાળજાં કોતરી ખાય છે. આ બધા વિષયો પરત્વે

કુંભાર ઇત્યાદિ. રફતેરફતે તમામ વૈશ્ય જાતિમાં ધર્મના ઝગડા દાખલ થયા; જેના પરિણામે ફકત *વણિક* જેવી એક જાતિમાંથી લગભગ સો સવાસો જેટલી પેટા જ્ઞાતિઓ ફુટી નીકળી. એ પ્રત્યેક પેટાજ્ઞાતિને તે કાળમાં *નાત* કહેતા. એ દરેક નાત એક બીજાથી ઉંચી ગણાવાની સ્પર્ધાના પરિણામે લગ્ન-વ્યવહાર તો એક બાજુએ રહ્યો, પણ વખતે વખતે અરસપરસ ભોજન-વ્યવહારનો પણ પ્રતિબંધ રખાતો [ શરમ શરમના પોકાર ]. સભ્યો ! એ આપણા વડવાઓ ખરેખર ઘણાંજ અજ્ઞાન અને અન્ધકારમાં ગોથાં ખાતા હતા. ત્યારબાદ સમાજની કેમ ઉત્ક્રાંતિ થઇ તે સંબંધે પ્રોફ. વૈંશુનાથ સ્પેન્સર કૃત *હિસ્ટરી ઓફ ધી ભારત સિવિલિઝેશન* —વૉલ્યુમ છઠું વાંચવા આપ સર્વને સુચના કરૂં છું. આપણા એ પ્રખર પંડિત જણાવે છે કે—

'બ્રિટિશ સામ્રાજ્યના છત્ર તળે હિન્દુસ્થાનને વિનિતોની વિનતીથી સ્વરાજ્ય મળ્યું, એ આર્યાવર્તનું સુવર્ણમય પ્રભાત ગણાય છે. ત્યારથી સુધારો કુદકે ને ભૂસ્કે વધવા માંડયો. ઇસ્વી સન ૧૯૫૧ની સાલમાં—'ઓલ ઇન્ડીઆ વણિક કોન્ફરન્સ' પ્રથમ મળી, ત્યારે 'વણિક'ની તમામ પેટાનાતો એકત્રિત થઇ. તેજ અરસામાં 'ભાટીઆ' અને 'લુહાણા'નો મોટો ભાગ ક્ષત્રિય સમાજમાં ભળી ગયો, અને લશ્કરી નોકરી કરવા લાગ્યા. બીજી તરફ હિન્દુસ્થાન હવાઇ વિમાનથી અન્ય દેશો સાથે જોડાવાથી પૃથ્વીની ચારે દિશામાં આપણે વૈશ્યો વેપાર અર્થે ઘૂમવા લાગ્યા. વણિક, કૃષિકાર, અને કારિગર એ ત્રણે જાતિની

કોન્ફરન્સો એક બીજા સાથે ભળી જવા માટે અલગ અલગ હિલચાલ કરવા લાગી. પરિણામે ઇસ્વીસન ૧૯૭૫ની સાલમાં પ્રથમ 'અખીલ ભારત વૈશ્ય પરિષદ્' દિલ્હી ખાતે મળી; અને તે વખતે એ તમામ જુદી જુદી જાતોનું 'વૈશ્ય' તરીકે એકત્ર જોડાણ થયું. ત્યારથી આપણ વૈશ્યો પ્રબળ બન્યા.'

સજ્જનો! હવે હું એક એવા વિષયપર આવું છું કે જે આજકાલ આપણી સમાજનું ધ્યાન ખેંચી રહેલ છે; અને તે હાનીકારક રિવાજો અને રસમો છે. ભાઇઓ! આપણે બાનુઓની ધુંસરી તળે દબાયા કરીએ છીએ. [ ગેલેરીમાંથી હીસ-હીસના અવાજો ]. આપણે તેમની ઘણી તાબેદારી ઉઠાવીએ છીએ. [ હીસ-હીસના ચાલુ પોકાર ] જો ગેલેરીમાં બેઠેલા બાનુઓ આવી રીતે ખલેલ કરશે, તો સખેદ મને મળેલ સત્તાની રૂએ વિદ્યુત પ્રવાહ મોકલી સ્તબ્ધ કરી દેવા પડશે. [ ગેલેરીમાંથી હસાહસ-ચાલુ ] ભાઇઓ! શું આપણને બાનુઓ જેમ દોરવશે તેમ દોરાયા કરીશું? શું પુરૂષો વિના મહિલાઓનો સંસાર ચાલશે! નહીંજ. તે ગુલામી બેડી તોડી નાખવી ઘટે છે. બન્ધુઓ! વિચાર કરો! આપણામાં વિધુરો અને વાંઢાઓની સંખ્યા દિનપ્રતિદિન કેટલી વધતી ચાલી છે? સનાતની વિચારવાળા સભ્યો શામાટે વિધુર વિવાહ સામે અણગમો ધરાવે છે તે હું સમજી શકતો નથી. કુલીનતા અને કુમાર-વિક્રયના દુષ્ટ રિવાજો આપણી સમાજના કાળજાં કોતરી ખાય છે. આ બધા વિષયો પરત્વે

જુદા જુદા સભ્યો તરફથી ઠરાવ આવવાના છે તે ઉપર તે વખતે મનન કરવા અત્રે પધારેલા પ્રતિનિધિઓને આગ્રહ કરૂં છું.

ગૃહસ્થો ! મેં આપનો ઘણો વખત રોકયો છે. મારૂં સૂર્ય-ઘટિકાયંત્ર બોલે છે કે, હવે નાસ્તાને માટે માત્ર એક દશાંશ સેકન્ડ બાકી છે. સજ્જનો ! છેવટે દયાળુ બુદ્ધદેવ આપણને સુવિચાર બખ્શે, સુનીતિ દર્શાવે, અને સુમાર્ગે દોરવે એટલી અંતીમ પ્રાર્થના સાથે હું વિરમું છું. ”

[ નાસ્તાની જુદી જુદી ગોળીઓ યાંત્રિક કળાથી દરેક સભ્ય પાસે રજુ થતાં, તે ઉપર હાથ મારી, ધુમ્રપાનને ઇન્સાફ આપી, સવા મિનિટ અને પોણી અગીઆર સેકન્ડે પાછું સભાનું કામ ચાલુ થયું ].

ઠરાવ પહેલો.

ઉરીઆ પ્રાંતવાળા **સૉ. અલાદીન હુસેન-કૃષ્ણ જયેર્જાણીએ** દરખાસ્ત મૂકી કે:—‘ લ્યુસીગવરી ચુઆન સીકાઇ વિ. ટોમીપ્રસાદ હાજી રામ રખીઆવાળા કેસનો દિલ્હી કાઉન્સીલ ફુલ બેન્ચમાં લોર્ડ રણકંપસિંહજી બિમાનવાળાએ જે ચુકાદો આપ્યો છે, અને જે *એફ/એચ-ડેહલી રીપોર્ટ* પાન ૧૨૧૦૦૫ મેં પ્રસિદ્ધ થયો છે તે સામે આ સભા સખ્ત વાંધો પ્રદર્શિત કરે છે. ગૃહસ્થો ! એ ઠરાવથી *હિન્દુ-લૉ* પ્રમાણે લગ્ન કરવાનો છેવટને માટે પ્રતિબંધ થાય છે. ભાઇઓ ! મનુના સમયમાં એ કાયદો ઘડાયો છે; જોનો લાગલાગ બે અઢી હજાર વર્ષ પર્યન્ત ચુસ્તપણે

અમલ થતો ગયો છે; તેને આવી રીતે જંગલી ગણી સદાબરો બંધ કરી દેવામાં કાંઇપણ ફાયદો નથી. કોઇને ધર્મલગ્ન કરવા ઇચ્છા થાય, તો આપણે તેમાં શામાટે અટકાવ નાખવો જોઇએ ? 'અખીલ ભારત આર્યસમાજ' અને 'અખીલ ભારત મહિલા પરિષદે' જોકે એ ઠરાવની તરફેણમાં અભિપ્રાયો દર્શાવ્યા છે; તોપણ આપણે આપણા સમાજની સ્થિતિ ધ્યાનમાં લઇ તેથી વિરૂદ્ધ પડવું ઘટે છે.'

એ દરખાસ્તની સામે કુર્ગ પ્રાંતવાળા મૉ. વ્યૅંગફો ઉલહાફૅન રસિક બખાઈ બોલ્યા કેઃ—'ગૃહસ્થો ! આપણા મનુષ્યોનો એક એવો સ્વભાવ પડી ગયો છે, કે—જ્યારે જ્યારે કાંઇક નવું આવે કે તરત વાંધો ઉઠાવવો; અને 'જુનું તે સોનું અને નવું તે કથિર' એવાં સંકુચિત સૂત્રો આગળ ધરે છે. આપણે જેને આજે નવું કહીશું તે આવતી કાલે જુનું થશે. ગૃહસ્થો! હિન્દુ એટલે શું ? તેની કાંઇ વ્યાખ્યા આપી શકો તેમ છો ? આજથી એકસો વર્ષ ઉપર આપણા વડવા 'હિન્દુ' શબ્દની ચોક્કસ વ્યાખ્યા આપી શકયા નથી....'

મૉ. અલાદીન હુસેન કૃષ્ણ જયેંજાણી વચમાં બોલી ઉઠયા કેઃ—'કુર્ગ પ્રાંતવાળા સભ્ય એક બાજુ જૂનાને ધિક્કારવા ઉભા થાય છે, અને બીજી બાજુ આપણા વડવાઓનો હવાલો આપે છે તે કઇ રીત? જો વડવાઓને પગલે પગલે ચાલવા માગતા હો તો આપણા પૂર્વજોના સમયમાંજ

*સિવિલ મેરેજ બિલ* આવેલું, ત્યારે આપણા વડવાઓએ વાંધો ઉઠાવ્યો હતો.'

મૅા. વ્યંગફા ઉલહારૂન રસિક બખાઇ બોલ્યા કે:— 'ઉરીઆ પ્રાંતવાળા સભ્ય હજુ મારી દલીલ સમજી શકતા નથી, એ દિલગીરીની વાત છે. હું ક્યાં એ આપણા વડવાઓના ડહાપણના વખાણ કરૂં છું! સભ્યો! તે સમયે હિન્દુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી એવીએવી નોખનોખી ધર્મ પાળનારી ઘણી જાતિઓ હતી, માટેજ દરેકના ધર્મના ફરમાન પ્રમાણે લગ્ન સંબંધી કાયદાઓ ઘડાયા હશે; પણ અત્યારે તેવા ધર્મના ભેદ ક્યાં રહ્યા છે! જો નથી, તો પછી દરખાસ્ત રજુ કરનાર સભ્ય શું પાછળ હઠનારી રીતિ ગ્રહણ કરાવવા માગે છે? ખુદ અખીલ ભારત મહિલા પરિષદેજ એ ચુકાદાને અનુમોદન આપ્યું છે, તો પછી એવી કઇ મહિલા માટે આવા જરીપુરાણા કાયદાની હિમાયત કરવા તૈયાર થવાય છે? ગૃહસ્થો! હું દરખાસ્ત સામે સખ્ત વાંધો રજુ કરૂં છું.'

મૅા વ્યંગફા ઉલહારૂન રસિક બખાઇના વાંધાને બહુ મતે ટેકો મળતાં મૅા. અલાદીન હુસેન કૃષ્ણ જયોજાણીની મૂળ દરખાસ્ત ઉડી ગઇ.

—: ઠરાવ બીજો :—

સૌરાષ્ટ્ર દેશવાળા સૅા. સુઆનસેન લિ હંગચન્દ્ર પરિએ દરખાસ્ત રજુ કરી કે:— 'આપણામાં વિધુરોની

સંખ્યા દિન પ્રતિદિન વધતી ચાલી છે, તે જોતાં *શ્રી ભારત ક્રિમીનલ પ્રોસિજર*ની કલમ ૪૪૯૪ F/T. કે જેના આધારે એક વખત લગ્ન તુટયા પછી પુરૂષ ફરીવાર લગ્ન કરી શકે નહીં—એ કલમ રદ કરવાની અને વિધુરોને પુનર્લગ્નની છુટ દેવાની આ સભા સતત હિમાયત કરે છે.

ગૃહસ્થો! આ સંવાલ બહુજ અગત્યનો છે. સાંકડા મનવાળાઓને આ ગોળી કડવી લાગશે, તો પણ ગળવી ઘટે છે. કારણ પરિણામે સમાજની તન્દુરસ્તી અને આરોગ્યનો આધાર તે ઉપર અવલંબી રહે છે. આપણા વિધુરોની કેવી દયાજનક સ્થિતિ છે તે એ દુ:ખદ હાલત જેમની હશે, તેજ ખરેખર જાણી શકે તેમ છે. ભાઇઓ! મહિલાઓ અનેક પતિત્વ ભોગવે, અને આપણને એક પત્નિત્વ પાળવાની ફરજ પડાય તે કેમ બની શકશે? [ શેમ શેમના અવાજો—બીજી બાજુ હીસ-હીસના અવાજો]. સભ્યો! અત્રે પધારેલા બાનુઓ મારા પ્રતિ હસે છે. ભલે તેમને ઠીક લાગે તેમ હાંસી કરે. મારા કહેવાનો ભાવાર્થ એવો નથી કે, એક સ્ત્રી હયાત હોય છતાં તે ઉપર બીજી પરણવી; પણ એક ઓરત છુટાછેડા કર્યાબાદ ગુજરી જાય તો શા માટે આપણે ફરી ન પરણવું? શા માટે આપણે સંસાર વ્યર્થ ગુમાવવો? ભાઇઓ! આપણા વડવા ઘણાજ ડાહ્યા હતા. તેમને પગલે હવે ચાલવાની પૂરી જરૂર છે. આપણા પૂર્વજોના અગાઉ કેવા રીતરિવાજો હતા તે સંબંધે ડૉ. હેન્નરી

**મોહન મેઇન શર્મા** કૃત–Some Usages and Customs of Bharat– વૉલ્યુમ પી/૧૧ માં અચ્છુ વિવેચન કરવામાં આવ્યું છે તેનો થોડોક હવાલો અત્રે અસ્થાને નહિ ગણાય: --

'મુસલમાની શરેહમાં એકી સાથે ચાર ઓરતો કરવાની છુટ હતી. મુગલ બાદશાહોના સમયમાં હિન્દુઓને પણ તે શરેહનો શોખ લાગ્યો. પ્રથમ તો પુત્રની ખોટનું બહાનું બતાવી, એક ઓરત ઉપર બીજી ઓરત કરવાની હિન્દુઓ શરૂઆત કરવા લાગ્યા. તેમ કરતાં હિન્દુઓમાં તે રિવાજ પડી ગયો. બીજી તરફ મુસલમાન અમલ દરમ્યાન સ્ત્રીઓને ફકત જંગમ મિલ્કત તરીકેજ ગણવા લાગ્યા. સ્ત્રી જો વિધવા થતી, તો તેમને કાયમનું વૈધવ્ય પળાવાતું. બ્રિટિશ અમલની સાથે સાથે પુરૂષોમાં કાંઇક કાંઇક જાગૃતિ આવવા લાગી. સ્ત્રી કેળવણીના પોકાર થવા લાગ્યા. વિધવાઓના દુઃખ આગળ ધરાવા માંડયા. એક તરફ પુનર્લગ્ન સભાઓ અને બીજી તરફ વિધવાશ્રમોની સ્થાપના થઇ. કેળવણીની સાથે સ્ત્રીઓને પણ પોતાની અધમાવસ્થાનું ભાન થવા લાગ્યું; તો પણ તે વ્યકિત હજુ પુરૂષો સામે માથું ઉંચકવાની હિંમત કરી શકતી નહોતી. એવામાં એટલે કે વીસમી સદીના પ્રારંભમાં હિન્દુસ્થાનમાં નવીન સાહિત્ય યુગનો ઉદય થયો. નવી જાતના કવિ અને કાવ્યોનો જન્મ થયો. કવિઓ *આત્મ-લગ્ન* અને *દેહલગ્ન* એવા ભેદ બતાવી આત્મલગ્નની પ્રશંસા કરવા લાગ્યા. પુરૂષોને આત્મલગ્નનું ઘેન ચઢવા લાગ્યું. અગાઉ કોઇ પુરૂષ વિધુર થતો તો એક કોર પોતાની ઓરતની ચેહ બળતી હોય અને બીજી બાજુ તેજ વખતે સગપણનો

ચાંદલો થતો, તે રસમ નાબૂદ થયો. વિધુરો પ્રથમ બે ચાર માસ સુધી પુનર્લગ્ન કરતા નહીં. પરિણામ એ આવ્યું કે પુરુષોમાં અનેક પત્નિત્વનો રિવાજ સમૂળગો બંધ થયો. એટલુંજ નહીં પણ ધીમે ધીમે પુરુષો બે ચાર વરસ સુધી પણ વિધુરાવસ્થા ભોગવવા શક્તિમાન થયા. બે ચાર વરસ પછી પણ જો કોઇ વિધુર પુનર્લગ્ન કરવા તૈયાર થતો, તો તે વખતની કાવ્યવિલાસી સમાજના તેમને માથે પ્રહાર પડતા. તે ભીતિને લીધે પુરુષો આત્મલગ્નના ઘેનમાં મગ્ન રહેવા લાગ્યા; અને કાયમી વિધુરાવસ્થાની પ્રથમ તો ફેશન ચાલી. રફતેરફતે વિધુર રહેવાની જે લોકોની એક ફેશન હતી તે સજ્જડ રિવાજ બંધાઇ ગયો. બીજી તરફ સ્ત્રીઓમાં દેહ-લગ્ન એવા છુટથી થવા લાગ્યા, અને મહિલા પરિષદમાં વેદના વખતની અનેક પત્નિત્વ સમાજની એવી સ્તુતિ થવા લાગી, કે ઇસ્વીસન ૧૯૬૫ ના એક્ટ ફાલ્ગુન ૧૦૭ [ *ધી ભારત મેરેજ ઍક્ટ* ] થી સ્ત્રીઓને અનેક સ્વામિત્વની સંપૂર્ણ છુટ મળી; તેની સાથે વિધુરના રિવાજને કાયદાએ બહાલી આપતાં ખુદ ભારત ક્રિમિનલ લૉમાં પુરુષોને [ *Bigamy* ] પુનર્લગ્ન માટે શિક્ષા દાખલ કરવામાં આવી '.

ગૃહસ્થો ! આ ઉપરથી આપને સ્પષ્ટ જણાશે કે, આપણા પૂર્વજો જે પ્રથમ અનેક પત્નિત્વની છુટ ભોગવતા, તે એક ભાર્યાત્વની દિશાએ આવ્યા. પણ આપણી તો તેમનાથી પણ અધમ સ્થિતિ થઇ છે. આપણા વડવા એક સ્ત્રી હયાત હોય, તોજ બીજીવાર ન પરણતા, પણ આપણે તો એક લગ્ન તુટી ગયા પછી ફરી લગ્ન ન કરી શકીએ,

તે વિધુરાવસ્થા આપણને બહુજ સાલે છે. કેવળ મહિલાઓના શોખ ઉપર આપણો સંસાર નભે છે. મહિલા ધારે તો એક કલાકમાં બલ્કે એક પળમાં લગ્ન તોડી આપણને વિધુર બનાવી દે છે, અને આપણી અવસ્થા રદ જાય છે. [સાંભળો-સાંભળો-ના કોઇક અવાજ]. માટે સભ્યો ! હું સભાને આગ્રહ કરૂં છું કે, આપણે આ અણગમતો અને સમાજને અહિતકર કાયદો રદ કરાવવો.'

આ દરખાસ્તને ટેકો આપતાં, ગોંડ પ્રાંતવાળા **માઁ. હરડોનાલ્ડ વિષ્ણુ શિકાઇ વિમાનવાળા** ઉભા થઇ બોલ્યા કેઃ—'સભ્યો ! આ દરખાસ્ત ઘણી મુદ્દાની છે. આપણી સમાજનું હિત તેમાંજ સમાયેલું છે. આ દુષ્ટ રિવાજના કડવા ફળ આપણે ચાખીએ છીએ, અને તેના અંગે અનેક બુરા રસમોનો આપણામાં પ્રચાર થયો છે. આપણામાં વાત એટલે સુધી વિફરી ગઇ છે, કે એંસીએંસી નેવુંનેવું વર્ષની બુઢ્ઢી મહિલાઓ પંદર પંદર સોળસોળ વર્ષની કુમળી વયના છોકરાઓને પરણી જાય છે. એ છોકરાના માબાપ કેવળ પ્લાટિયા* ઉપર લોભાઇ બાળકોને વેચી નાખે છે. મહીનો માસ ગૃહસંસાર ચાલ્યો, ત્યાં મહિલા લગ્ન તોડી નાખે છે, અને બિચારૂં પંદર વર્ષનું બાળક વિધુર થઇ જાય છે. તેનું પાપ ખરેખર આવા કુમાર-વિક્રય કરનારાં માવતરને શિર લટકે છે. ભાઇઓ ! *અણહિલાનોપલ* જીલ્લામાં હમણાં

*પ્લાટિયાઃ—તે વખતનું પ્લાટિનમ ધાતુનું ચલણ.

હમણાં બે ત્રણ કિસ્સા બની ગયા છે, તે આપના જાણવામાં હશે. '**અવરલી ગપ્પાં**' નામક દૈનિક પત્રમાં તે પ્રસિદ્ધ થયેલ છે. તે જીલ્લાના એક ગામમાં કોઇ **એલીસકુમારી** નામની બાઇ હૃદયનો ધબકારો બંધ પડવાથી અવસાન પામી, અને તેના શબને વિદ્યુત દહનાલયમાં લઇ જવાનું કરતા હતા, ત્યાં તે બાઇના વીસ વર્ષની વયના ધણીને પ્રથમ મૂર્છા આવી, અને પછી કહેવાય છે કે તેના અંગમાં વિદ્યુત દેવ આવ્યા, અને શબને ગળે બાઝી ત્યાં ને ત્યાં પોતાની અર્ધાંગના સાથે વિદ્યુત ખાખ થઇ ગયો, અને બંને શબને એકી સાથે દહનાલયમાં લઇ જવામાં આવ્યા. [ અફસોસના અવાજો ]. ભાઇઓ ! શું આ બનાવથી આપને કમકમાટી ઉપજતી નથી ? શું આવા કિસ્સાથી આપના હૃદયને ક્ષોભ નથી ઉપજતો ? આવા સતી થવાના બનાવો બનતા જાય છે, તેથી આપણી સમાજને—આપણા દેશને કેટલું હિણપદ લાગે છે ? આ બધાનું મૂળ એકજ છે, તે એ કે—પુરુષોને વિધુરાવસ્થા ઘણી સાલે છે. માટે વિધુરના દુઃખનું કાંઇપણ નિવારણ થવું જોઇએ. જ્યાં સુધી ધારાપોથીમાં આવો ક્રુર, અમાનુષી, આવો અ-કુદરતી કાયદો છે, ત્યાં સુધી વિધુરના સંતાપ નષ્ઠ થાય તેમ નથી. માટે હું સૌરાષ્ટ્ર દેશવાળા સભ્યની દરખાસ્ત-ને સંપૂર્ણ અનુમોદન આપું છું..'

કામરૂ દેશવાળા **મઁા. હરજીસ્વઁગ મોઝીઝમલ્લ ચીનાઇ** વિરૂદ્ધમાં બોલ્યા કે:–'ગૃહસ્થો! આ દરખાસ્ત કેવળ નમાલી, નકામી અને કાંઇપણ અર્થ વગરની છે. ધારો કે કાયદો રદ થયો, અને વિધુરને પુનર્લગ્ન કરવાની છુટ મળી; પણ કોઇ મહિલા વિધુરને પરણવા તૈયાર છે ખરી? સભામાં હાજર થયેલાં બાનુઓજ આપણી આવી અર્થરહિત દરખાસ્ત ઉપર ખભા હલાવી હસે છે, ત્યાં ગાડું આગળ ચાલશે કેમ ? ભાઇઓ ! આપણામાં કહેવત છે કે—*ન્હુઁ ગુ લ હૅામ્પૂ હૅ હુ ન્યું ગ્રઁ ફ્રૅામ્હી!!* તેનેજ મળતી આપણા વડવાના વખતમાં પણ કહેવત હતી કે-*કરણી તેવી પાર ઉતરણી.* આપણા પૂર્વજોએ મહિલાઓને બહુ દુઃખ દીધાં હતાં, તેના ફળ હવે આપણે ચાખવાં પડે છે. શું પુરુષોએ સ્ત્રીઓને ગુલામ તરીકે નહોતી રાખી ? શું મરદો ઓરતને ફરજીઆત વૈધવ્ય નહોતા પળાવતા ? શું વિધવાઓના માથાં નહોતા મુંડાવતા? તેમના કંકણો નહોતા ભંગાવતા? સભ્યો! વિચાર કરો! કુદરતનો નિયમજ—*જબરાની પાંચશેરી યાને મારે તેની તલવાર*—એજ છે. એક વખતે આપણે સબળા હોઇ અબળાને દુભવતા, અત્યારે તે પ્રબળા આપણા જેવા દુબળાને દબાવે તેથી કાંઇ આશ્ચર્ય પામવાનું નથી. [ગેલેરીમાંથી-સાંભળો સાંભળો]. ભાઇઓ! સુધારો એક દિવસમાં થઇ શકતો નથી. સુધારો એકલે હાથે પણ થઇ શકતો નથી. મહિલાની સહાયતા વિના આપણા

પુરુષોથી સુધારો થવો અશક્ય છે. આવી દરખાસ્તો લાવી મહિલા પ્રત્યેનું માન આપણે ઓછું કરીએ છીએ. વિચારો! વેદનું વાક્ય શું છે? *યત્ર નાર્યસ્તુ પૂજયન્તે રમન્તે તત્ર દેવતાઃ॥* મહિલા પ્રત્યે પૂજ્યભાવ રાખવાથીજ ભગવાન બુદ્ધદેવ આપણા ઉપર પ્રસન્ન રહે છે. સભ્યો! આવી દરખાસ્તની હું તદ્દન વિરૂદ્ધ છું. દરદને દાબવા કરતાં ડાંભવું જોઇએ. આપણામાં કેટલાક હાનીકારક રિવાજો છે તે પ્રથમ દૂર કરવા જોઇએ. કુમાર-વિક્રયનો નાશ કરો. હાલ હાલમાં જાપાની મહિલાઓ આપણાં કુમળા કુમારોને ખ્લાટીઆ દઇને પરણી જાય છે તે દૂર કરો. બન્ધુઓ! આપણા બાનુઓ ફરીઆદ કરે છે કે—જાપાનના કુમારો જાપાનની બહાર પરણતા નથી, અને આપણા કુમારોને જાપાની મહિલાઓ ઉંચકી જાય છે તેથી આપણી મહિલાઓને લાયક કંથ મળવાની મુશ્કેલીઓ નડે છે. માટે જે દેશ આપણી સાથે લગ્ન-વ્યવહાર ન રાખે તેની સાથે આપણે કુમાર-વ્યવહાર ન રાખવો જોઇએ. આવા આવા રિવાજો પ્રથમ નાબૂદ કરો; અને પછી આપણે બાનુઓને વિનતી કરો કે પુરુષોએ અગાઉ નારીજાતિને ગમે તેમ દુભવી હશે, તો પણ શું સતીનો દુષ્ટ રિવાજ પુરુષોએજ નહોતો બંધ પડાવ્યો? શું સ્ત્રીઓને કેળવણી આપવાની હિંમત કરનાર આપણે પુરુષોજ નહોતા? શું વિધવાઓના દુઃખો પણ પુરુષોએજ નહોતા ટાળ્યાં? ભાઇઓ! ખાત્રી

રાખજો કે આમ થવાથી મહિલાઓની લાગણી આપણા પ્રત્યે ખેંચાશે. બન્ધુઓ! આપણે પુરુષોએ તો મહિલાઓને આસ્તે આસ્તે અને રીબાવી રીબાવીને પરતંત્રતાની ઝુંસરીમાંથી મનુષ્યત્વના હક્ક આપ્યા છે; પરંતુ બાનુઓ કે જેમના હૃદય આપણા કરતાં અતી કોમળ છે તે સત્વર આપણો ઉદ્ધાર કરશે એમ મારી ચોક્કસ ખાત્રી છે.' [ તાળીઓના ભારે અવાજ ].

બ્હેં. હયાશી દેવી હોકામાડુ ઉભા થતાં સભાએ હર્ષનાદથી વધાવી લીધાં. બ્હેં. હોકામાડું બોલ્યા કેઃ—સભ્યો ! તથા બાનુઓ ! છેલ્લો જે વિષય ચર્ચાય છે તેમાં હું હિત ધરાવું છું. વિધુર પરત્વે અમારી સંપૂર્ણ દિલસોઝી છે. મૌ. હર ડોનાલ્ડ વિષ્ણુ શિકાઇ વિમાનવાળાએ બુરા રસમોનો જે ચિતાર આપ્યો છે તેથી અમારા વર્ગની પણ લાગણી ઉશ્કેરાય છે. અમે હાલમાં *વિધુર-સંકટ નિવારણ* મંડળ સ્થાપ્યું છે. પુરુષ વિધુર થતાંની સાથે તેના મુખ અને માથા ઉપર બાલ ઉગાડવાનો જે કઢંગો રિવાજ ચાલે છે તેની સામે અમારો પણ અણગમો છે. વિધુરને મોઢે મુચ્છ ઉગાડવાથી તે એક કદરૂપું અને બિહામણું પ્રાણી લાગે છે. અમને તે ચાલ જંગલી જેવો લાગે છે. સબબ અમારા મંડળ તરફથી આ જંગલી રિવાજ નાબૂદ કરવા માટે સ્થળેસ્થળે ભાષણો અપાય છે. સભ્યો ! તમે 'જાણીને ખુશ થશો કે— કેટલેક સ્થળે વિધુરોને હવે એક

અઠવાડિયાથી વધારે વખત કેશ વધારવાની ફરજ પાડવામાં આવતી નથી; અને અઠવાડિયા બાદ વિધુરોને દાઢી મુચ્છ મુંડાવવાની છુટ આપવામાં આવે છે. [ તાળીઓ. ] કોઇકોઇ સ્થળે વિધુરોને માથે કાળી ટોપી કાયમને માટે પહેરાવવાની ફરજ પડાતી તેમાં પણ છુટછાટ મૂકી, સાતમે માસે ટોપી ઉતરાવી ખુલ્લે માથે ફરવા દેવામાં આવે છે.’ [ જોશભેર તાળીઓ. ]

મૉ. હરજીચ્યૅંગ મોઝીઝમલ્લ ચિનાઇના વાંધાને બહુમતે પુષ્ટિ મળતાં, મૉ. યુઆન સેન લિ હુંગચંદ્ર પરિખની મૂળ દરખાસ્ત ઉડી ગઇ.

પ્રમુખ મૉ. ન્યુતન ચંગ વ્યોમેશ પીટરજીએ ઠરાવ્યું કે :—‘ સભ્યો ’ જો કે આ દરખાસ્ત બહુમતે રદ થઇ છે, તોપણ તે એવી મહત્વની છે કે તે સંબંધે હાલતો આ પરિષદે ‘ અખીલ ભારત મહિલા પરિષદ્ ’ નો અભિપ્રાય માગવો, અને ત્યાંજ આ ઠરાવ કોઇપણ રીતે મૂકાય, અને તે પરિષદ્ તરફથી કાયદો રદ કરવાની ભલામણ થાય તોજ કાર્યસાધક બનશે. ’ [ હર્ષભેર તાળીઓ. ]

[ દોઢ મિનિટ અને સાત પંચમાંશ સેકન્ડ રિફ્રેશમેન્ટની ગોળીઓને ઇન્સાફ આપ્યા બાદ સભાનું કામ પાછું ચાલ્યું. ]

### —: ઠરાવ ત્રીજો :—

મગધ પ્રાંતવાળા મૉ. રાલ્ફ રામસન ધ્રુવે દરખાસ્ત મૂકી કે:—‘ગૃહસ્થો ! આપણે વૈશ્યો છતાં હજુ વાણિજ્યમાં

અન્ય દેશો સાથે સરખાવતાં ઘણાંજ પછાત છીએ. દાખલા તરીકે 'નોર્થપોલ' માં આપણે માટે વિશાળ ક્ષેત્ર પડ્યું છે. ત્યાં જવા માટે નિયમીત એરો-એકસપ્રેસ પણ છે. આપણા ભાઇઓને નોર્થપોલમાં વેપાર અર્થે જવાનો જે અટકાવ નાખ્યો છે તે દૂર કરવાની આ સભાએ હિમાયત કરવી. સભ્યો! આપણે વૈશ્ય વાણિજ્ય અર્થે પૃથ્વીના ચારે ખંડમાં જઇ શકીએ છીએ. નોર્થપોલ કાંઇ પૃથ્વીની બહાર નથી. અલબત્ત મંગળનો ગ્રહ આલોક નથી પણ પરલોક છે, અને ત્યાં જવા માટે નોર્થપોલથી હાલ નવો રસ્તો ખુલ્યો છે. પણ ભાઇઓ! મંગળના ગ્રહ સાથે આ પૃથ્વીનો જે નવો સંબંધ થયો છે, તેનો લાભ અન્ય દેશોના લોકો છુટથી લ્યે છે; બલ્કે ખુદ આપણી ક્ષત્રિય કોમ કાંઇપણ પ્રતિબંધ વગર ત્યાં જાય છે, તોપછી શા માટે આપણી કોમે આપણા માટે અટકાવ નાખવો જોઇએ ? સભ્યો! આંહીથી નોર્થપોલ સીધું જઇ શકાય છે, ફકત લાપલાંડ-માં બદલવું પડે છે. નોર્થપોલથી મંગળના ગ્રહ તરફ હવાઇ પાંખથી ઉડીને પોંચાય છે. કોઇપણ પ્રકારની મુસા-ફરીમાં હરકત આવતી નથી. આપણા આર્યજો પૂર્વકાળમાં ઉત્તર ધ્રુવમાં વસતા. ત્યાંથી આપણે મધ્ય એશીઆમાં આવ્યા. તેમાંથી એક ટોળાએ-એટલે કે—આપણા મૂળ વડવાઓએ આ આર્યાવર્તમાં પ્રવેશ કર્યો. વેદમાં પણ આપણું મૂળસ્થાન આર્ટિક મહાસાગરમાં હોવાનું નીકળે છે

—જુઓ તિલકકૃત— '*Artic Home in Vedas*' (*Encyclopedia Bharatica* વૉલ્યુમ ૧૧૧ પાન નં. ૧૦૯૬૫). એ રીતે પણ નોર્થપોલ ઉપર આપણો પ્રથમ હક્ક છે. ત્યાં આપણો *કોનસલ* રહે છે; તે આપણા હિન્દીવાનો પ્રત્યે પૂરી કાળજી ધરાવે છે. નોર્થપોલના *એસ્કીમૉ* ઘણા અસીલ માયાળુ અને સાહસિક વેપારીઓ છે. ગૃહસ્થો! અમારી પેઢી નોર્થપોલ સાથેજ કામ કરે છે. હવે આપણે નોર્થપોલ જવાનો અટકાવ નાખીએ છીએ એટલે નિરૂપાય અમારે મંગળના ગ્રહ સાથે એસ્કીમૉ મારફત આડતથી વેપાર કરવો પડે છે. એસ્કીમૉ કેવળ મારફતમાં આપણને લુંટી ખાય છે. એ મારફત માલ ઉપર ચઢે છે; અને માલ પરિણામે આપણને મોંઘો પડે છે. પણ જો ત્યાં આપણે આપણી પેઢીઓ ખોલી હોય, તો મંગળના ગ્રહ સાથે આપણે સીધી રીતે વેપાર કરી શકીએ, અને એસ્કીમૉનું કમિશન આપણે માથેથી બચે. મતલબ આમાં આર્થિક લાભો ઘણા સમાયેલા છે. ભાઇઓ! મંગળના ગ્રહમાં જવાથી આપણા લોકો ભ્રષ્ટ થાય છે, એવીએવી ખોટી કલ્પનાઓથી દોરાઇ આપણે આપણી કોમવાળાને અટકાવીએ છીએ, અને કોઇ હિંમત ધરીને જાય તો તેનો વૈશ્ય તરીકે બહિષ્કાર કરીએ છીએ તે કેવળ અણસમજ અને અજ્ઞાનતાનુંજ પરિણામ છે. હું સંકુચિત વિચારવાળા સભ્યોને આગ્રહ કરૂં છું, કે કેવળ કાલ્પનિક ભૂલને

મનમાંથી કાઢી નાખો. ગૃહસ્થો ! આ હરીફાઇનો જમાનો છે. *અૅગ્ર મ્લૌ. ત્રૌ અપૂં ન્યુગ્લી ।।* [ અધું મળતું હોય તો આખાને ન દોડવું. ] એવાએવા બાયલા સૂત્રોને વળગી ન રહો. ભ્રષ્ટતાનો ખોટો ખ્યાલ દૂર કરો. આપણા દેશમાં રહીને કોઇ ભ્રષ્ટ થતું હશે તેને આપણે શું કરી શકીએ છીએ ? ત્યારે ભાઇઓ ! ઇશ્વરે મનુષ્યનેજ ડહાપણ બક્ષ્યું છે. સારાસારનો તે ડહાપણથી પોતાની મેળે વિચાર કરી શકે છે. તો પછી આપણે દરેક મનુષ્યને તેની સામાન્ય બુદ્ધિથી સ્વતંત્રપણે કામ કરવા દયો ! કોઇ પોતાના ડહાપણનો ગેરઉપયોગ કરશે તો તેનાં કડવાં ફળ આપોઆપ તેને ચાખવા પડશે. પણ અમૂક બાબતનો અનુભવ કર્યા વગર તે ખોટી છે એવું સ્વતઃ સિદ્ધ અનુમાન ન કરવું જોઇએ. માટે હું આ સભાને આગ્રહ કરૂં છું કે, આપણે નોર્થપોલનો અટકાવ કાઢી નાખી મંગળના ગ્રહ સુધી જવા દેવા માટે પૂરતી છુટ આપવી.'

વિરાટ પ્રાંતવાળા **સૉ. વસંતાપા ઇઝરાયલ હરી મૌલાના** વિરૂદ્ધમાં બોલ્યા કેઃ—' સભ્યો ! આ દરખાસ્તની હું તદ્દન વિરૂદ્ધ છું. મગધ પ્રાંતવાળા સભ્ય કહે છે કે, આપણો કોઇ જણ નોર્થપોલ જાય છે તેનો આપણે બહિષ્કાર કરીએ છીએ. પણ ભાઇઓ ! આપણે એક સરખો ન્યાયજ ક્યાં કરીએ છીએ ? ' એકને ગોળ તો બીજાને ખોળ '—એવો તો આપણો ઇનસાફ છે. કોઇ બિચારો

એકલીઓ હોય તેના ઉપર આપણે શૂરાપૂરા થઇએ છીએ, પણ મોટાથી બારસેંહ કોશ દુર ભાગીએ છીએ. હમણાં હમણાં આપણા કેટલાક જણ લાપલાન્ડનું નામ દઇ નોર્થ-પોલ જઇ આવ્યા, અને ત્યાંથી ખુદ મંગળના ગ્રહમાં સ્હેલ કરી આવ્યા, તેનું કોઇ પણ નામ લ્યે છે? પ્રથમ તેવા-ઓનો શા માટે બહિષ્કાર થતો નથી? શા માટે તેવા જબરાથી આપણે દબાવું પડે છે? શા માટે....'

કુરૂક્ષેત્રવાળા **મઁા. ડામોડરૂલ દાઉદાચાર્ય હંસાણી** લાપલાન્ડથી *રેડીઓ– ઇલેકટ્રો–વાયરલેસ–ટેલિફ્રો* માર-ફ્તે બોલી ઉઠયા કે— 'સભ્યો! વીરાટ પ્રાંતવાળા સભ્ય કેવળ મારા ઉપરજ આક્ષેપ મૂકતા જણાય છે. હું કોઇ દિવસ મંગળના ગ્રહમાં ગયોજ નથી, કે મંગળના ગ્રહમાં જવાનો વિચારવટિક પણ ઉપજ્યો નથી. બલ્કે નોર્થપોલ-માં પણ પગ મૂકયો નથી. છતાં એ સભ્ય અમારૂં નામ શા માટે લ્યે છે? પ્રમુખને યોગ્ય લાગે તો અત્યારેજ—*ઝેડ–કિરણો* ફેંકીને ખાત્રી કરો કે હું લાપલાન્ડમાં છું કે કયાંઇ બીજે! પણ ભરસભામાં મારા સામે આવું ખોટું આળ મૂકાય છે તેવા બદનક્ષીખોરની હું ખબર લઇશ.'

**મઁા.** વસંતાપા ઇઝરાયલ હરી મૌલાના બોલ્યા કે:— 'ગૃહસ્થો! હું કોઇને સંબોધીને બીલકુલ બોલ્યોજ નથી. છતાં 'ચોરને માથે કાગડો'—ગણી શા માટે એ સભ્ય પોતાના માથેજ સઘળો ભાર વ્હોરી લે છે?'

મનમાંથી કાઢી નાખો. ગૃહસ્થો ! આ હરીફાઇનો જમાનો છે. *ઍગ્ઝૂ મ્લૌ. ત્રૌ અપ્રૂ ન્યુગ્લી ॥* [ અધું મળતું હોય તો આખાને ન દોડવું. ] એવાએવા બાયલા સૂત્રોને વળગી ન રહો. ભ્રષ્ટતાનો ખોટો ખ્યાલ દૂર કરો. આપણા દેશમાં રહીને કોઇ ભ્રષ્ટ થતું હશે તેને આપણે શું કરી શકીએ છીએ ? પ્યારે ભાઇઓ ! ઇશ્વરે મનુષ્યનેજ ડહાપણ બક્ષ્યું છે. સારાસારનો તે ડહાપણથી પોતાની મેળે વિચાર કરી શકે છે. તો પછી આપણે દરેક મનુષ્યને તેની સામાન્ય બુદ્ધિથી સ્વતંત્રપણે કામ કરવા દયો ! કોઇ પોતાના ડહાપણનો ગેરઉપયોગ કરશે તો તેનાં કડવાં ફળ આપોઆપ તેને ચાખવા પડશે. પણ અમૂક બાબતનો અનુભવ કર્યા વગર તે ખોટી છે એવું સ્વતઃ સિદ્ધ અનુમાન ન કરવું જોઇએ. માટે હું આ સભાને આગ્રહ કરૂં છું કે, આપણે નોર્થપોલનો અટકાવ કાઢી નાખી મંગળના ગ્રહ સુધી જવા દેવા માટે પૂરતી છુટ આપવી. '

વિરાટ પ્રાંતવાળા **મૉ. વસંતાપા ઇઝરાયલ હરી મૌલાના** વિરૂદ્ધમાં બોલ્યા કેઃ—' સભ્યો ! આ દરખાસ્તની હું તદ્દન વિરૂદ્ધ છું. મગધ પ્રાંતવાળા સભ્ય કહે છે કે, આપણો કોઇ જણ નોર્થ પોલ જાય છે તેનો આપણે બહિષ્કાર કરીએ છીએ. પણ ભાઇઓ ! આપણે એક સરખો ન્યાયજ ક્યાં કરીએ છીએ ? ' એકને ગોળ તો બીજાને ખોળ '—એવો તો આપણો ઇનસાફ છે. કોઇ બિચારો

એકલીઓ હોય તેના ઉપર આપણે શૂરાપૂરા થઇએ છીએ, પણ મોટાથી બારસેંહ કોશ દુર ભાગીએ છીએ. હમણાં હમણાં આપણા કેટલાક જણ લાપલાન્ડનું નામ દઇ નોર્થ-પોલ જઇ આવ્યા, અને ત્યાંથી ખુદ મંગળના ગ્રહમાં સ્હેલ કરી આવ્યા, તેનું કોઇ પણ નામ લ્યે છે? પ્રથમ તેવા-ઓનો શા માટે બહિષ્કાર થતો નથી? શા માટે તેવા જબરાથી આપણે દબાવું પડે છે? શા માટે....'

કુરૂક્ષેત્રવાળા **મૌ. ડામોડરૂલ દાઉદાચાર્ય હંસાણી** લાપલાન્ડથી *રેડીઓ- ઇલેકટ્રો-વાયરલેસ-ટેલિફો* માર-ફતે બોલી ઉઠયા કે— 'સભ્યો! વીરાટ પ્રાંતવાળા સભ્ય કેવળ મારા ઉપરજ આક્ષેપ મૂકતા જણાય છે. હું કોઇ દિવસ મંગળના ગ્રહમાં ગયોજ નથી, કે મંગળના ગ્રહમાં જવાનો વિચારવટિક પણ ઉપજ્યો નથી. બલ્કે નોર્થપોલ-માં પણ પગ મૂકયો નથી. છતાં એ સભ્ય અમારૂં નામ શા માટે લ્યે છે? પ્રમુખને યોગ્ય લાગે તો અત્યારેજ— *ઝેડ-કિરણો* ફેંકીને ખાત્રી કરો કે હું લાપલાન્ડમાં છું કે કયાંઇ બીજે! પણ ભરસભામાં મારા સામે આવું ખોટું આળ મૂકાય છે તેવા બદનક્ષીખોરની હું ખબર લઇશ."

મૌ. વસંતાપા ઇઝરાયલ હરી મૌલાના બોલ્યા કેઃ— 'ગૃહસ્થો! હું કોઇને સંબોધીને બીલકુલ બોલ્યોજ નથી. છતાં 'ચોરને માથે કાગડો'—ગણી શા માટે એ સભ્ય પોતાના માથેજ સઘળો ભાર વ્હોરી લે છે?'

મોઁ. ડામોડરુલ દાઉદાચાર્ય હંસાણી:-'શું મને 'ચોર' કહો? મને કાગડો ગણ્યો?' [ ઓર્ડર ઓર્ડરના પોકાર ].

મોઁ. વસંતાપા ઈઝરાયલ હરી મૌલાના— 'તમારા મનથી માનતા હો તો તેમ.'

મોઁ. હંસાણી—'એમકે? ઠીક છે, ત્યારે હવે જોઈ લેજો. પ્રમુખને બલ્કે આખી સભાને હું અત્યારે ખાસ કહું છું કે-આ બધા આરોપો સભા રૂબરૂ મારા ઉપરજ મૂકાયા છે. તેની માફી જો હમણાંને હમણાં એ સભ્ય નહીં માગે તો હું ચેતવણી આપું છે કે હું ભારે ધડાકો કરીશ—' [ ઓર્ડર ઓર્ડર-ના ચાલુ પોકાર ].

મોઁ. વસંતાપા ઇઝરાયલ હરી મૌલાના—'શું! કુરૂ-ક્ષેત્રવાળા સભ્ય અમને દબાવવા ધારે છે? શું કાંઇ ધડાકો કરવા માંગે છે? તેમ કરવું હોય તોપણ અમે તેનાથી કાંઇ ડરતા નથી. પણ પ્રમુખ સાહેબને હું સૂચના કરૂં છું કે જો આ અસભ્યને વચ્ચે બોલતા નહીં અટકાવવામાં આવે તો અત્યારેજ નાહક મોટો ઉલ્કાપાત થશે.' [ નોટ—પ્રમુખ સાહેબે વિદ્યુત પ્રવાહ મોકલી મોઁ. હંસાણીને સ્તબ્ધ કરી દીધા. ]—'ગૃહસ્થો! વેપાર માટે આપણે કયાં ઓછું ક્ષેત્ર છે કે—નોર્થપોલ અને મંગળના ગ્રહ સુધી જવાની જરૂરીઆત છે? આપણે આપણા આચાર વિચારો પાળીને દરેક પ્રવૃતિ કરવી ઘટે છે. નોર્થપોલની છુટ મૂકાશે, એટલે મંગળના ગ્રહના બાર ખુલ્લાં થશે, અને હરકોઇ ત્યાં પોંચી જશે.

મંગળના ગ્રહમાં જનાર તદ્દન ધર્મ અને નીતિભ્રષ્ટ થાય છે; કેવળ વંઠીને ત્યાંથી પાછા આવે છે; કોઇનું માન સાચવતા નથી; વળી ત્યાંની અપ્સરાઓમાં લીન થાય છે; તેના ચરણામૃત પીએ છે; કલ્પવૃક્ષ જેવી અખાદ્ય વસ્તુઓ ખાય છે; *સોમરસ*નું પાન કરતાં શીખે છે; *મરજાદી* બની જાય છે; ટીલાં ટપકાં તાણે છે; પૂજાપાત્રી જેવા ઢોંગ કરે છે. એવા પરલોક ગમનથી દેહ વટલાવી મનુષ્યાવતાર એળે ગુમાવવા કરતાં આલોકમાં રહી આપણા ધર્મ ઉપર આકીન રાખીને કયાં ઉદ્યમ થઇ શકતો નથી ?'

મહારાષ્ટ્રવાળા **મૉ. ટૉમેન્દ્ર રૂસ્તમરાવ વાઘલે** બોલ્યા કે : 'સભ્યો ! એ તો ખરી વાત છે કે, પરલોક ગમનથી આપણા આ દેહનું કાંઇ સાર્થક થતું નથી, અને ત્યાં જનારાઓના આચાર વિચારો બદલી જાય છે અને *અમાનુષ્ય* બની જાય છે, એમ પણ લાગે છે તો ખરૂં. પણ બધાને એક લાકડે હાંકવાની હું વિરૂદ્ધ છું. આપણી કોમના કોઇ ગૃહસ્થ પોતાનો ધર્મ અને આચાર વિચાર સાચવી સંભાળીને જો ત્યાં વેપાર કરી શકતા હોય તો તેવાઓને છુટ આપવી જોઇએ. ફકત એટલું થવું જરૂરનું છે કે પરલોક ગમન કરનારે પોતે ત્યાં આચાર વિચાર બરાબર જાળવ્યા છે કે કેમ તેનો તેમણે આપણને સંતોષ-કારક પુરાવો આપી ખાત્રી કરી દેવી જોઇએ, અને તેવી ખાત્રી ન કરી આપનારનો આપણે બહિષ્કાર કરવો. પણ

જો એ શખ્સ *ત્રિવિષ્ઠપ* [ ટિબેટ ] જઇ **લામા** પાસે પ્રાયશ્ચિત કરી આવ્યાનું પ્રમાણપત્ર રજુ કરે તો તેને આપણે આપણી સમાજમાં પાછા લેવા જોઇએ.'

ગાંધાર દેશવાળા **મઁ. પાણીની પિંગળઅલી-બાણશેલી** બોલ્યા કે:— 'આ દરખાસ્ત કેવળ ઐહિક—પ્રવૃતિ વધારવા માટેજ આવતી જણાય છે. પણ કોઇ આત્મિક ઉન્નતિનો વિચાર જરીયે કરતા નથી એ દિલગીરી-ની વાત છે. સભ્યો! આપણે વેપાર—વણજ—વિજ્ઞાન—વિદ્યુત આદિ રાક્ષસી માયામાં તલ્લીન થઇ કેવળ તેનાજ ધંધા અને તેનાજ ઉદ્યમમાં નિશદિન ગુંથાયા છીએ; પણ *લલિતકલા*માં કોઇનું મન પરોવાતું નથી. એનાજ પરિણામે ધર્મ નીતિ આચાર વિચારોની ભ્રષ્ટતાની ફરિયાદ કરવાનો પ્રસંગ આવ્યો છે. સજ્જનો! આપણે સાહિત્યક્ષેત્રને શા માટે વિસારી દીધું છે? આપણું કાવ્ય-સાહિત્ય તદ્દન અણપલોટ અને ખેડાયા વગરનું પડયું છે. માટે જો એકવાર તમને કાવ્ય સાહિત્યનો રસ લાગ્યો અને કવિ બન્યા તો વિજ્ઞાન વિદ્યુતને આપોઆપ ભૂલી જશો, અને પરદેશ ગમન કે પરલોક ગમન, નોર્થપોલ કે મંગળના ગ્રહમાં જવાનું વિસારે પડી જશે, અને આ તકરારનો નિવેડો વગર બહિષ્કાર કે વિના પ્રાયશ્ચિતે સંતોષકારક રીતે આવી જશે.' [ તાળીઓ અને સાંભળો-સાંભળોના કોઇક અવાજ. ]

મેં. રાલ્ફ રામસન ધ્રુવ બોલ્યા કેઃ— ભાઇઓ! ગાંધાર દેશવાળા સભ્યે છેલ્લું જે વિવેચન કર્યું તે આપણી પરિષદ્‌ના ધારા વિરૂદ્ધ છે, એમ સઘળા માન સાથે મારે કહેવું પડશે. આ પરિષદ્ સાહિત્યનો વિષય ચર્ચી શકે તેમ નથી. તોપણ પ્રમુખ સાહેબે ગાંધાર દેશવાળા વિદ્વાન સભ્યને બોલવાની છૂટ આપી તો તેને અંગે મારે બે શબ્દો પ્રત્યુત્તરમાં કહેવા પડશે. ગૃહસ્થો! જો કાવ્ય સાહિત્યમાં પડવાથી અને કવિ બનવાથી દેશનું કલ્યાણ થતું હોય, તો આજથી આશરે સવાસો વર્ષ ઉપર આપણા વડવાઓના વખતમાં કવિઓના રાફડા ફાટ્યા હતા, છતાં આપણા દેશનો એ વ્યક્તિઓથી તે સમયે કાંઇ ઉદ્ધાર થયો હતો ખરો? જો નથી થયો....'

મેં. પાણીની પિંગળ અલી બાણ શેલી વચમાં બોલ્યાઃ— 'મગધ પ્રાંતવાળા સભ્ય હું તેના ભાષણની વચ્ચમાં ઉભો થાઉં છું તેને માટે મને માફ કરશે. પણ મારે કહેવું જોઇએ કે હું તો આ દરખાસ્તને અંગે સાહિત્ય -કલા સંબંધની અમૂક હકીકત જેટલી લગતી હતી તેટલીજ બોલ્યો છું; તેમ છતાં જો સાહિત્ય-કલાનો વિષય ચર્ચવો હોય તો પ્રમુખ સાહેબે તેવું રૂલ મહેરબાનીથી આપવું.'

પ્રમુખ મેં. ન્યુતનચંગ વ્યોમેશ પીટરજી—''સાહિત્ય -કલાનો વિષય કેવળ 'અખીલ ભારત સાહિત્ય પરિષદ્'

ને સંબંધ ધરાવતો હઇ, અને આ પરિષદ્દમાં અલગતો અને અસ્થાને હઇ તે વિષય ઉપર વધારે વિવેચન કરવા દેવાની હું સાફ ના પાડું છું. સભ્યો! આ દરખાસ્ત ઉપર ગરમાગરમ ચકચાર થયેલ છે. અમૂક સજ્જનો દરખાંસ્તની તરફેણમાં છે; બાકીનો ભાગ તેની વિરૂદ્ધમાં જણાય છે. મહારાષ્ટ્રવાળા સભ્ય વચલો રસ્તો સૂચવે છે. સભ્યો! આ વિષય અતી મહત્વનો છે. તેના ઉપર લાંબો વિચાર કરવાનો છે. આપણા વડવાઓના સમયમાં પણ પરદેશગમનના સવાલોને અંગે મોટા ઝગડા થવાનો ઇતિહાસ આપણી પાસે મોજૂદ છે. તેના જેવી મૂર્ખાઇ આપણે કરવાની નથી. બહિષ્કાર કરવાના કારણો કેવળ કાલ્પનિક છે, કે તેમાં કાંઇ સત્ય છે કે કેમ તે નકકી કરવા આપણે એક વગદાર કમિટી નિમવી, અને તેનો રીપોર્ટ આવ્યાબાદ આ સવાલ આવતી પરિષદ્દ પાસે રજુ થાય એવો મારો અભિપ્રાય છે." [ તાળીઓ. ]

સભાએ એકમતે તે અભિપ્રાય પ્રમાણે હાલતો આ સવાલ પડતો મેલવાનું ઠરાવ્યું.

### ઠરાવ ચોથો

ગુર્જરરાષ્ટ્ર પ્રાંતવાળા મૉ. **હરમનદાસ માઇકલદત્ત** ગુર્જરે જણાવ્યું કે-: 'ગૃહસ્થો! વૉંદ્ર સુગ્રીવ હડમાનને વૈશ્ય તરીકે આપણી કોમમાં લેવા બાબતનો આ સવાલ છે. હકીકત એવી છે કે— વૉંદ્ર સુગ્રીવ હડમાને ગુર્જર

રાષ્ટ્ર પ્રાંતિક સભાને એવી મતલબની અરજ કરી કે, પોતાનો જન્મ જો કે *વાંદ્ર* જાતિમાં થયો છે, તો પણ તેના મૂળ બાપદાદા વૈશ્ય હતા. એટલે કે આજથી સવાબસેંહ વરસ ઉપર તેનો મૂળ પુરુષ કોઇ 'ટભો-તોલીઓ' કરીને હતો. એ તેનો મૂળ પુરુષ તે વખતની *વણિક* કહેવાતી જાતમાં માજનના શેઠની ઉચ્ચ પદવિ ભોગવતો હતો. ત્યારપછી ટભા તોલીઆની ત્રીજી પેઢીએ તેનો એક વંશજ તે વખતની *શુદ્ર* ગણાતી 'ઢેડ' ની નાતમાં પરણ્યો; અને ઢેડની નાતમાં ભળી જતાં તેના વંશજોનો તે વખતે જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો. ત્યારબાદ 'ઢેડ" ના વંશનો એટલે કે વાંદ્ર સુગ્રીવ હડમાનનો બપાવો કોઇ વાંદ્રણ હેડંબીને પરણ્યો, અને તેનાથી 'વાંદ્ર હડમાન' નો જન્મ થયો, અને વાંદ્ર હડમાનનો પુત્ર તે અરજદાર વાંદ્ર સુગ્રીવ છે. વાંદ્ર સુગ્રીવ હડમાનના મૂળ બાપદાદા વૈશ્ય હોઇ પોતાને વૈશ્ય તરીકે ગણી આપણી કોમમાં લેવા અરજદારે ગુર્જરરાષ્ટ્ર પ્રાંતિક સભાને અરજ કરતાં, તે સંબંધે સભામાં પૂરો ઉહાપોહ થયા બાદ છેવટે ઠરાવ્યું કે આ સવાલ *દેશાવરી* યાને સમગ્ર આર્યદેશને લગતો હોઇ અખીલ ભારત વૈશ્ય પરિષદ્‌માં મૂકવો. જેથી આખરનો નિકાલ કરવા આપ સમક્ષ રજુ કરૂં છું.

સભ્યો! વાંદ્ર સુગ્રીવ હડમાન પોતે મૂળ વૈશ્ય કુટુમ્બનો હોવાનું નીકળે છે. અરજદાર પોતે રાજકુટસ્ક જીલ્લાના

ધી સૌરાષ્ટ્ર ચર્માલયમાં ચામડાં કેળવવાના ખાતામાં નોકરી કરે છે. કોઇ પણ પ્રકારનો હલકો ધંધો કરતો નથી. 'તો પછી તેને આપણી કોમમાં લેવાની દરખાસ્ત મુકું છું.'

એ દરખાસ્તને ટેકો આપતાં ફીનિકસ પ્રાંતવાળા **મૉ. મોહનસ્ટૉઈ પોલનચંદ્ર સત્યાંધિ** બોલ્યા:-'સભ્યો! આ સવાલ આજકાલ સમગ્ર ભારતનું ધ્યાન ખેંચી રહેલ છે. તે એટલો મહત્વનો છે કે તેનો નિકાલ ક્ષુલ્લક બુધ્ધિથી કરવાનો નથી, પરંતુ ધર્મ દ્રષ્ટિથી, ઉદાર મનથી વિચાર કરવો ઘટે છે. ગૃહસ્થો! બિચારી વૉંદ્ર જાતિ પ્રત્યે આપણે જે તિરસ્કાર વૃત્તિથી જોઇએ છીએ તેમાં આપણી મોટી ભૂલ છે. વૉંદ્ર પણ આપણા જેવુંજ પ્રાણી છે. આપણા જેવીજ તેમને પરમાત્માએ ઇન્દ્રિઓ બક્ષી છે, આપણા જેવીજ લાગણીઓ તેમને અર્પી છે, છતાં તે આપણાથી હલકો જીવ છે એમ માનવામાં ભગવાન બુદ્ધદેવના ફરમાન ઉપર આપણે પાણી ફેરવીએ છીએ.

ગૃહિણી અને ગૃહસ્થો! વૉંદ્ર જાતિની ઉત્પત્તિ વિશે લગાર લંબાણથી વિવેચન કરવામાં આપણા સર્વમાન્ય વિદ્વાન પ્રોફેસરનો થોડોક હવાલો લઇએ તો અસ્થાને નહીં ગણાય. વૉંદ્રની ઉત્પત્તિ વિશે પ્રોફે. વ્યૅંગુનાથ સ્પેન્સર કૃત *ભારત સંસ્કૃતિનો ઇતિહાસ* વૉલ્યુમ એમ/૪ પાન ૨,૯૫, ૬૭૪ માં લખે છે કેઃ—

'પૃથ્વીની ઉત્પત્તિ સાથે જડ અને ચેતન બંને એટલે કે—ખનીજ, વનસ્પતિ, પશુ પંખી અને મનુષ્ય એ તમામ વ્યક્તિઓની ઉત્ક્રાંતિ [ Evolution ] માં બે મહાન સૂત્રો મોટો ભાગ ભજવે છે:- [૧] જીવન માટે જોરાવરી [ Struggle for Existence ] અને [૨] સબળનો ટકાવ [ Survival of the fittest ]. ઇવોલ્યુશનના આ મહાન નિયમોથી આ સૃષ્ટિ ઉપર મોટી ઉથલપાથલ થયા કરે છે. માનવ ઇતિહાસ તપાસીએ છીએ તો સબળો પક્ષ નબળા પક્ષને મૂળથીજ દબાવ્યા કરે છે. પ્રાણી માત્રને આ સૃષ્ટિમાં પોતાની હસ્તી ધરાવવાની પ્રેરણા પણ કુદરતેજ ઉત્પન્ન કરી છે. એટલે સબળા સામે ટકાવ કરે તો તે પક્ષ બચી શકે છે. રોમના ઇતિહાસમાં *પેટ્રિશિયનોએ પ્લેબિયનોને* દબાવ્યા, અને પ્લેબિયનો ટકી રહ્યા તો ગુલામગીરીમાંથી નાગરિકત્વના હક્ક મેળવવા શકિતમાન થયા. ખુદ ભરત ખંડમાં આર્યોએ પ્રવેશ કર્યો ત્યારે વિંધ્યાચલની દક્ષિણ બાજુની તમામ મૂળ જંગલી જાતોને *અનાર્ય* લેખી આર્યોએ પોતામાં બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્ય એમ ત્રણ વિભાગ પાડી, એ જંગલી જાતોને 'શુદ્ર'ની પંક્તિમાં મૂકી તેમને ગુલામ તરીકેજ ગણી. 'શુદ્ર'ની સાથે ભોજન વ્યવહાર તો બાજુએ રહયો, પરંતુ તેને સ્પર્શ કરવામાં પણ આર્યોના આર્યત્વને ઝાંખપ લાગતી; અને કોઇ આર્ય શુદ્રનો સ્પર્શ કરે તો તેનો બહિષ્કાર થતો. આવી સ્થિતિ ઓગણીસમા સૈકાના અંત લગી લગભગ ચાલી. બ્રિટીશ અમલની સાથે લોકોમાં કેળવણીનો પ્રચાર થતાં ચારે દિશામાં પ્રગતિ થવા લાગી. ઢેડ-ભંગી—ચમાર—મહાર આદિ શુદ્રની પછાત પડેલી કોમોનો ઉદ્ધાર કરવાની જોશભેર હિલચાલો થવા

લાગી. અંત્યજોની કેળવણી માટે સગવડ કરી દેવા માટે અલગ સંસ્થાઓ સ્થપાણી. આર્યસમાજ, સરવન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી, સત્યાગ્રહાશ્રમ, આર્યન બ્રધરહૂડ આદિ મંડળો અનેક વિપત્તિઓ સહન કરી તન, મન અને ધનથી અંત્યજોનો ઉદ્ધાર કરવા પાછળ તનતોડ મહેનત કરવા લાગ્યા. પરિણામે વીસમી સદીના પાંચમા દાયકામાં નાત–જાતના ભેદ નીકળી ગયા, 'શુદ્ર' જેવું નામ ભુંસાઇ ગયું, અને 'શુદ્ર' કહેવાતા હરિજનોને શહેરી તરીકેના સંપૂર્ણ હક્ક મળ્યા. જેમ મનુષ્યમાં 'ઇવોલ્યુશન' પોતાનું કાર્ય બજાવતું હતું, તેમ અન્ય પ્રાણીઓમાં ઉત્ક્રાંતિનું કામ પણ કુદરત સાથે સાથે કર્યે જતી હતી. મહાન પ્રોફેસર ડારવિને જગતને સિદ્ધ કરી આપ્યું છે કે મનુષ્ય અને વાન્નર મૂળ એક વંશ [ Genus ] ના છે; અને *ઍન્થ્રોપૉઇડ* વાન્નર [ *Anthropoid–ape* ] નામક પ્રાણીના વંશમાંથી બંને ઉતરી આવેલ છે. ઇવોલ્યુશનમાં માનવ પોતાના પિતરાઇ વાન્નરથી આગળ વધ્યો. મનુષ્યોને મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા મોર પુંછડી હતી; અને પ્રથમ બે પગ ઉપર ટટાર થઇ મનુષ્ય સીધું ચાલતાં શીખ્યું, અને જમીન પર બેસવાની ટેવ પડતાં પુંછડું ટુંકું થતું ગયું; અને કાળાંતરે મનુષ્યને વાચા ઉત્પન્ન થઇ, અને મનુષ્યત્વ પ્રાપ્ત કર્યું ત્યારે પુંછડું સમૂળગું નીકળી ગયું. મનુષ્ય પેલી ત્રણ અવસ્થા [૧] શીકારી [૨] ગોપિક અને [૩] કૃષિકમાંથી પસાર થઇ છેવટ હાલની *સામાજિક* અવસ્થાએ પોંચ્યું. મનુષ્ય કુદરતમાં શ્રેષ્ઠ પ્રાણી બન્યું. પોતાના બુદ્ધિ બળથી કુદરતની તમામ વ્યકિતઓને વશ કરી લીધી. પ્રોફ. ડારવિને જયારથી વાન્નર સાથેનું આપણું સગપણ શોધી કાઢયું ત્યારથી

ઉત્ક્રાંતિ શાસ્ત્રોના ઉલેમાઓનું ધ્યાન વાન્નર તરફ ખેંચાયું. મનુષ્ય જેવાજ પુંછડી વગરના અને બે પગે ટટાર ચાલતા પ્રાણીઓ જેવાં કે-ચિમ્પાન્ઝી, ઉરાંગઉટાંગ, ગિબ્બન, ગોરિલા નામની વાન્નર જાતિઓ ઉપર પ્રયોગો ઉપર પ્રયોગો આદરવા મંડયા. વાન્નરોને મનુષ્ય પાળવા લાગ્યા. ધીમે ધીમે 'સરકસ' અને 'સિનેમા'માં વાન્નરોને કેળવવાની શરૂઆત થઇ. મનુષ્ય જેવુંજ અદ્‌ભૂત કાર્ય વાન્નરો કરવા લાગ્યા. વાચા સિવાય બીજી બધી રીતે મનુષ્ય જેવી અવસ્થાએ વાન્નરો પહોંચ્યા. એવામાં એટલે વિસમીસદીના પહેલા દાયકામાં આર્યાવર્તના એક મહાન નર પ્રો. શ્રી જગદિશચન્દ્ર બોઝે આ વિદ્યામાં પ્રતિષ્ઠા મેળવી. ખનિજ અને ઉદ્‌ભિજ સમેત કુદરતની તમામ વ્યકિતઓને મનુષ્યના જેવીજ સુખદુ:ખની લાગણીઓ છે એમ તેમણે પ્રયોગથી જગતને સિદ્ધ કરી આપ્યું. આ સિદ્ધાંતથી 'ઇવોલ્યુશન'માં પાછી મોટી ઉથલપાથલ થવા લાગી. વાન્નર ઉપર પ્રયોગો ઉપર પ્રયોગો થવા માંડયા. છેવટ વીસમા સૈકાની અંતમાં 'ધી ભારત રીચર્સ ઇન્સ્ટીટયુટ' વાળા પ્રોફ઼. જેમ્સેન્દ્ર ડારવિન્દે જગતને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધું. મનુષ્ય અને વાન્નર વચ્ચેની ગુમ થયેલી સાંકળ [ Missing link ] તેમણે શોધી કાઢી. વાન્નરોને વાચા ઉત્પન્ન થઇ, અને પોતાના પરાપૂર્વ ભવના કુટુમ્બી મનુષ્યની હરોળમાં તે આવ્યું. હબસી-સીદી-ઢેડ-ચમાર-ભંગી આદિ જે પછાત માનવ જાતો અગાઉ ગુલામી અવસ્થામાં હતી તે સ્થિતિએ આ વાન્નરો પહોંચ્યા. વાન્નર પાસે ફકત હલકું અને મલીન કામ લેવાવા માંડયું. આર્યાવર્તમાં 'શુદ્ર'ની જગ્યાએ આ વાન્નરો મૂકાયા. અત્યારે આર્યાવર્તમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને વાંદ્ર-એમ ચાર જાતિ જોવામાં આવે છે.'

સભ્યો! પ્રો. વ્યૅંગુનાથ સ્પેન્સરના ઇતિહાસ ઉપરથી આપને સ્પષ્ટ જણાયું હશે કે, 'વૅાંદ્ર' ને તેની અધમાવસ્થામાંથી હાલની સ્થિતિએ કુદરતજ લાવેલ છે. પ્રાણી માત્ર સમાન છે, અને તેમના પ્રત્યે દયા રાખવી એજ બુદ્ધદેવનું ફરમાન છે. માટે 'વૅાંદ્ર' પ્રત્યે જે તિરસ્કારવૃત્તિથી આપણે જોઇએ છીએ તેમ ન થવું જોઇએ. બિચારા 'વૅાંદ્ર' પણ આપણા બાંધવો છે. તેને સ્પર્શ કરવામાં વાંધો લઇએ છીએ, તેને હવાઇ વિમાનમાં આપણી સાથે બેસવા દેતા નથી, તેને એક નિશાળમાં ભણવા દેતા નથી, તેને એક નળે પાણી ભરવા આપતા નથી, તેને દેવમંદિરમાં દર્શન કરવા દેતા નથી. શું આ ભેદો આ જમાનામાં ચાલી શકશે? સભ્યો! આ બિચારા અંત્યજોનો ઉદ્ધાર કરવા દેશની સમગ્ર ઉચ્ચ કોમમાં હિલચાલ થઇ રહી છે. તો પછી આપણે પણ ઉદાર વૃત્તિ રાખવી ઘટે છે. જે કિસ્સો અત્યારે આપણી પાસે છે તે તો ખાસ લક્ષમાં લેવા જેવો છે. વૅાંદ્ર સુગ્રીવનો બાપાવો વૅાંદ્રણને પરણ્યો, તેના કુળમાં સુગ્રીવનો અવતાર થયો તેમાં અરજદાર સુગ્રીવનો શો અપરાધ? વૅાંદ્ર સુગ્રીવ હડમાન પોતે ખાત્રીથી કહે છે કે તેના મૂળ વડવા ખુદ 'વૈશ્ય'—આપણીજ કોમના હતા, અને નાતની શેઠાંઇ ભોગવતા, તો પછી એ સર્ટિફીકેટના આધારે તો અરજદાર વૅાંદ્ર' સુગ્રીવ હડમાનને આપણી વૈશ્ય કોમમાં લેવાની ગુર્જર રાષ્ટ્ર પ્રાંતવાળા સભ્યની દરખાસ્તને હું સંપૂર્ણ

અનુમોદન આપું છું. આ સભા એકમતે તે વધાવી લેશે એવી આશા રાખું છું.' [ તાળીઓ ]

નૈષધ પ્રાંતવાળા સભ્ય **મોં. નારાયણદોલ્લા હજવિહારી લાસડીઆ*** બોલ્યાઃ—'બન્ધુઓ! આ દરખાસ્તનો હું સખ્ત વિરોધ કરૂં છું. 'વાઁદ્ર' જેવી હલ્કી નાપાક કોમના ઉદ્ધાર માટે આપણી સભામાં ચકચાર થાય એજ આપણને એબ લગાડનારૂં છે. તો પછી વાઁદ્ર સુગ્રીવ હડમાનને આપણી કોમમાં લેવાની દરખાસ્ત તો કેવળ દીલને દુભવનારી અને હૃદયને હલબલાવનારી છે. કોઇનો જન્મ 'વાઁદ્ર' જાતિમાં થાય એ તેના કર્મનું ફળ છે તેમાં આપણાથી શું થાય? ભાઇઓ! કહેવત છે કે-'*સંગુ હૈ રઁ ગ્રહ;*' [ સંગ તેવો રંગ. ] હલ્કા સાથે નિસ્બત રાખવાથી કનિષ્ટ આચાર અને અનિષ્ઠ વિચાર ઉદ્દ્ભવે છે એ શું ખોટું છે? અરજદાર 'વાઁદ્ર' સુગ્રીવ હડમાનને આપણી કોમમાં ભેળવી આપણું ગૌરવ ઉતારી પાડવું છે કે શું? જેનો સ્પર્શવટિક પણ આપણે કરતા નથી તેવા સાથે દરખાસ્ત મૂકનાર શું ભોજન વ્યવહાર રાખવાનું કહે છે? આજે ભોજન વ્યવહાર તો કાલે સવારે લગ્ન-વ્યવહારની માગણી થશે તેનો કાંઇ વિચાર કર્યો? માટે હું વાંધો લઉં છું કે અરજદારને આપણી કોમમાં બીલ્કુલ ન લેવો જોઇએ."

*લાસડીઆઃ-ટીબેટના પાટનગર લાસામાં વસનાર તે લાસડીઆ કહેવાય છે.

**ઑ. મોહનસ્ટોઇ સત્યાંધિ :** ' બન્ધુઓ! નૈષધ પ્રાંત-વાળા સભ્ય કાંઇક ક્રોધાવેશમાં આવી ગયા હોય એમ દીસે છે અને તે રોષ ગરીબ બાપડી 'વૉંદ્ર' કોમ પર ઉતારતા જણાય છે. 'વૉંદ્ર'ને પેટે જન્મ લેનાર તે વૉંદ્રજ રહી શકે એવું તે માનતા જણાય છે—.'

**ઑ. લાસડીઆ:** [ વચ્ચે ]-હા-હા એમજ તો—.'

**ઑ. મોહન સ્ટૉઇ:** [ મૃદુ હાસ્યથી ] હું પરમાત્મા પાસે માગું છું કે આવતે ભવ મારો જન્મ 'વૉંદ્ર' ને પેટે થાય [ એક તરફ શરમ-શરમ, અને બીજી બાજુ સાંભળો-સાંભળોના અવાજો ]. ભાઇઓ! એ મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે એમાં હસવાનું કાંઇ કારણ નથી. આપણામાં આ માન્યતા જડઘાલી બેઠી છે તેમાં કોઇનો દોષ નથી. સભ્યો! કર્મવાદી મનુષ્યો 'ઇવોલ્યુશન'નો ફકત એકજ ભાગ જુએ છે, અને તે વંશપરંપરાગત ઉત્ક્રાંતિ નિયમ [ *Law of Heredity* ] છે. કુદરતના એ મહાન કાયદા અનવય જેવું બીજ તેવું વૃક્ષ ઉત્પન્ન થાય એ ખરૂં છે. મનુષ્યના ઉદર-માંથી મનુષ્યજ જન્મે, પણ ઘોડું કે ગધેડું ન અવતરે એ સત્ય છે. પરંતુ એ કાયદાને ભૂલ ભરેલી રીતે આગળ વધારી આપણા સભ્ય એમ ઠસાવવા માગે છે કે 'વૈશ્ય'ના કુળમાં જન્મે તે 'વૈશ્ય'જ રહી શકે, અને 'વૉંદ્ર'ના ઉદરમાંથી ઉત્પન્ન થાય તે 'વૉંદ્ર'જ રહે. કુદરતનો એ 'લૉ ઓફ હેરેડીટી' છે નહીં. ઢીંકણાને 'વૈશ્ય' કહેવો

અને પૂંછડાને ' વાઁદ્ર ' ગણવો એ તો આપણા મનુષ્યોનો-આપણા સમાજનો કાયદો છે. કુદરતને તેની સાથે કશી પણ નિસ્બત છેજ નહીં. સૃષ્ટિની ઉત્ક્રાંતિમાં ' લૉ ઓફ હેરેડીટી ' ની સાથે સાથે ' સંયોગિક રૂપાન્તર સૂત્ર ' [ Law of Variation ] પણ પ્રવૃત્ત છે, તે આપણી સ્મૃતિ બહાર જાય છે. આ *સંયોગિક રૂપાન્તર સૂત્ર* કુદરતની તમામ વ્યકિતઓની ઉત્ક્રાંતિમાં મોટો ભાગ ભજવે છે. એકજ માબાપના પુત્રો એક સરખા ચ્હેરા મોરાવાળા કદી જન્મતા નથી, પણ દરેકના રૂપ રંગ અને આકૃતિમાં કાંઇક તફાવત તો હોય છેજ. આ મહાન નિયમના આધારે રાતા ગુલાબમાંથી સફેદ ગુલાબ ઉગાડી શકાય છે, ગોટલા વિનાનો આંબો ઉત્પન્ન કરી શકાય, ઝીબ્રાના ચટાપટા ઘોડા ઉપર લાવી શકાય, ચિત્તાની ચામડી ઉપરની ગોળાકૃત્તિઓ દૂર કરી શકાય. આવા આવા ફેરફાર કુદરતી કે કૃત્રિમ પ્રયોગથી આ મહાન સૂત્રના આધારે થઇ શકે છે. તો પછી ' વૈશ્ય અને વાઁદ્ર ' ના સમાગમથી પણ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરી શકાય તેમ છે.

ભાઇઓ! ' લૉ ઓફ હેરેડીટી 'ના કાયદાને તોડનારો આ ' સંયોગિક રૂપાન્તર સૂત્ર 'નો કાયદો કુદરતે રાખ્યો છે. જરૂરીઆત પ્રમાણે પ્રાણીમાત્રને પોતાથી અન્ય વ્યક્તિ સાથે સંબંધ કરવાની કુદરતી પ્રેરણા થયા કરે છે. અગાઉ આપણા વડવાના સમયમાં *ભાટીઆ* નામની એક વૈશ્ય કોમ ખુદ હરદ્વારથી કન્યાઓ પરણી લાવતા. ગુર્જર રાષ્ટ્રના

વણિકો જેમને પોતાના દેશમાં કન્યાની અછત હતી તે ખુદ કાઠીઆવાડની વાઘરી, કોળી, ઢેડ એવી તે સમયે ‘શુદ્ર’ ગણાતી જ્ઞાતિની કન્યાઓ પણ ઘરમાં રાખતા. તેના સમાગમથી જે પ્રજા ઉત્પન્ન થઇ તે કાંઇ ‘શુદ્ર’ ન ગણાતી. તો પછી હું તો વૅાદ્ર સુધ્ધાંને આપણી વૈશ્ય કોમમાં લેવાની તરફેણમાં છું, એટલુંજ નહીં પરંતુ આગળ વધી ત્યાં સુધી ભલામણ કરૂં છું કે આપણા વિધુરોને જો આપણી મહિલાઓ પરણવા તૈયાર ન હોય તો તેમણે ‘વૅાદ્ર’ કોમની કન્યાઓ સાથે સંબંધ બાંધવો.’ [સાંભળો–સાંભળો–ગેલેરીમાંથી મહિલાઓના અવાજ].

રૂમશામવાળા મૅાં. **જ્યુલ્સપ્રસાદ સીઝરભાઈ મુસલ્લાણી** બોલ્યાઃ—‘આવી નમાલી દરખાસ્ત લાવી અને તે પઉર નકામું પારાયણ ચલાવી આપણા ઉંચ ખમીરને ઉથલાવી પાડવું છે કે શું? એવા અબસી જેવા કાલા પ્રાણીઓ સાથે સંબંધ બાંધવાની તરફદારી થાય એ તો વૅાદ્રને દારૂ પાવા જેવું થશે. હમણાં હમણાં આપણા કેટલાક રસીઆ *અબસીનીઆ* દેશમાં જઇ અબસી વૅાદ્રણોના મોહમાં પડી રાસડાના રસમાં ગુલતાન બની ગયા છે તેનો બહિષ્કાર....’

મૅાં. **માનસિંહનાથ ઇસાઅલી રાસ તરફદાર**—[વચ્ચે] ‘રૂમશામવાળા સભ્ય ‘**અબસી–અબસી**’ કહીને કેવળ અમારૂં અપમાન કરે છે, અને આડકતરી રીતે અમને કહેતા જણાય છે.’

મૉ. મુસલ્લાણી: ' કહીશ. કહીશ. સાતવાર કહીશ. કોઈના બાપથી હું ડરતો નથી.'

મૉ. શસ્તરફ઼દાર : ' પ્રમુખ સાહેબને હું વિનતી કરૂં છું. કે આ સભ્યને વારવા જોઈએ. એ કાંઈનું કાંઈ કરી બેસશે. જો આ સભા તેને નહીં અટકાવે તો પછી લાઈલાજે મારે વિશ્વ-સંઘને અરજ કરવી પડશે.'

મૉ. મુસલ્લાણી: ' હવે-જોયા જોયા સંઘ અને સંઘડા!! સંઘને ગણકારે છેજ કોણ! જોર ન માતું હોય તો આવી જાઓ-અજમાઓ.........'

પ્રમુખ: ' ઑર્ડર-ઑર્ડર! મૉ. મુસલ્લાણી કજીઆનું ગંભીર રૂપ ધારણ કરતા લાગે છે, અને જો આ સભાના કાર્યમાં અહિંસક વૃત્તિ નહીં દાખવે તો મારી સત્તાની રૂયે વિદ્યુત પ્રવાહ મોકલી હમણાં ને હમણાં મોઢાં દાબી દેવામાં આવશે.'

મૉ. સત્યાંધિ: ' સભ્યો! આવા ચામડીના રંગ-ભેદ હજુ આપણા મનમાં રમ્યા કરે છે એ ખેદની વાત છે મૉ. મુસલ્લાણી શું નથી જાણતા કે આવા વર્ણભેદના કારણસર પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓ વચ્ચે અગાઉ મહાન જંગ જામ્યા હતા? મૉ. લાસડીઆ 'વાંદ્ર' ને નાપાક પ્રાણી કહે છે તેમાં પણ તેમની ભૂલ થાય છે. આપણે આર્યો 'વાંદ્ર' ને પાક પ્રાણી ગણી તેને દેવ તરીકે માની પૂજા કરતા; અને જો હું ભૂલતો ન હોઉં તો આપણા વડવાઓ

દર શનિવારે તેલ સિંદુર ચઢાવી તેમની માનતાવટિક પણ કરતા. [ સભામાં હસાહસ. ] સભ્યો ! આપને હાસ્ય ઉત્પન્ન થાય છે, પરંતુ આ સત્ય હકીકત છે. *રામાયણ* નામનું એક પુરાણું પુસ્તક મારા વાંચવામાં આવ્યું છે, તેમાં *રાવણ* નામના રાક્ષસ પાસેથી પોતાની લલના '*સીતાજી*' ને હાથ કરવામાં આ 'વાઁદ્ર' કોમના વડવાઓએજ *રામચંદ્રજીને* પૂરતી સ્હાય કર્યાનું નીકળે છે. *લક્ષ્મણજીની* મૂર્છા ટાળવા ઔષધિ માટે આખો હિમાચલ પર્વત ઉંચકી લાવવાનું અતુલ બળ આ 'વાઁદ્ર' કોમેજ દાખવ્યું છે—[ સભામાં 'હમ્બગ'–'ઑશ'–જેવા અવાજો ]. માનવું યા ન માનવું એ સૌ સૌની બુદ્ધિ અનુસાર છે; હું તો એક કેવળ પુરાણા પુસ્તકનો હવાલો આપું છું. આ ઉપરથી મારો કહેવાનો આશય માત્ર એટલોજ છે કે 'વાઁદ્ર'ને આપણે આર્યો મૂળથીજ પવિત્ર માનતા આવ્યા છીએ. [ સભામાંથી એક અવાજ–'આપણા વડવા તદ્દન મૂર્ખ હતા.' ] સભ્યો ! આપણા વડવાને આપણે આજે મૂર્ખ કહીએ છીએ તો આવતી કાલે આપણા વંશજો આપણને પણ એજ પદવી આપશે. ભલે તો ભૂતકાળ વિશે માન છે. 'શુદ્ર' પ્રત્યે પ્રેમભાવ દર્શાવવા ખાતર આપણા વડવાઓ તેને '*હરિજન*' તરીકે સંબોધતા હતા, તો હું પણ આ સભાને આગ્રહ કરૂં છું કે—'વાઁદ્ર' ને આપણે *રામ–જન* તરીકેજ હવેથી સંબોધવા જોઇએ. સભ્યો ! આપને સાંભળીને જરા વિનોદ

ઉપજશે કે અત્રે બિરાજતા ખુદ આપણા માન્યવર પ્રમુખ-શ્રીના વડવાઓ મુળ 'મહાર' ગણાતી શુદ્ર કોમના હતા. [ પ્રમુખ વચ્ચે ઉભા થઇને—' અને તેના માટે હું મગરૂબ છું'--હસાહસ ] તેમના વડવાઓને સમગ્ર હિન્દુ કોમ તરફથી અનેક પ્રહારો સહન કરવા પડયા હતા. [ શરમ શરમના પોકાર. ] જે કોમ અગાઉ નીચ ગણાતી તેના વંશજ આજે આપણા-માં ઉચ્ચ પદવી ભોગવે છે, એ કેવળ કુદરતનીજ બલિહારી છે. અને તેજ ધોરણે આજે નહીં તો આવતી કાલે—જે કોમને અત્યારે આપણે આપણાથી કનિષ્ટ ગણી ધુત્કારીએ છીએ, અને આપણામાં ભેળવવાની આનાકાની કરીએ છીએ, તેનાજ વંશજ આપણી કોમમાં ઉંચ સ્થાન ભોગવતા હશે તો હું આશ્ચર્ય પામીશ નહીં.' [ જોશભેર તાળીઓ. ]

**પ્રમુખ મૉ. ન્યુતનચંગ વ્યૉમેશ પીટરજીઃ** ' વ્હાલા બન્ધુઓ ! ફ્રીનિકસ પ્રાંતવાળા સભ્યે પોતાની વિદ્વતાપૂર્ણ દલીલમાં મને ભેળવી પોતાનો કેસ વધારે મજબૂત કરવા ધાર્યો છે. [ સ્હેજ હસાહસ. ] આ પ્રશ્ન ઉપર ગરમાગરમ ખૂબ તકરાર ચાલી છે. જૂનવાણી સનાતની સભ્યો અરજદાર વૉંદ્ર સુગ્રીવ હડમાનને આપણી કોમમાં ભેળવવાની વિરૂદ્ધ છે, અને તે પક્ષ હું જોઇ શકું છું કે, પ્રમાણમાં હજુ મોટો છે. એટલે આ દરખાસ્ત ઉપર મત લેવાનું હું ઉચિત માનતો નથી. 'વૉંદ્ર' જેવી પછાત ગુલામ જાતિ બિચારી પોતાની મેળે નાગરિકત્વના હક્ક મેળવી શકે તેમ નથી;

એટલે વૅાંદની મુકિત પણ વહેલા મોડી આપણાજ હાથે થવાની છે એતો નિ:સંદેહ છે. વૅાંદ્ર ને આપણા કેટલાક દેશ બન્ધુઓ ગીરમીટથી નોર્થપૉલ અને છેક 'પરલોક' લઇ જાય છે, અને ત્યાં કાયમી ગુલામી અવસ્થામાં રાખે છે, તે સંબંધે હમણાંજ *દિલ્હી મજલિસ* માં બિલ આવ્યું છે; અને તેનો યોગ્ય નિકાલ થઇ જશે. સરકાર તરફથી 'વૅાંદ્ર'ની અલગ શાળાઓ સ્થળે સ્થળે સ્થપાય છે; અને કોઇ પ્રાંતમાં તો 'વૅાંદ્ર' ને સરકારી ખાતામાં નોકરીએ રાખવાની પણ શરૂઆત થઇ ચૂકી છે. તો પછી 'વૅાંદ્ર' પ્રત્યે સૂગ અને તિરસ્કારવૃત્તિ આપણા મનમાંથી હાંકી કાઢી નાખવાં ઘટે છે. સભ્યો! અરજદાર વૅાંદ્ર સુગ્રીવ હડમાનનો સવાલ જો કે અત્યારે આપણી કોમને લગતો છે, તો પણ વૅાંદ્રને ભેળવવામાં લગ્ન-વ્યવહારનો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય તેમ છે. આ બાબતમાં આપણા કરતાં આપણી મહિલાઓ વિશેષ અનુભવી અને વ્યવહાર કુશળ હોઇ તત્સંબંધે આપણી મહિલા-સભાનો શો અભિપ્રાય છે તે પ્રથમ આપણે જાણવું જરૂરી છે. સબબ અરજદાર પ્રથમ '**અખીલ હિન્દ મહિલા મહાસભા**'ને અરજ કરે, અને ત્યાંથી જે ઠરાવ આવે તે ટાંકીને ફરીને આ સભામાં આવે, તો નિકાલ કરવાની સુગમતા થશે એવો મારો અંગત મત છે.' [ તાળીઓ ].

**મૉ. હરમનદાસ માઇકલદત્ત ગુર્જર** : 'ગૃહસ્થો! હું પણ એજ અભિપ્રાયને મળતો થાઉં છું. એ પ્રમાણે

અરજદાર મજકુરને જવાબ આપી દેવાશે. માટે આ દરખાસ્ત હાલ તો હું પાછી ખેંચી લઉં છું.' [તાળીઓ]

**પ્રમુખ મૉ. ન્યુતનચંગ વ્યૉમેશ પીટરજી:** ' ગૃહિણી અને ગૃહસ્થો! ત્રણ કલાક પૂરા થાય છે તેની સાથે આપણી પરિષદ્‌નું કાર્ય પણ સમાપ્ત થાય છે. મને જણાવવાને આનન્દ થાય છે કે *ત્રિવિષ્ટપ* દેશના આમંત્રણનો સમિતિએ સ્વીકાર કરતાં, આવતું અધિવેશન '**કાંચન ગંગા**' ના શિખર ઉપર ભરાશે. [તાળીઓ.] સભ્યો ! આપણી *ઍર-સ્પૅશ્યલ* ખોટી થાય છે, તો હવે આપનો વિશેષ વખત નહીં રોકતાં આપે જે શાંતિ અને ધૈર્યથી સભાના કાર્યની સાફલ્યતામાં સ્હાય કરી છે, અને મને જે ઉદારવૃત્તિથી નિભાવી લીધો છે તે ખાતે હું આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માની આ પરિષદ્‌ વિસર્જન કરૂં છું.' [જોશભેર હર્ષનાદ].

[ ૭ ]

સભા વિખરાતાં મને એકદમ ખેંચી જઇ વિમાનમાં બેસાડયો; અને સાંજ પડી ન પડી ત્યાં તો અમારા સ્થાને પાછા આવી પોંચ્યા. વળી પાછું એનું એ ઘર અને એની એ દશા! મેલ કરવત મોચીના મોચી!! મને તો કાંઇ પણ ગમ્યું નહીં. જીવ ઉંડો ઉતરી ગયો. ભુખ પણ મરી ગઇ. સાંઝનું વાળુ આવ્યું તે પણ ભાવ્યું નહીં. દૂતી તો મને જરીયે રેઢો મુકતી નથી. જરાવારે વળી તે આવી પોંચી,

અને મને પૂછયું—'કેમ! નકાબાપા! મુસાફરીનો થાક લાગ્યો, કે શરીરે કાંઇ ઠીક નથી?'

"ના. શરીરે તો સુવાણ છે."

"ત્યારે-ઝોલાં કેમ ખાઓ છો? કાંઇ વિચારમાં પડી ગયા છો?"

"વિચાર તો અમારે શું હોય! પણ—બાઇ! હું પુછું છું કે-આપણે જોયો એજ અમારો દેશ?"

"કેમ! કાંઇ શંકા થાય છે? એજ તમારૂં આધુનિક આર્યાવર્ત."

"અરે—અરે! પણ આટલો બધો ફેરફાર?"

"ફેરફાર તો-નકાબાપા! કુદરતમાં ક્ષણેક્ષણે થયાજ કરે છે. એક બાલક વરસ દિવસમાં કેમ વધે છે તે તેને રોજેરોજ જોનારને ખ્યાલમાં ન આવે; પરંતુ બાર માસના ખાંચા બાદ બીજીવાર દૃષ્ટિ કરનારનેજ ખબર પડે છે, માટેજ તેને બહુ આશ્ચર્ય થાય છે."

"પણ ભાઇડા બાઇડીમાં આટલો બધો તફાવત?"

"એ તો-ઉત્ક્રાંતિના નિયમ વિશે તમારી પાસે પહેલેથીજ મેં સ્પષ્ટિકરણ કરેલું. પરિષદ્‌માં પણ એજ વિષય ખૂબ ચર્ચાયો, તો પણ તમે કાંઇપણ ન સમજ્યા?"

"બાઇ! તમારા જેવી ઝીણી બુદ્ધિ અમારી ન હોય. અમારી તો જાડી બુદ્ધિ. તમે તો જગતને ઉંધાચતું કરવાની શકિત ધરાવો છો."

"નકાબાપા ! આ તો તમે અમારી ઠેકડી કરતા લાગો છો."

"અરે—બાપા ! એ શું બોલ્યા ! તમારી ઠેકડી કરવાનું અમારૂં ગજું ખરૂં ? તમારી આ દોડધામમાં મને તો કયાંઇ સુખ કે શાંતિ દેખાતી નથી, તો પુછું છું કે માણસના જીવવાનો કાંઇ હેતુ કે ધરમ તમારામાં ખરો કે ના ?"

"અરે—નકાબાપા ! હું તો તમને મૂર્ખ ગણતી હતી તેમાં મારી ભૂલ થાય છે. તમારો આ પ્રશ્ન જોતાં તમે બીલ્કૂલ ગમાર લાગતા નથી. મનુષ્યજીવનનો અમારો આશય—અને—ધર્મ જરૂર છે."

"શું ?"

"પૂર્ણ પુરુષોત્તમ બનવાનો."

"હેં ! હેં ! પુરણ પરસોતમ તો અમારામાં *કરસન ભગવાન* થઇ ગયાનું સાસતર બોલે છે. એના જેવા તમે કેવાઓ ?"

"કેમ નહીં ! તમારા શ્રીકૃષ્ણ જેવી અલૌકિક શકિત અને સામર્થ્ય અમારામાં તમે નથી જોતા ? શ્રીકૃષ્ણ જેમ ગરૂડ ઉપર આકાશમાં ઉડતા, તેમ અમે પણ પેરેશૂટથી ગ્રહ-ઉપગ્રહમાં પરિભ્રમણ કરી વાયુને વશ કીધો છે. શ્રીકૃષ્ણ તો માત્ર યમુનાને તળિયે જઇ શકયાનું કહેવાય છે, પણ અમે તો મહાસાગરના તળીએ તળિયાં ખુંદી વાળ્યા છે. આકાશ-પાતાળ, અને પૃથ્વી—બલ્કે કુદરતના પંચ મહાભૂતોને વિદ્યાથી વશ કરનાર અમે સંસ્કૃતિમાં ઉત્તમોત્તમ કેમ ન કહેવાઇએ ?"

" આતો-ઘેલીઘેલી વાતું કરો છો."

"ખબરદાર! ડોસા! સંભાળીને બોલો. તમે એક તાબેદાર પ્રાણી છો. તમને જેમતેમ ભરડવાની બીલકૂલ સત્તા નથી."

"માબાપ! મારા સામે ડોળા કાં કાઢો? મેં તમને શું કીધું?"

"તમે મને ઘેલી કીધી."

"એ તો-મને જેવું લાગ્યું તેવું કીધું. એમાં શું થઇ ગીયું?"

"તમે અમને ગાળ ભાંડી. અમારૂં ભુંડું ઇચ્છયું. ડોસા! તમે શિક્ષાને પાત્ર ગણાશો."

"અરરર. એટલું બધું? તમે તો અમારી આર્ય ભોમકાના અવતારોની જેમ પરમ આતમા ગણાઓ, તો પછી કામ-કરોધ-મોહ-મદ-માયાથી પર હશો. સરી કરસન ભગવાન જેવી અમુલી ગીતા પણ તમારામાં હશે એમ હું માનું છું."

"એવી ફિલસુફીમાં અમે ઉંડા ઉતરતા નથી."

"પણ-બાપા! તમે તો પુરણ પરસોતમ કીયો છો, તો પછી તમે જરૂર અજર અમર તો હશોજ."

"અમરત્વ પ્રાપ્ત કરવા માટે અમારા વિજ્ઞાન-વિશારદોના પ્રયોગો જારી છે; અને મૃત સંજિવની વિદ્યા વ્હેલામોડી સાધ્ય થશે એમ અમારી ખાત્રી છે."

"ત્યારે તો-તમારામાં પણ અમારી પેઠે આખર મોત તો ઉભુંજ છે ને?"

"અહ્યા બુઢ્ઢા! આજ તને આ શું થયું છે? આવો ગંભીર પ્રશ્ન પૂછીને તારે શું કરવું છે?"

"બાઇ! ગુસ્સે શું કામે થાઓ છો? તમે તો સંસ્કારી આતમા ગણાઓ, એટલે તમને તો પરબારૂં સ્વર્ગ મળતું હશે?"

"મનુષ્યના મૃત્યુ બાદ તેનો જીવ જહાન્નમમાં જાય, કે જીન્નતમાં જાય, કે આ જહાનમાં ફરી આવે તેની ચિંતામાં અમે પડતાજ નથી."

"ત્યારે-તમારા ચોરાશીના ફેરા તો ખરાજને? મુક્તિ તો નહીંજ ને?"

"મુક્તિ કેમ નહીં! અમે કાંઇ તમારી પેઠે મૂવા વાંકે જીવવાવાળા નથી. અમારી રસગ્રંથીઓ સુકાવા માંડે, અને ઘેલચ્છાના ચિન્હો જણાવા લાગે, ત્યારે તે પ્રાણી સમાજને નિરૂપયોગી ગણવામાં આવે છે; એટલે રાજ્ય તરફથી તેને ફરજીઆત એન ફીણ્થી સદાની શાંતિમાં પોઢાડી દેવામાં આવે છે. એજ નિર્વાણ-એજ મુક્તિ, બીજું શું?"

"તમારી ઘેલછાનો રોગ કોણ નકી કરે! આથી વળી બીજાં ગાંડપણના તમારામાં ખાસ શિંગડાં ઉગે છે ખરાં.?"

"હરામખોર! લુચ્ચા! લવરી બંધ કર." બાઇનું આખું સ્વરૂપ બદલાઇ ગયું, અને મને પડખામાં એવી પાટુ લગાવી કે હું ગડથોલું ખાઇ ગયો.

"અરે-અરે! બાઇ! મારો કાંઇ વાંક?"

"બસ! તેં ખૂલ્લે છોગે અમારો વિનાશ ઇચ્છયો છે. એક સંગ્રહસ્થાનના પ્રાણીને આવી છુટી જીભ આવે તે અમને ન પોશાય. તેં ભયંકર ગુન્હો કર્યો છે, અને તને શાસન કરવા માટે હું હમણાંજ હુકમ લઇ આવું છું." કહી તે બાઇ તો ગુસ્સામાં ચાલી ગઇ.

મને કળતરથી બહુ દુઃખ થયું. અરે-જીવ! શું જીવવાનો આ હેતુ! આવું ગુલામીજીવન જીવવામાં શું સુખ? આનાં કરતાં તો મોત ભલું! જરાવારે એક બીજી દૂતીને લઇને તે બાઇ આવી; અને ખરરર કરતી એક ખુરશી નીચે ઉતરી. મને કેવામાં આવ્યું કે—'ડોસા! આ ખુરશી ઉપર બેસો.'

"કાં-માબાપ?"

"તમે *પરભવ* અને *આત્મા* જેવા તત્વજ્ઞાનનો વિષય ચર્ચી અમારી સંસ્કૃતિના કાયદાનો ભારે દ્રોહ કર્યો છે. માટે તમને *પ્રાણ ત્યાગ* ની અંતીમ શિક્ષા ફરમાવવાનું આ *વારંટ* તમને સંભળાવવામાં આવે છે."

"માબાપ! દયા."

"નહીં! કાયદાનો અમલ કરવામાં દયા હોયજ નહીં. ચાલો-જલ્દી ઉઠો. તમને *એન* કોર્ણ આપવાના છે."

"મારી મેળે તો હું નંઇજ ઉઠું."

"એમ!" કરતે એક ચાંપ દબાવી, ત્યાં તો કાળ-ભૈરવ જેવો *રોબો* આવ્યો. તેણે મને એકદમ ઉંચકીને ખુરશીમાં નાખ્યો........અને.. ...

— ખલાસ —